ॐ श्री सिद्धेश्वरः प्रसन्नोऽस्तु॥

सद्गुरु महात्मा श्री क्षेमेन्द्राय नमो नमः ॥



# श्री स्त्रीधर्मगीता.

## ( પ્રથમ–ભાગ. )


રચયિતા;

**બ્રહ્મર્ષિ મહાત્મા શ્રી પ્રભાકર વિ૦ પ્રધાન શર્મા.**

"શ્રી બ્રહ્મર્ષિ વાણી,"–"શ્રી બ્રહ્મર્ષિ બાવની,"–"શ્રી પતિવ્રતા બારાખડી,"–"શ્રી ભગવદ્ભજનામૃત,"–"શ્રી મોક્ષમાળા,"–"શ્રી સ્વર્ગ-સોપાન,"–"શ્રી ગોરક્ષા,"–"શ્રી રામરસ," વિગેરે વિગેરે પુસ્તકોના કર્તા, અને કચ્છમોથાળા "ઋષિ આશ્રમ"ના સંસ્થાપક.




दोहा.

भूप भूसुर अरु भामिनी यावत् हैं अज्ञान;
तावत् भारतवर्षका कबहुँ न व्हैं कल्यान. ॥१॥
( श्री क्षेमेन्द्र सिद्धान्त. )


ભારતીય સુન્દરીઓના શ્રેયાર્થે પ્રકાશક;

**ભીમજી વાલજી રઘુવંશી.**





વિક્રમ સંવત્–૧૯૬૩. પ્રથમાવૃત્તિ. ઇ. સ. ૧૯૦૭.

**મુંબઇ,**

" જૈનોદય " પ્રેસમાં મુદ્રાંકિત કીધું.

**કિંમત રૂ. ૨–૦–૦**

ॐ

# स्मरण—स्तंभ.

"બિહાવ્યો માર્યો બંધન કીધો, તોય માતવિના નહીં સાતા;"
"એકું સગપણ તુલ્ય ન આવે, જેવું પુત્રને માતા"—

( શ્રીમદ્ ભાગવત દશમ-સ્કંધ. )

"પરમ પૂજ્ય સ્વર્ગવાસી **માતૃશ્રી ગંગાબાઇ**"
"તથા સ્વર્ગવાસી **માતૃશ્રી કુંવરબાઇની** સંસ્મૃતિ"
"નિમિત્ત પુત્ર ધર્માનુસાર આપની યત્કિંચિત્ શુશ્રૂષા"
"સમ્બંધી સાધન સ્વરૂપ આ સ્ત્રી ઉપયોગી **"શ્રી સ્ત્રી"**
**"ધર્મગીતા"** નામક પુસ્તકમાં આપના પવિત્ર"
"અભિધાનો સંઘટ્ટિત કરી, વ્યાવહારિક દેહ દ્રષ્ટિ"
"દ્વારા મનાતો આપનો આત્મજ (પુત્ર) પ્રભાકર શર્મા"
"તરફથી આપ સદ્ગુણી માતાઓના સ્મરણ ભૂત આ"
**"સ્મરણ સ્તંભ** વિક્રમાર્ક સમ્વત્ ૧૯૬૩ના આશ્વિન"
"શુકલ દશમીના દિવસે શ્રદ્ધા સહ સ્તંભિત કરવામાં"
"આવે છે.

કચ્છ મોથાલા;
ઋષિ આશ્રમ.

લા. આપનો,
અનૃણી આત્મજ,
પ્રભાકર શર્મા.

ૐ

# અર્પણ પત્રિકા.

**શ્રીમાન્ સ્વધર્મનિષ્ઠ પરોપકારી!**

**શેઠ રામજીભાઇ ગોવિંદજી જોગ:-**

મહાશય? આપ ગર્ભશ્રીમંત હોવા છતાં પણ અભિમાનથી રહિત થઈ મહાન્ વિનયી અને વિવેકીછો: આપ બાલ્યાવસ્થાથીજ તન, મન, અને ધનથી પરોપકારી કર્ત્તવ્યોમાં પ્રવેશ કરી એક બાહોશ વેપારી તરીકે આપના નામને આપે દેશ દેશાન્તરમાં પ્રસિદ્ધ કર્યું છે. તથા દિનપ્રતિદિન સત્પુરૂષોના સમાગમમાં રહી "આપણા દેશનો ઉદય કેમ થાય" તત્સમ્બંધી સતચર્ચા ચલાવી તદનુસાર યથાશક્તિ ભક્તિ કરોછો તેમજ અનેક ધાર્મિક સંસ્થાઓને ગુપ્ત રીતે આશ્રય આપી પોતાનું જીવન નિર્માનપણે ગાળોછો; વિગેરે વિગેરે સદ્ગુણોથી આપને અલંકૃત જાણી તથા બ્રહ્મર્ષિ પંડિત **પ્રભાકરશર્મા** પ્રત્યે આપની અપૂર્વ શ્રદ્ધા જોઇ આ તેમનો રચેલ "**શ્રી શ્રીધર્મગીતા**" નામક પુસ્તક હું આપનેજ અર્પણ કરૂં છું.

મુંબઇ—વડગાદી,<br>વિજયા દશમી.<br>સંવત ૧૯૬૩.

લી૦ ભવદીય.<br>**ભીમજી વાલજી રઘુવંશી.**

**જય શ્રી સચ્ચિદાનન્દ.**

# શ્રી ચતુરા પ્રબોધિની ચતુષ્ઠયી.

*( ૧ )

પતિ સેવા નિત કરજો બ્હેનો ! પતિ સેવા નિત કરજોરે;
પરમેશ્વર સમ પતિને જાણી, પતિ વચને અનુસરજોરે. પતિ સેવા. ૧.
સસરા ને સાસુની આજ્ઞા. ભાવ વડે શિર ધરજોરે:
સહુ કુટુમ્બથી સંપ સજીને, વિનયી થઇ વિચરજોરે. પતિ સેવા. ૨.
જેઠ, જેઠાણી અને નણંદથી, દ્વેષ બુદ્ધિ પરિહરજોરે;
સર્વ સગાંથી સ્નેહ સ્થાપીને. સત્ય વાતમાં ડરજોરે. પતિ સેવા. ૩.
સદાચરણી ને સદ્‌ગુણી થઇને, સહુનું ભલું સમરજોરે;
**ઋષિ પ્રભાકર** સતી વ્રત ધારી. આ ભવ સાગર તરજોરે. પતિ સેવા ૪.

( ૨ )

શિયળવ્રત્ત સુખકારી બ્હેનો ! શિયળવ્રત્ત સુખકારીરે;
એ વ્રત્ત આગળ અન્ય વ્રત્તાદિક, જાશે સઘળાં હારીરે. શિયળ૦ ૧
જે વનિતા એ વ્રત્તને પાળે, તેનો મહિમા ભારીરે;
"સતી કહીને સર્વે પૂજે" ભાવ ભક્તિ ઉર ધારીરે. શિયળ૦ ૨.
પર પુરૂષમાં ભાઇ પિતા સમ, જોગું વૃત્તિ સ્વિકારીરે;
તે સુન્દરી સુખ પામે જગમાં, જામે કીર્તિ સારીરે. શિયળ૦ ૩.
શિયળવ્રત્ત સંપન્ન જે શ્યામા, ધન્ય ધન્ય તે નારીરે;
**ઋષિ પ્રભાકર** તેની બોલે. વદન વદે બલિહારીરે. શિયળ૦ ૪.

( ૩ )

વ્હે'મની વાતો ટાળો બ્હેનો ! વ્હે'મની વાતો ટાળોરે;
વ્હે'મ માત્રને જુઠ્ઠાં જગમાં, જરૂર તમે નિહાળોરે. વ્હેમની૦ ૧.
પત્ની ધર્મની પૂર્ણ પ્રતિજ્ઞા, પ્રેમ ધરીને પાળોરે:
સતી તણું જે રૂપ તમારૂં, સાવધ થઇ સંભાળોરે. વ્હેમની૦ ૨.
બાળલગ્ન દુઃખદાયક જાણી, બાળાઓ તે બાળોરે:
સદ્વિદ્યાથી સજો સુધારા, કુચારાઓ ઉખાડોરે. વ્હે'મની૦ ૩.
ભણી ગણી નિજ પ્રાણનાથને, ભગવત્ રૂપે ભાળોરે:
**ઋષિ પ્રભાકર** બોધ શ્રવણ કરી, દિન આનંદમાં ગાળોરે. વ્હે'મની૦ ૪.

( ૪ )

ચતુરાની ચતુરાઇ બ્હેનો ! ચતુરાની ચતુરાઇરે:
સર્વ વસ્તુ સંભાળી રાખે, ચિતમાં ચાતુરી ચાહીરે. ચતુરાની૦ ૧
પતિની આવક થકી અધિકી, કદી ન ખરચે પાઇરે;
સ્વચ્છ વસ્ત્ર પ્હેરીને અંગે, સદા સજે સુઘડાઇરે. ચતુરાની૦ ૨.
વિવિધ પ્રકારે પાક શાસ્ત્રમાં, રાખે બહુ નિપુણતાઇરે;
નિત્ય સ્નેહથી નાથ રીઝવે, પતિ તણા ગુણ ગાઇરે. ચતુરાની૦ ૩.
આઠ પ્હોર પતિ આધિન રહીને, ઉરમાં ધરે સચાઇરે;
**ઋષિ પ્રભાકર** તેહ માનિની, સતીમાં શ્રેષ્ઠ મનાઇરે. ચતુરાની૦ ૪.

---

* આ ચતુરા-ચતુષ્ઠયી ગાયકથી સર્વ રાગમાં ગવાઇ શકાશે. (રાગ સમયાનુસાર.)

ॐ

# ભૂમિકા.



પ્રાચીન કાળમાં આપણા ભારતવર્ષમાં સ્ત્રીજાતિ વિદ્યા, સ્વધર્મ, નીતિ, આત્મવિદ્યા, શીયલ સંરક્ષણ પ્રભૃતિમાં પરિપૂર્ણ પારંગત હતી; અને તેથીજ તે પોતાના પ્રાણનાથ ભગવત્ સ્વરૂપ પતિ પ્રત્યે પોતાના કર્ત્તવ્ય કર્મને સાંગોપાંગ પાળી તદનુસાર વર્ત્તનારી હતી, એજ ભારતીય મહિલા મંડળ આજ વિદ્યા અને સ્વધર્મથી પતિત થઈ અજ્ઞાનદશામાં પોતાના જીવનને વ્યતિત કરે છે જેથી એ સ્ત્રી સમાજને વિવિધ પ્રકારે દ્રષ્ટાન્ત સિદ્ધાન્તો દ્વારા સચ્છિક્ષણ આપી વિદુષી બનાવવાની ઇપ્સા-ઇચ્છાથી સ્ત્રીજાતિને અતિ ઉપયુકત થાય એવા ઉત્તમોત્તમ વિષયોથી સમલંકૃત્ એક પુસ્તક રચવાની મને બહુ સમયથી મારા સંસર્ગી-સત્સંગી-સભ્યો તરફથી સૂચના કરવામાં આવી હતી. જેથી તેમની જિજ્ઞાસાને અનુસરી " **શ્રી સ્ત્રીધર્મગીતા** " નામક આ પુસ્તક રચવામાં આવેલ છે.

સામ્પ્રત સમયમાં સ્ત્રીધર્મ સંબંધી પુસ્તકો બહુજ અલ્પસંખ્યામાં જોવામાં આવે છે. એ અવશ્ય શોચજનક વાર્તા છે. કારણ કે:—**સ્ત્રીજાતિની ઉન્નતિ વિના ભારત વર્ષની ઉન્નતિ થવી એ શશશૃંગવત્ છે.** અને તેથીજ **कहे नेपोलियन देशने, करवा आबादान; सरसरीततो एजके द्यो माताने ज्ञान ॥ १ ॥** આ શ્રેયસ્કર સિદ્ધાન્તે ભારતવર્ષીય સાક્ષરોના હૃદય મન્દિરમાં પોતાની પરિપૂર્ણ પ્રાણ પ્રતિષ્ઠા કરી છે; **બ્રહ્મલોકવાસી સદ્‌ગુરૂ મહાત્મા શ્રી ક્ષેમેન્દ્ર મહારાજ** પોતાના સિદ્ધાન્તવાકયમાળામાં વદી ગયા છે કે:—

**दोहाः--भूप, भूसुर अरु भामिनी ज्यौंलौं हैं अज्ञान; त्यौंलौं भारतवर्षका; कबहुँ न व्हैं कल्यान ॥ २ ॥ ભાવાર્થ:—**
ભૂપ ( રાજા ), ભુસુર ( બ્રાહ્મણ ) અને ભામિની ( સ્ત્રી ) એ ત્રણ "ભકાર" જ્યાં સુધી અજ્ઞાન દશામાં રહેશે ત્યાં સુધી ભારતવર્ષ ( જે ચતુર્થ "ભકાર" રૂપ છે તે )ની ઉન્નતિ કયારે પણ થઇ શકે એમ નથી. અહા ! આ એક આમ પુરૂષના ઉદ્ગાર શું ! સદ્બોધે છે ! શું ! સૂચવે છે ! ! અતઃએવ ભારતીય વિદ્વાન્ પુરૂષોએ આપણા આર્યાવર્ત્તના અભ્યુદય હિતાર્થે પૂર્વની પેઠે યથાશક્તિ ઉન્નતિ કરવી જોઇએ. જ્યાં સર્વોન્નતિનું મૂળ મહિલા મંડળ અશિક્ષિત, વ્હેમી, અસંસ્કૃત હોય ત્યાં તદંગીભૂત સંતાનો સમ્બંધી તો પૂછવાનુંજ શું ? એ પ્રમાણે અજ્ઞાન દશામાંથી સ્ત્રીજાતિને મુકત કરી તેમને તેમના સ્વધર્મ (પાતિવ્રત્ય ધર્મ) સંબંધી સંસ્કારી કરવા માટે અધુના અનેક સ્ત્રી ઉપયોગી પુસ્તકોની આવશ્યકતા છે. એમ કહેવામાં યત્કિંચિત્ પણ અતિશયોક્તિ ગણાશે નહિ.

વર્ત્તમાન કાળના કેટલાક સ્વાર્થસાધક વેષધારી ધર્મોપદેશકો સ્ત્રીજાતિને તેમના સ્વધર્મ સંબંધી યથાર્થ સદ્બોધ ન આપતા હોવાથી કેટલીક સ્ત્રીઓ પોતાના વાસ્તવિક ધર્મને ભૂલી ગયેલી જોવામાં આવે છે. અને તેથી અન્ય પાખંડ ધર્મનેજ પોતાનો સ્વધર્મ સમજી તદનુસાર આચરણ કરવામાંજ પોતાને કૃત્યકૃત્ય માનવા લાગી છે; પરંતુ એ વાત આપણા નિરવદ્ય વેદોક્ત સનાતનધર્મના પવિત્ર સિદ્ધાન્તથી વિરૂદ્ધ હોતાં ત્યાજ્ય છે. કેમકે સનાતનધર્માનુસાર સ્ત્રીજાતિનો સ્વધર્મ તો "પતિસેવા" એજ છે અને એજ ઉદ્દેશના સાંગોપાંગ પ્રચારાર્થ આ "**શ્રી સ્ત્રીધર્મગીતા**" નામક પુસ્તકની રચના યથાશકિત કરવામાં આવી છે.

**શ્રીમદ્ ભગવદ્ગીતા** જેમ બ્રહ્મવિદ્યાથી અલંકૃત હોવાથી તત્વવેત્તા જ્ઞાની પુરૂષોને શિરોધાર્ય છે; તેમ આ "**શ્રી સ્ત્રીધર્મગીતા**" પણ પાતિવ્રત્ય ધર્મથી સમ્યક્ પ્રકારે સમલંકૃત હોવાથી સતી સુન્દરીઓને શિરોધાર્ય થઇ તેમનામાં તેમના સ્વધર્મનું વિનષ્ટ થયલું બીજ પુનઃ ઉત્પન્ન કરે તો તેમાં કંઇ આશ્ચર્ય નથી. સ્ત્રી જાતિને વાર્તાઓ સ્વાભાવિક રીતે પ્રિય હોવાથી આ પુસ્તકમાં શાસ્ત્રીય-સિદ્ધાન્તો પણ એક કથાના રૂપકથીજ લખવામાં આવ્યા છે. વળી પ્રસંગને અનુસરતા વિવિધ દ્રષ્ટાન્તો પણ આપ્યાં છે. છતાં સંસારમાં કોઇ પણ મનુષ્ય સર્વજ્ઞ નથી એ ન્યાયાનુસાર ક્વચિત્ દોષ દેખવામાં આવે તો તે પ્રત્યે સાક્ષર પુરૂષો દરગુજર કરશે એવી આશા છે.

આ પુસ્તકને પુત્ર માતાની પાસે, ભાઇ બ્હેનની પાસે, અને પિતા પુત્રીની પાસે વાંચવામાં કોઇ પણ પ્રકારની હરકત નથી. હાલના અવ્યવસ્થિત ગૃહસ્થાશ્રમમાં જો દરેક મનુષ્ય આ સ્ત્રી ઉપયોગી "**સ્ત્રીધર્મગીતા**" પુસ્તકનું દિનપ્રતિદિન કથા રૂપે પોતાના કુટુમ્બમાં વાંચન કરે તો તેનાથી ઘણે અંશે સ્ત્રીજાતિમાં સુધારો થવાનો સંભવ રહે છે. માટે અમારી ભારતીય સર્વ બ્હેનોને આ પુસ્તક એક વખત વાંચવાની અથવા જે વાંચી ન જાણતી હોય તેને સાંભળવાની અમે અત્ર ભલામણ કરીએ છઇએ.

આવા સ્ત્રી ઉપયોગી પુસ્તકોની આપણા શ્રીમંતોએ પોતાને ત્યાં શુભ પ્રસંગે પોતાની જ્ઞાતિમાં, પોતાના સગાં સંબંધીઓમાં લ્હાણી કરવી જોઇએ; કારણ કે સર્વદાન કરતાં વિદ્યાદાનનું મહાત્મ્ય અધિક છે. આ પુસ્તકમાંના આરંભમાના કેટલાંક ફાર્મોના પ્રૂફો અન્ય હસ્તે સુધરેલ હોવાથી શ્લોકોમાં બહુધા ભૂલો રહી ગયેલી જોવામાં આવશે તો તેને વિદ્વાન્ પુરૂષો ક્ષંતવ્ય ગણશે.

આ પુસ્તકને મુદ્રાંકિત કરાવવામાં શ્રીમાન્ વિસનજી-ભાઈ માધવજી; શેઠ રામજી ગોવિન્દજી, શેઠ હરિરામ-ભાઇ ધર્મસિંહ ખજુરવાળા, શેઠ શિવજીભાઇ પ્રયાગજી વિગેરે સજ્જન પુરૂષો દ્વારા આશ્રય આપવામાં આવ્યો છે. અને મારા પરમસ્નેહી ખીમજી વાલજી રઘુવંશી કે જે એક સનાતન ધર્મના સાચા પ્રેમી પુરૂષ છે તેમણે આ પુસ્તક માટે જે કંઇ કાળજી રાખી છે; તથા આ શરીર પ્રત્યે જે અપૂર્વ ભાવ રાખે છે તેથી અત્ર તેમને જે કંઇ ધન્યવાદ પવામાંઆ આવે તે સર્વ અલ્પ છે. શેઠ હરિદાસ પ્રેમજીના કીલીદાર, રા. રા. મણિલાલ નથુરામ ભાઈએ આ પુસ્તક સંબંધી વ્યવસ્થા રાખી છે. અંતિમ્ આ પુસ્તક સ્ત્રીજાતિને ઉપયોગી થઈ પોતાના નામને સાર્થક કરે એવી મારા ઇષ્ટદેવ શ્રી સિદ્ધેશ્વર પ્રત્યે અને મારા સદ્‌ગુરૂ શ્રી ક્ષેમેન્દ્ર મહારાજ પાસે મારી નમ્ર પ્રાર્થના છે.

સંવત—૧૯૬૩ વિજયાદશમી
શ્રી વિષ્ણુ વિલાસ ભુવન
વડગાદી—મુંબઇ.

લી૦ ભવદીય,
**પ્રભાકર શર્મા.**

---

# આશ્રયપત્ર.

 ૧:—મુંબઈના સુપ્રસિદ્ધ ખજુરના વેપારી સ્વધર્મનિષ્ઠ શ્રીમાન્ શેઠ હરિરામ ધર્મસિંહ તરફથી આ પુસ્તકના આશ્રય માટે રૂ. એકસો આપવામાં આવ્યા છે.

# શ્રી સ્ત્રીધર્મ ગીતા.

## પ્રસંગ—પ્રદર્શન.

**પ્રથમ ભાગ—સમાપ્ત.**


આ પુસ્તક મળવાનું ઠેકાણું:—

**મુંબઇ—વડગાદી. ખીમજી વાલજી રઘુવંશી.**

**પોષ્ટ—નં૦ ૩.**

**કચ્છ-મોથાલા. "ઋષિ આશ્રમ."**

**બ્રહ્મર્ષિ પ્રભાકર મહારાજ પાસેથી.**

# શ્રી "સ્ત્રીધર્મ ગીતા" પુસ્તક

## વિષે મળેલા વિદ્વાનોના અભિપ્રાયો.



૧:—કચ્છ-રાજ્યના કેળવણી ખાતાનાં એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ રા. રા. વિઠ્ઠલજીભાઇ કેશવજી દવે બી. એ. તરફથી:—બ્રહ્મર્ષિ પંડિત પ્રભાકર વિ. પ્રધાન શર્મા વિરચિત "સ્ત્રીધર્મ ગીતા" નામના પુસ્તકનો હસ્ત લેખ ઉપરઉપરથી વાંચી જતાં મારી સંપૂર્ણ ખાત્રી થઇછે કે:—એ પુસ્તક સ્ત્રીજાતિને બહુજ ઉપયોગી થશે. ભાષા સંસ્કારી, અને રસમય હોવાની સાથે વિષય વિચારની સંકલના પણ ઉત્કૃષ્ટ હોવાથી વાંચનારને આનંદની સાથે સદ્ગોધ થાય એવો ઉદ્દેશ પાર પાડવામાં પંડિત પ્રભાકર શર્મા ઘણે અંશે ફતેહમંદ થયા છે. નામદાર ઇંગ્રેજ સરકાર, દેશી રાજ્ય રજવાડાઓ તથા સદ્ગૃહસ્થો તરફથી આ ગ્રંથને સારો આશ્રય મળશે એમ હું ખાત્રી પૂર્વક માનું છું.

સમ્વત્ ૧૯૬૨ ફાલ્ગુન } (સહી) **વિઠ્ઠલજી કેશવજી દવે. બી.એ.**
શુકલપક્ષ, મંગલ } એજ્યુકેશનલ-ઇન્સ્પેક્ટર, કચ્છ.



૨:—મુંબઇના સુપ્રસિદ્ધ "ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ"ના શાસ્ત્રીજી પ્રાણજીવન હરિહર તરફથી:—બ્રહ્મર્ષિ પંડિત પ્રભાકર શર્મા તરફથી મને "સ્ત્રીધર્મગીતા"ના ૨૨ ફાર્મો છાપેલાં અવલોકનાર્થે મળ્યાં છે, તે પુસ્તક મેં આદિથી અંત સુધી વાંચ્યું છે. તેમાં એકંદર સ્ત્રી જાતિને માટે ઘણોજ ઉત્તમ બોધ આપવામાં આવ્યોછે, અને તે બોધને રસભર કરવા માટે તેના વાંચનારના અંતઃકરણ ઉપર દ્રઢ છાપ બેસાડવા માટે, કેટલીએક પૌરાણિક અને કેટલીએક આધુનિક કથાઓ દ્રષ્ટાન્ત તરીકે આપી છે. **વિદુષી સુરેન્દ્રમાલા** ઉપદેશ કરે છે અને સ્ત્રીમંડળ તેનું શ્રવણ કરે છે. આવી પ્રશંસનીય પદ્ધતિપર ગુંથેલી "શ્રી સ્ત્રીધર્મગીતા" સ્ત્રી મંડળમાં એક સ્વાધ્યાયનો ગ્રંથ થઇ પડે તો આર્ય મહિલા મંડળ પોતાનાં પાતિવ્રત્યના ગૌરવને સમ્પાદન કરવાને સમર્થ થાય અને તેથી ભારત ભૂમિના ગૌરવમાં પણ વધારો થાય આવી મારી માન્યતા છે.

સમ્વત્ ૧૯૬૩ ભાદ્રપદ } (સહી)
કૃષ્ણપક્ષ તૃતીયા-મંગળ } **શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.**
ગાયવાડી-મુંબઇ. }



# શ્રી સ્ત્રી ધર્મ ગીતા.

## શ્રી સુરેન્દ્રબાલા.

### અવતરણિકા—પ્રવેશ.

इन्द्रवज्रावृत्त.

या स्वैर्गुणैः शीलवतिषुमुख्या । सच्छास्त्रवाक्यामृतपानशक्ता ॥
भुत्वा द्रढानैष्ठिक ब्रह्मवृत्या । शुभायनेऽस्तात्सुसुरेन्द्रबाला ॥ १ ॥

( ब्रह्मनिष्ठ श्रीकृष्ण शर्मा. )



શ્રી ભરતખંડના પશ્ચિમ પ્રદેશ તરફ એક મણિપૂર નામક નગર હતું; આ મણિપુર નગરમાં બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, અને શૂદ્ર એ ચારે વર્ણ પોત પોતાના વેદોક્ત વર્ણધર્માનુસાર વર્તતા હતા. મૂખ્ય વર્ણ બ્રાહ્મણ વર્ગ સ્વધર્મ પરાયણ, સુશિક્ષિત અને વેદવિદ્યા સંપન્ન હોવાથી તદનુયાયી ત્રૈવર્ણિકો પણ ઉન્નતિ માર્ગમાં

અન્વિત થયેલા હતા. મણિપૂર નગરની અગ્નિ કોણમાં શ્રી શશિશેખર નામક એક મહાન્ વિશાલ શિવાલય હતું; આ ચમત્કારિ સ્વયં જ્યોતિઃ રૂપ મહાદેવ ઉપર મણિપૂરનાં સઘળાં સ્ત્રી પુરૂષો અનન્ય ભાવથી આસક્ત હતાં; અને તેથી આખું મણિપૂર નગર સર્વ સંપત્તિથી સમલંકૃત હતું, શિવાલયની બાજુમાં એક વિસ્તીર્ણ; સ્વચ્છ–મનહર–વારી–જલ વહન કરનારી સરિતા–નદી શોભતી હતી. જેથી આ શિવાલયની શોભામાં એ સરિતા પણ એક પ્રકારે વૃદ્ધિ કરનારી હતી. શિવાલયની આસપાસમાં મોગરો, જાઇ, જૂઇ, ગુલાબ વિગેરે સંખ્યાબદ્ધ સુવાસિક પુષ્પ વૃક્ષ, તથા અશ્વત્થ, આમ્ર, કદંબ, અને બદ્રિના વૃક્ષો બહુધા હોવાથી જાણે અન્ય બદ્રિકાશ્રમ હોય એવો પ્રેક્ષક વર્ગને પ્રત્યક્ષ ભાસ થતો હતો. આવા એકાન્તિક અને દિવ્ય આલયની પ્રશંસા શ્રવણ કરી અનેક યોગી પુરૂષો–સહજ સિદ્ધો–તપસ્વિઓ–બ્રહ્મચારીઓ સન્યાસીઓ દેશ પ્રદેશથી આ સિદ્ધાશ્રમમાં સ્વેચ્છાનુસાર નિવાસ કરતા હતા. આવનાર અસંખ્ય યોગી પુરૂષોમાંથી પણ રાત્રીનો નિવાસ કરનાર કોઇ વિરલોજ જણાતો. કારણ કે મણિપૂર નગરથી થોડેક દૂર આ આશ્રમ હોવાની સાથે ત્યાંની વિશાલ વૃક્ષોની ઘટા તથા ચિત્રવિચિત્ર પશુ પક્ષિઓના નાદ શ્રવણ કરી ભિરૂ પુરૂષથી ત્યાં કદીપણ રાત્રી રહી શકાય નહિ, એમ અનેક પ્રકારે જનચર્ચા નગરમાં ચાલતી હતી. એક સમયે જગન્નિયંતા પરમેશ્વરની પરમ પ્રસન્નતાથી તે સિદ્ધાશ્રમમાં એક દિવસે એક મહાન્ યોગિની સદ્રશઃ તરૂણ બાલાનું આગમન થયું. તેણીની મુખ મુદ્રાને જોઈ સાક્ષાત્ રતિ પણ લજ્જા પામી રતિપદને પ્રાપ્ત થઇ જાય. આ પ્રમાણે સૌન્દર્યાધિષ્ઠાત્રી હોવા છતાં પણ તે જાણે એક નૈષ્ઠિક બ્રહ્મચારિણી હોય એમ લાગતી હતી. તેના મસ્તકના કેશ

મહાન્ દીર્ઘ અને વિખરાયલા રહેવાથી નિતંબને સ્પર્શ કરી રહયાં હતાં. તેણીના ભવ્ય ભાલમાં અપૂર્વ તેજ દેખવામાં આવતું હતું. ગ્રીવામાં રૂદ્રાક્ષની ઝીણા દાણાવાળી શ્યામ માલિકા શોભી રહી હતી અને શરીર ઉપરનાં વસ્રો સર્વ કાષાય રૂપેજ અંકિત હતાં. આ સાધ્વીની એ પ્રમાણે દિવ્યાકૃતિનાં દર્શન કરી મણિપૂર નગર નિવાસી સઘળાં નરનારીઓ આ બાલામાં તલ્લિનજ થઈ રહેલા જણાતાં હતાં. આ તત્ત્વદર્શિનીની વાતચિત કરવાની શૈલી મહાન્ નમ્ર, ગંભીર, અને મૃદુતાથી સમલંકૃત હતી. જે દિવસથી આ બાલાનું મણિપૂર નગરમાં આગમન થયું તે દિવસથી નગરનિવાસી આસ્તિક સ્રીપુરૂષો પ્રતિદિન આ બાલાનાં દર્શન કરવા જતાં હતાં. તેમાં પણ સજાતિય-(સ્રી-સમાજ) તો આ બાલાથી એક ક્ષણ પણ પૃથક રહેવાને ઈચ્છતી નહિ. અધિકારી સજાતિય સ્રી સમાજ દ્વારા આ બાલાને "આપનું અભિધાન-નામ શું છે!" એમ જયારે પૂછવામાં આવ્યું ત્યારે આ મહાન્ વિદુષી સર્વ સદ્‌ગુણ સમ્પન્ન યોગિનીએ જણાવ્યું કેઃ— ભગિનીઓ! આ શરીરને "શ્રી સુરેન્દ્રબાલા" એ અભિધાન—નામથી ઓળખવામાં આવે છે. અને માત્ર વ્યાવહાર સિદ્ધ કરવા માટેજ આ શરીરને "શ્રી સુરેન્દ્રબાલા" તરીકે નામ આપવામાં આવેલ છે. "શ્રી સુરેન્દ્રબાલા" આ નામ શ્રવણ કરી અધિકારીણિ સ્રી સમાજ પ્રસન્ન થઈ અને પોતાને સ્રીધર્મ સંબંધી ઉપદેશ આપવા માટે શ્રી સુરેન્દ્રબાલાના ચરણ શરણ થઈ યાચના કરી; જેથી પ્રેમાધીન અને જગતનું કલ્યાણ કરવા, તથા સનાતન ધર્મના સત્ય સિદ્ધાન્તો પ્રચારી-સ્રી જાતિમાં પાતિવ્રત્ય ધર્મનું બીજ રોપવાનો ઝુંડો લઇ વિચરનારી શ્રીમતિ યોગિની સુરેન્દ્ર બાલાએ મણિપૂર નગર નિવાસીની સઘળી સ્રી સભાની સન્મુખ

આ પ્રમાણે ઉપદેશક્રમ આરંભ કર્યો. જે ઉપદેશથી આ ગ્રંથ યોજાય છે. અને પ્રત્યેક દિવસે પ્રત્યેક પ્રકરણ સમ્પૂર્ણ કરી શ્રી સુરેન્દ્ર બાલાના ઉપદેશને અંતે આ ગ્રંથ પણ સમાપ્ત થાય છે. ॐ शान्तिः शान्तिः शान्तिः

---

## પ્રથમ દિવસ.

### શ્રી સુરેન્દ્રબાલા સદ્બોધ સમારંભ.

## મનુષ્ય શરીરની મહત્તા.

दोहा.

सुर दुर्लभ तन पाइकें, कबहुं न करैं प्रमाद;
ऋषि प्रभाकर सोइ नर; लहैं परम आह्लाद्. ॥१॥

(श्री मोक्षमाला.)




આદિત્ય (સૂર્ય) ભગવાન્ પોતાની પ્રકાશમય રશ્મિઓદ્વારા જગત્‌ના મહાન્ અન્ધકારને નષ્ટ કરી જેમ સર્વત્ર પોતાનો સંચાર કરે છે; તેવીજ રીતે આ યોગિની **શ્રી સુરેન્દ્રબાલા** સદ્બોધ રૂપી સૂર્ય અને તદન્તર્ગત્ વ્યાખ્યાન–ઉપવ્યાખ્યાન રૂપી રશ્મિઓદ્વારા–અવિદ્યા રૂપ અંધકારને નષ્ટ કરતી હતી. સૂર્ય ભગવાન્ મધ્યાન્હકાળના પોતાના ઉષ્ણ કિરણોથી વિરામ પામી જ્યારે કિંચિત્ શાંતિમય કિરણોને પ્રકાશવા લાગ્યા અર્થાત્ સંધ્યાના ચાર વાગ્યાનો જ્યારે સમય થવા આવ્યો ત્યારે મણિપૂર નગર નિવાસીનિ સર્વ સ્ત્રી સમાજ એકત્ર થઇ

શ્રી શશિશેખર નામક મંદિરમાં **શ્રી સુરેન્દ્રબાલા** પાસેથી સ્ત્રીધર્મ સંબંધી સદ્બોધામૃતનું પાન કરવા તૈયાર થઇ, ત્યાં મંદિરના મધ્યભાગનાં વિશાલ ચોકમાં એક મહાન્ દિવ્ય–સુશોભિત, ઉચ્ચાસનની ગોઠવણ કરી જે ઉપર અમૂલ્ય મનહર વસ્ત્રો પથરાવી તે પવિત્ર આસન ઉપર બિરાજવા **શ્રી સુરેન્દ્રબાલાને** સર્વ સ્ત્રી સમાજે પ્રાર્થના કરી. સર્વ પ્રકારે સ્ત્રીજાતિની શુદ્ધ ભક્તિ તથા તેમની પોતાના પ્રત્યે અપૂર્વ પ્રીતિ જોઇ **શ્રી સુરેન્દ્રબાલા** "પ્રાચીનકાળમાં થઇ ગયેલી સતીઓમાંથી શ્રી સતી સાવિત્રી, શ્રી સતી સીતા, સતી દમયંતી, સતી અનુસૂયા, સતી પાર્વતી" વિગેરેનું સ્મરણ કરી ઉચ્ચાસન ઉપર બિરાજી. તે સમયે સ્ત્રી સમાજને પોતાના અંતઃકરણમાં જે અપૂર્વ આહ્લાદ ઉદ્ભવ્યો તે પ્રદર્શિત કરવા માટે પોતાની કરતલ ધ્વનીઓથી અને જય જય શ્રી સુરેન્દ્રબાલા એ પ્રમાણે ઉભય રીતે મહાન્ ઘોષ કર્યો. ત્યારબાદ સ્ત્રીસમાજે શ્રી સુરેન્દ્રબાલાનું શાસ્ત્ર વિધિ પ્રમાણે ષોડશોપચાર રીતે પૂજન કર્યું અને અંતે સર્વ સ્ત્રીઓ ઉભી થઇ પોતામાંથી બે સ્ત્રીઓના હાથમાં આરાર્તિ આપી અને અવશિષ્ટ સ્ત્રી સમાજ અન્યોન્ય હસ્ત સ્પર્શથી આરાર્તિ કરી મંદિરના મધ્યભાગના વિશાલ ચોકમાં પાથરેલી જાજમ ઉપર સર્વે પોત પોતાની યોગ્યતા પ્રમાણે બેઠી.

આ સમયે મણિપૂર નગર નિવાસી સંખ્યાબંધ સદ્ગૃહસ્થો આ "મહિલા પરિષદ્" નાં દર્શન કરવા માટે આવેલા હતાં અને જાણે સાક્ષાત્ જગદંબા સતી પાર્વતીજી–ઋષિ પત્નિઓને કૈલાશમાં સ્ત્રીધર્મ સંબંધી સદ્બોધ આપતાં હોય એ પ્રમાણે પ્રેક્ષકવર્ગને ભાસ થતો હતો. શ્રી સુરેન્દ્રબાલાને જે આ પ્રમાણે અપૂર્વ માન અર્પણ કરવામાં

આવ્યું તત્સંબંધી ઉપકાર રૂપે બે શબ્દો કહી, અને પછી નિચે પ્રમાણે-પોતાના મહાન્ ઉપદેશ-સંબંધી પ્રવચન કરતાં જણાવ્યું કેઃ—

પવિત્ર બ્હેનો ! “ **जन्तुनां नरजन्म दुर्लभमत्तं** ” આ વાકય શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમચ્છંકરાચાય સનાતન વૈદિક માર્ગપ્રવર્ત્તક નિખિલ નિગમાગમ સાર હૃદય શ્રીમજ્જગદ્દગુરૂએ શ્રી વિવેકચૂડામણિ નામક ગ્રંથમાં લખી જણાવ્યું છે કેઃ- જન્તુઓને એટલે દેહધારી પ્રાણીઓને નર જન્મ (મનુષ્ય-શરીર) ની પ્રાપ્તિ મહાન્ દુર્લભ છે. મનુષ્ય એ શબ્દમાં સ્ત્રી અને પુરૂષ એ ઉભય (બન્ને) નો સમાવેશ થાય છે. અને તે માટેજ જગદ્દગુરૂ શ્રી શંકરાચાર્ય મહારાજે એ “નર જન્મ” શબ્દ મૂલમાં યોજેલ છે. પરબ્રહ્મ પરમેશ્વરે પોતાની અપૂર્વ અને અદ્દભૂત શક્તિ દ્વારા આ જગત્‌ની દરેક કૃતિ નિર્માણ કરી છે. તેમાં મનુષ્ય શરીર સમાન અન્ય કોઇપણ ઉત્તમ શરીર નથી કારણ કેઃ—

**आहार निद्रा भय मैथुनानि समानिमेतत् पशुभिर्नराणाम् ॥**
**ज्ञानमधिको मनुष्ये विशेषो ज्ञानैर्विहिना पशुभि समानाः ॥१॥**

**ભાવાર્થઃ**—આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર પદાર્થો તો પશુઓમાં અને મનુષ્યોમાં સમાનજ છે; પરંતુ મનુષ્ય શરીરમાં જ્ઞાનની પ્રાપ્તિ થવી એજ અધિક છે માટે જ્ઞાન સિવાયના જે મનુષ્યો છે તે સાક્ષાત્ પશુ સમાનજ જાણવા જોઈએ.

ત્રેઆસી (૮૩) લક્ષ, નવાણું (૯૯) હજાર નવસોને નવાણું (૯૯૯) શરીરોમાં ભ્રમણ કરતાં કરતાં કયારેકજ મનુષ્ય શરીરની પ્રાપ્તિ થાય છે કેમકેઃ—

शुभैराप्नोति देवत्वं निषिद्धैर्नारकीं गतिं ॥
उभाभ्यां पाप पुण्याभ्यां लभते मानुष्यंऽवशः ॥ २ ॥

**ભાવાર્થઃ**—શુભકર્મ-સદાચરણથી દેવપણાને પ્રાપ્ત થવાય છે, અને નિષિધ-નિંદિત, કર્મથી નરક સબંધી ગતિ મળે છે. પરંતુ જ્યારે પાપ અને પુણ્ય એ બન્ને સમાન હોય છે ત્યારેજ મનુષ્ય શરીરની પ્રાપ્તિ થાય છે. અને એજ પ્રમાણે શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના ૨ અધ્યાયના ૨૧ શ્લોકમાં પણ નવ યોગેશ્વરોના પ્રત્યે રાજર્ષિ જનકે કહ્યું છે કેઃ—

दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुर ॥
तत्रापि दुर्लभं मन्ये वैकुण्ठं प्रिय दर्शनं ॥ ३ ॥

ભાવાર્થ—મનુષ્ય શરીર દુર્લભ છે. અને વળી ક્ષણ ભંગુર છે એવીજરીતે શ્રીમન્ વૃદ્ધચાણાક્ય નામના મુનિએ નીતિશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ॥
एतत् सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥ ४ ॥

**ભાવાર્થઃ**—દ્રવ્ય મિત્ર, સ્ત્રી, પૃથ્વિ, વિગેરે વારંવાર પ્રાપ્ત થાય છે પરંતુ મનુષ્ય શરીરની વારંવાર પ્રાપ્તિ થતી નથી. અર્વાચિન સંસ્કૃત વિદ્યાના પ્રોફેસર ભટ્ટ મેકસમ્યૂલર કહે છે કેઃ—The man's life is the best of all અર્થાત્ મનુષ્ય શરીર સર્વથી ઉત્તમ શરીર છે. આપણા પરમ વૈષ્ણવ શિરોમણી શ્રી મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામભક્ત ગોસ્વામી શ્રી તુલસીદાસજી સ્વવિરચિત રામાયણના ઉત્તરકાંડમાં લખેછે કેઃ—

## चोपाइ.

नरतन सम कवनिउ नहिं देही जीव चराचर याचत जेहीं ॥
स्वर्ग वर्ग अपवर्ग निसैंनी ज्ञान विराग भक्ति सुख दैंनी ॥५॥

**ભાવાર્થઃ**—મનુષ્ય શરીરની સમાન અન્ય કોઇ પણ ઉત્તમ શરીર નથી; જેની ચરાચર-સ્થાવર જંગમ જીવો યાચના કરે છે કારણ કે, સ્વર્ગ, જન્મ-મરણ, અને મોક્ષ-પદ, એ ત્રણે માર્ગને પ્રાપ્ત થવા માટે આ (મનુષ્ય શરીર) એક નિસરણી (સીઢી) છે; તથા જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ સંબંધી અપૂર્વ સુખને આપનાર છે. એવી રીતે દરેક શાસ્ત્રોમાં, દરેક માર્ગ-પંથ-મત--સમ્પ્રદાયોમાં મનુષ્ય શરીરની મહુત્તા પ્રતિપાદન કરવામાં આવેલછે. હવે આપણે વિચાર કરીએ કે જે શરીરની સર્વ શાસ્ત્રોએ અને સર્વ મતમતાન્તરવાળાઓએ એ પ્રમાણે પ્રશંસા કરી છે તેનું કારણ શું! તેમજ અન્ય પશુ, પક્ષિ, આદિ પ્રાણીઓનાં શરીરો નષ્ટ થયાં પછી પણ કેટલીક રીતે તે કામમાં આવે છે. તેની સરખામણી કરતાં તો મનુષ્ય શરીર બિલ્કુલ ઉપયોગી શરીર નથી, છતાં પણ જેની આટલી મહુત્તા મહાત્માપુરૂષો વર્ણવે છે તત્સંબંધી રહસ્ય-તત્વ-પ્રયોજન શું? આ બાબતનું સૂક્ષ્મ રીતે અવલોકન કરતાં; કારણ એ જણાય છે કે, મનુષ્ય શરીરમાં [Inspiration] પ્રેરણા શક્તિ છે અન્ય શરીરોમાં નથી; અને તે મહાન્ શક્તિના બળથીજ મનુષ્ય પોતાના કર્ત્તવ્યાકર્તવ્યને-સારાનરસાને, લાભાલાભને ગ્રાહ્યાગ્રાહ્યને જાણવામાં સમર્થ છે અને તેથીજ અહિતકર માર્ગને તિલાંજલી આપી વિવેકી સદ્વિચારસંપન્ન પુરૂષો હિતકર માર્ગમાં પ્રવેશે છે. આ કર્મભૂમિ ભારતવર્ષમાં મનુષ્ય જન્મ પ્રાપ્ત થવાથી દેવતા વિગેરેના પદને પમાય છે, એટલુંજ નહિં પરંતુ એજ ભૂમિકામાંથી અન્તિમ બ્રહ્મપદ મેળવવા પર્યન્ત મનુષ્ય શરીરને અધિકાર સમર્પણ કરવામાં આવેલ છે; તેથીજ સ્વર્ગલોકનિવાસી વિબુધગણ (દેવતા લોક) પણ મુક્તકંઠથી કથન કરેછે કેઃ—" **धन्या स्तुये**

**भारत भूमि भागे** "જે ભારત વર્ષમાં મનુષ્ય શરીરને પ્રાપ્ત થયા છે તે ખરેખર ધન્યવાદપામવા લાયક છે અને "હે પરમેશ્વર! આ પવિત્ર ભારત વર્ષમાંઅમને પુનઃ જન્મ પ્રદાન કર!," એ પ્રમાણે દેવગણ પ્રાર્થના કરે છે. કદાચ કોઇ મહાશય કહેશે કે, **અમે બહુ ઉદ્યોગી છીએ** તો તે ઉદ્યોગના પ્રબળ સદ્‌ગુણથી તો અમને મનુષ્ય તરીકે માનશો? અલબત્ત ઉદ્યોગ એ એક માનવ જાતિનું પરમ ભૂષણ છે; પરંતુ કેવળ જ્ઞાનશક્તિ સિવાય માત્ર ઉદ્યોગદ્વારાજ પોતાને મનુષ્યત્વમાં મનાવવા જશે તો તેને હું નિમ્નઃ લિખિત (નિચે લખેલ) શ્લોક સમર્પણ કરીશ; સાંભળો, નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ--

**उद्योग खलु कर्त्तव्यो फल मार्जारीवद्भवेत् ॥**
**जन्म प्रभृति गौंनास्ति पयं पिबती नित्यशः ॥ ६ ॥**

**ભાવાર્થ**ઃ—મનુષ્ય જાતિએ ઉદ્યોગ માર્જારી (બીલાડી)નીપેઠે કરવો; કારણ કે બીલાડીની પાસે જન્મથી લઇ કરી કંઇ ગાય હોતી નથી તથાપિ તે પોતાના પરમ પુરૂષાર્થ–ઉદ્યોગના બળથી હમેશાં પય (દૂધ) પાન કરે છે. એ કેવો મહાન્ ઉદ્યોગ? કે જેની પાસે તૃણ (ઘાસ) નથી; ગાય નથી, તથાપિ પણ પોતાનો એક દિવસ પણ એવો જવા દેતી નથી કે જે દિવસ તે બિલાડી પય (દૂધ) પ્રાશન કરે નહિં. એથી જે જ્ઞાન સિવાય માત્ર ઉદ્યોગની પ્રશંસા કરી મનુષ્યત્વને પામવાજશો તો હું તેના એક ઉદ્યોગરૂપ સદ્‌ગુણને પ્રતિપાદન કરી મનુષ્યના બદલે માર્જારી (બિલાડી)ની ઉપમા આપું તો તે મારા ધારવા પ્રમાણે અનુચિત નહિં ગણાય. કદાચ્ અન્ય કોઇ સંગીત શાસ્ત્ર નિષ્ણાત જિવાત્મા પોતાના મનહર–મધુર–પ્રિય સ્વરના સદ્‌ગુણથી પોતાને મનુષ્યત્વમાં

મનાવવા મથશે તો હું તેને " **कोकिलनां स्वरोरुपं** " (કોકિલાનું સ્વર એ રૂપ છે.) આ વાક્ય સંભળાવી તેવા ગાંધર્વને કેવળ કોયલની ઉપમા આપીશ. કદાચ્ કોઇ દીર્ઘદર્શી જિવાત્મા અર્થાત્ પોતાના સ્થાનથી ૨૦ થી ૨૫ કોશ ઉપર શું વાર્તા બને છે તે પોતાના સ્થાન ઉપરજ બેઠેબેઠે બતાવવા જેટલી શક્તિ ધરાવી મનુષ્યત્વમાં મળવા જશે તો હું તે અનેક સિદ્ધીઓમાંથી આ એક સિદ્ધિ સંપાદન કરનાર જિવાત્માને શ્રીમદ્ રામાયણ અવલોકન કરવાની ખાસ ભલામણ કરીશ જેમાં ગ્રીધ નામક પક્ષિએ ઘણું દૂરથી શ્રીમન્ જગન્માતા શ્રી જાનકી (સીતા)જીને જોયા હતા અને તેથીજ આ પ્રમાણે એક ઉક્તિ નિર્મિત છે કેઃ—" **ग्रीध पक्षी दूरदर्शी** " ગ્રીધ નામક પક્ષી બહુજ દૂરથી જોઇ શકે છે. કદાચ્ કોઈ અન્ય જીવાત્મા વ્યાખ્યાનકાર—વાક્પટુતા ધરાવનાર, અનેક પ્રકારનાં શબ્દ ભંડોળદ્વારા તથા અનેક ભાષાના જાણનાર તરીકે જો પોતે મનુષ્યત્વમાં મળવા ઇચ્છા ધરાવશે તો હું તેવા વાગ્મિવરની " **चंडोल पक्षि** " થી સરખામણી કરીશ. કેમકે "**ચંડોલ**" નામે એક જાતનું પક્ષિ થાય છે; તેમાં ઈશ્વર દત્ત એવી બુદ્ધિ હોય છે કે, જેવી રીતે સાંભળે તેવીજ રીતે પાછો બોલી બતાવે; અને ગમે તેવી ભાષાના ગમે તેવા શબ્દોચ્ચાર કરો પરંતુ તત્કાલજ તેનું અનુકરણ કરી તેવું ને તેવુંજ બોલી બતાવે છે. તેટલા માટેજ મહાત્મા શ્રીમ ક્ષેમેન્દ્ર મહારાજે એક પ્રસંગે જણાવ્યું છે કેઃ—

**चारवेद अरु अंगषट, याकें बोलहीं बोल; ॥**
**ज्ञानबिना सो जानियें; द्वितिय पाक्षि चंडोल ॥ ७ ॥**

**ભાવાર્થ**:-ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વણ એ ચાર વેદ, તથા વ્યાકરણ, કલ્પ, નિરૂક્ત, છન્દ, જયોતિષ, અને

૨૦૯૯



શિક્ષા એ વેદનાં અંગ સંબંધી ભલે કથન કર્યા કરે; પરંતુ જેમાં જ્ઞાન ન હોય તેબીજ્ઞે ચંડોલ પક્ષિની પેઠે સમજવો જોઇએ. આ ઉપરથી તેવા વાચાલ જિવાત્માનો પણ મનુષ્યત્વમાં પ્રવિષ્ઠ થવાનો દાવો થઇ શકે તેમ નથી; કદાચ્ અન્ય કોઇ જિવાત્મા કહેશે કેઃ– હું સદા સર્વદા, ફળાહાર કરૂં છું અને ક્યારેક તો નિરાહાર રૂપેજ રહું છું તો તેથી મને મનુષ્યત્વમાં માન્ય કરશો તો તેવા વિર પુરૂષ(?) ને હું "**सर्पा पिबन्ति पवनं न च दुर्बलास्ते**" આ વચન સંભળાવીશ. અર્થાત્ સર્પ હમેશાં પવનનુંજ આહાર કરે છે, એ પ્રમાણે જ્ઞાન સિવાય ક્યારે પણ મનુષ્યત્વનું મહાત્મ્ય પ્રાપ્ત થઇ શકે એમ નથી. શ્રીમદ્દનું કથન છે કે,

## शार्दूलविक्रिडित वृत्त.

**मीनः स्नानरतः फणी पवन भुक् मेषस्तु पर्णाशना**
**भस्मो धूलन तत्परो खलुखरो ध्यानाधिरुढोबकः ॥**
**निराशः खलुचातको प्रतिदिनं शेते बिले मूषकः ।**
**सर्वे किं ननुयान्ति मोक्ष पदवीं ज्ञान प्रधानं तपः ॥ ८ ॥**

**ભાવાર્થ**:–મીન (માછલું) હમેશાં સ્નાનમાં પ્રીતિવાળું છે, અર્થાત્ જલમાંજ રહે છે; સર્પ પવનનો અહાર કરે છે; બકરા-પાંદડાઓનો અહાર કરે છે; ગધેડા ધૂલિ (ભસ્મ) મર્દન કરે છે; બગલો હમેશાં ધ્યાનમાંજ આરૂઢ રહે છે; ચાતક પક્ષિ હમેશાં આશા વગરનો (નિરાશ) રહે છે; ઉંદર સર્વદા રાફડા (ગુફા)માંજ શયન કરે છે; ત્યારે એ સર્વેનો મોક્ષ કેમ થતો નથી? ક્યાંથી થાય, કારણ કે મોક્ષનો હેતુ મૂખ્ય જ્ઞાન છે–શ્રુતિ ભગવતિ પણ એ પ્રસંગમાં પરમ પ્રમાણરૂપ વાક્યો વદે છે કેઃ—

"**ऋतेःज्ञानान्नमुक्तिः** ॥ ९ ॥ "જ્ઞાન વિના મુક્તિ થતી નથી.
" **ज्ञानादेवतु कैवल्यं** ॥ १० ॥ "

**ભાવાર્થઃ**--જ્ઞાનથીજ કૈવલ્ય (મોક્ષ) પ્રાપ્ત થાય છે.

**" नान्यपंथा विद्यतेऽयनाय ॥ ११ ॥ "**

**ભાવાર્થઃ**--મોક્ષ માર્ગને પ્રાપ્ત થવા માટે જ્ઞાન સિવાય અન્ય માર્ગ નથી; એ પ્રમાણે સર્વ સચ્છાસ્ત્રો આ વિષયમાં સમ્યક્પ્રકારે સમ્મત છે; યદ્યપિ ઉપરનાં ગુણો જે મેં આપની પાસે વર્ણન કર્યાં, તે સર્વ ગુણો મનુષ્ય મહુત્તામાં એક એક અંશે દાવો કરનારાજ છે. એમાં યત્કિંચિત્ પણ શંસય નથી. કેમકે મનુષ્ય જાતિની ઉદ્યોગશક્તિદ્વારાથીજ આજે આપણા ભારતવર્ષમાં વહ્નિરથ (આગગાડી) વહ્નિનૌકા (આગબોટ) વિદ્યુત સન્દેશ (ટેલીગ્રાફ) વિદ્યુત શકટ (વિજલીક ટ્રામ) વિગેરે પ્રચલિત થયાં છે; જેથી હું ઉપરનાં સર્વ ગુણોને મળતી થઈ તેની સાથેજ જ્ઞાનની મહુત્તા પ્રતિપાદન કરવાની અભિલાષીછું", અને તે સર્વાંશે યોગ્યજ ગણાશે. હવે એ જ્ઞાન જેની એ પ્રમાણે મહુત્તા પ્રતિપાદન કરવામાં આવે છે; તે જ્ઞાન એટલે શું તે આપણા માટે એજ જ્ઞાન છે કેઃ-પોત પોતાના સ્વધર્મ પરાયણ થઈ આ લોક અને પરલોક સંબંધી યશ સમ્પાદન કરવું એજ અત્ર અસ્મત્ ઉપદેશ છે; પોતાના પૂજ્ય પ્રાણનાથ પતિની મન, કર્મ, અને વાણીથી યથાર્થ રીતે શુશ્રુષા-સેવા કરી, પોતાના વ્યાવહારિક કાર્યોમાં સાવધ રહેવું અને જેથીજ પ્રાચીન કાળમાં થઇ ગયલી સતીઓ પેઠે આજકાલ પણ સતીપદને પામી શકાય છે. એ પ્રમાણે મેં આપને આપણા મનુષ્ય શરીરની મહુત્તા સંબંધી યથાશક્તિ ઉપદેશ પ્રદાન કર્યો છે; તે ઉપદેશને આપ સર્વે એકાગ્રચિત્ત લક્ષ આપી પુનઃ પુનઃ મનન, અને નિદિધ્યાસન કરશો. આતો આપણને નિશ્ચયછે કે આપણને એવા અપૂર્વ, દુર્લભ્ય માનવ શરીરની પ્રાપ્તિ થઇ છે; અને તે અલભ્ય માનવ જીવનને સાર્થક કરવામાં મુખ્ય એકજ પરમોપાય છે તે એજ કે સત્સંગ, અને એજ જીવનને નિરર્થક કરવામાં પણ એક જ સાધન છે કે જેને તત્ત્વવેત્તા પુરૂષો

"કુસંગ" એવા શબ્દથી ઓળખાવે છે; જેણે પોતાના માનવ જીવનને ઉન્નત્ત માર્ગમાં પ્રવેશ્યો છે; તે સત્સંગથી. અને જે જે અવન્નત માર્ગમાં પડી અધોગતિને પ્રાપ્ત થયા છે તે કુસંગથી. માટે હુવે હું આપને સુસંગ–અને કુસંગ સમ્બંધી જે કંઈ ઉપદેશ પ્રદાન કરીશ તે ઉપર આપ સર્વે દત્ત ચિત્ત રહેશો.

---

# સુસંગ અને કુસંગ.

## शार्दूलविक्रीडितवृत्त.

गङ्गेवाघविनाशिनी जनमनःसंतोष सच्चन्द्रिका ॥
तीक्ष्णांशोरपिसत्प्रभेवजगदाज्ञानान्धकारापहा ॥
छायेवाखिलताप नाशनकरी स्वर्धेनुवत्कामदा ॥
पुण्यैरेवहिलभ्यते सुकृतिभिःसत्संगतिर्दुर्लभाः ॥ १२ ॥

ગંગાની પેઠે પાપને નાશ કરનારી, ચંદ્રિકા (ચાંદની) ની જેમ લોકોનાં મનને સંતોષ પમાડનારી, સુર્યની કાંતિની જેમ જગતના અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરનારી, છાયાની જેમ સર્વ તાપને શમાવનારી, અને કામધેનુ (ગાય) ની પેઠે ઈચ્છિત કામનાને પૂરનારી એવી દુર્લભ સત્સંગતિને સુકૃતિ પુરૂષો પુણ્યથીજ મેળવે છે. સત્સંગ એટલે શું! એ સમ્બંધી વિચાર કરતાં જણાય છે કેઃ—**સત્સંગ** એ વાકયમાં બે શબ્દ છે જેમકે **સત્** અને

સંગ અર્થાત્ જે શ્રેષ્ઠ-ઉત્તમ-સત્ય સંગ-સમાગમ તેનેજ સચ્છાસ્ત્રોમાં સત્સંગ કહેછે. જે સ્થળે સાચા જ્ઞાની પુરૂષો-તત્ત્વવેત્તા ઋષિઓ-બ્રાહ્મણો સત્ચર્ચા કરતા હોય તેવા સ્થળ પ્રત્યે જઇ નિવાસ કરનાર સત્સંગમાં નિવસિત પદને પ્રાપ્ત થાય છે. વર્તમાન કળિયુગમાં તેવા સત્સંગ કરનારાઓ બહુ અલ્પ જોવામાં આવે છે; પરંતુ હાલમાં કેટલાક નિરક્ષર ભટ્ટાચાર્ય-અભણ,-મૂર્ખ લોકો માત્ર વેષને ધારણ કરી સત્સંગી થવા જાય છે પરંતુ તેઓને સાચા સંગી સમજવા નહિં કારણ કે સદ્ગુણ સમ્પન્ન સિવાય માત્ર વેષ બદલવાથીજ કંઇ સત્સંગી થઇ શકાતું નથી માટે સર્વદા પરિક્ષા કરી અને જો તેમાં સર્વે સત્યગુણ જોવામાં આવે તોજ તેવાઓનો સમાગમ કરવો ઉચિત છે. જેમ હંસ અને બક, કાક અને કોયલ, સાકર અને ફીટકડી રંગથી-રૂપથી મળતાં છે તથાપિ સજ્જન વિવેકી પુરૂષો ગુણ કર્મથી પરિક્ષા કરી પ્રત્યેક પદાર્થને યથાર્થરીતે જાણે છે; તેવીજ રીતે આપે પણ પોતાની બુદ્ધિથી લોકાચારથી, પોતાના કુલનાં વડીલોની ઇચ્છાથી, પરિક્ષા કરી તત્સંબંધી અસત્યસંગથી મુક્ત થઇ સત્યસંગમાં અનુરાગી થવું જોઇએ. સત્સંગનો પ્રભાવ તો જગપ્રસિદ્ધજ છે. જેથી અત્ર હું આપને વિસ્તારપૂર્વક ઉપદેશ પ્રદાન કરતી નથી તથાપિ પ્રસંગવશાત્ હું આપને એ શબ્દ કહું છું. કલ્પવૃક્ષ કલ્પેલા મનોરથોને આપે છે, કામધેનુ ઇચ્છિત પદાર્થને દુઝે છે; ચિંતામણી ચિંતવેલી વસ્તુને આપે છે; અને સજ્જન-વિદ્વાન, જ્ઞાની પુરૂષોનો સંગ જે "સત્સંગ" તે તો સર્વ વસ્તુને આપે છે; ગંગાજી પાપને; ચંદ્રમા તાપને; અને કલ્પતરૂ દીનતાને નાશ કરે છે પરંતુ સત્પુરૂષનો સમાગમ તો પાપ, તાપ, અને દીનતા એ ત્રણે

સામટાનો નાશ કરે છે; મહાત્મા રાજર્ષિ ભર્તૃહરિજી કહે છે કેઃ—

**जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं,**
**मानोन्नतिं दिशति पापमपाकरोति ॥**
**चेतः प्रसादयति दिक्षुतनोतिकीर्ति**
**सत्संगति कथय किं न करोति पुंसाम् ॥ १३ ॥**

**ભાવાર્થઃ**—સત્સંગ બુદ્ધિથી જડતાને હરે છે; વાણીમાં સત્યતાનું સિંચન કરે છે; માનથી ઉન્નતિ અપાવે છે; પાપને દૂર કરે છે; ચિત્ત પ્રસન્ન કરે છે; અને દિશાઓમાં કીર્તિને ફેલાવે છે; કહો! સત્સંગ પુરૂષોને શું નથી કરતો!! સત્સંગથી નારદજી, વેદવ્યાસ, પ્રહ્લાદ, વાલ્મિકિ, વિદુરજી, ધ્રુવ, જનક, અજામિલ વિગેરે સંખ્યાબદ્ધ મહાન્ પુરૂષો તથા ચૂડાલા, સરસ્વતી, સુલભા, ગાર્ગી, મૈત્રેયિ, કાત્યાયિની વિગેરે પવિત્ર સ્ત્રીઓ આ લોક અને પરલોકમાં પણ પૂજ્યપદને પ્રાપ્ત થઈ છે; આ સંસારમાં સંગ એ એક મહાન બળવાન પદાર્થ છે; અર્થાત્ "**જેવો જેને સંગ રંગ પણ તેવો લાગે**" આ મહાન્ અનુભવિ ગુર્જર કવિરત્ન સામળભટ્ટનું કવન અક્ષરશઃ યથાર્થજ છે જે ઉપર હું આપને એક સંક્ષિપ્ત દ્રષ્ટાન્ત આપું છું. તે આપ સર્વે એકાગ્રચિતે શ્રવણ કરશો.

### दोहा.

**धर्म सनातन धारिकें, करहीं सदा सत्संग ॥**
**ऋषि प्रभाकर ताहिंकों, चढैं ज्ञानको रंग ॥ १४ ॥**
**यदा करैं सत्संगकों तदा मिटैं भवफन्द ॥**
**ऋषि प्रभाकर त्यों पूनि, मिलहीं श्री व्रजचंद ॥ १५ ॥**

**( श्री मोक्षमाला. )**



# રાજર્ષિ યુધિષ્ઠિર અને બે પોપટ.





એક વખત હસ્તિનાપુરમાં શ્રીમાન્ ગૌબ્રાહ્મણ પ્રતિપાલ સત્યવાદી ક્ષાત્રધર્મ સમ્પન્ન રાજર્ષિ શ્રી યુદ્ધિષ્ઠિરજી પોતાની "આનંદ વાટિકા" અર્થાત્ વિવિધ વૃક્ષોદ્વારા પ્રફુલ્લિત થયેલી વાડીમાં ફરવા જતા હતા; રસ્તામાં, ચાલતા એક અંતજ (ચંડાલ) ના ગૃહ પાસેથી નિકળ્યા–તે અંતજના દ્વારઉપરે એક અયસ્ (લોહ) ના પિંજરામાં એક પોપટ પુરયો હતો. રાજર્ષિ યુધિષ્ઠિરજીને જોઇ તે પોપટ દુષ્ટ વાણી ઉચ્ચાર કરવા લાગ્યો; રાજા યુદ્ધિષ્ઠિરજી આ પ્રમાણે આ પોપટની ખરાબ વાણી સાંભળી આગળ ચાલતા થયા. પોતાની આનંદ વાટિકાની નિકટ એક વેદ પારંગત, બ્રહ્મવર્ચસ્ મહાન્ તત્વવેત્તા એક બ્રાહ્મણનું ઘર આવેલું હતું, તે વિપ્રવર્યના દ્વાર ઉપર પણ એક પિતળના પિંજરામાં પુરાયેલ પોપટ ફળાહાર કરતો, સુન્દર મધુર વાણી જાણે રાજર્ષિ યુધિષ્ઠિરજીને આવકાર દેતો હોય, એ પ્રમાણે શબ્દોચ્ચાર કરી, "**श्रीराम, श्रीहरि, श्रीमन्नारायण**" એ પ્રમાણે પવિત્ર ધ્વનિ કરવા લાગ્યો. એ પ્રમાણે આ પોપટના મુખદ્વારા આવી અત્યુત્તમ વાણી શ્રવણ કરી રાજર્ષિ યુદ્ધિષ્ઠિરજી તે બ્રાહ્મણને નમસ્કાર કરી પૂછવા લાગ્યા. હે બ્રહ્મદેવ! હમણાંજ એક અંતજ (ચંડાલ) ના ઘર પાસેથી નિકળતાં ત્યાં બાંધેલ આ પોપટ દુષ્ટવાણી ઉચ્ચારતો હતો; **અને** આપને ત્યાં બાંધેલ પોપટ દિવ્ય–મનહર આનંદપ્રદ વાણી બોલે છે તેનું કારણ શું? એવી રીતે રાજા યુદ્ધિષ્ઠિરજીનાં વાક્ય સાંભળી નિખિલ-

શાસ્ત્ર નિષ્ણાત (સર્વ શાસ્ત્રોમાં કુશળ) બ્રાહ્મણે જણાવ્યું કે,—
હે રાજન્ !

**गवाशनानां स शृणोति वाक्यं अयं हि राजन् पाठितं मुनिनाम्।**
**न तस्य दोषो नास्य गुणोवा संसर्गजा दोषगुणा भवन्ति ॥१६॥**

**ભાવાર્થઃ**—જે પોપટથી આપને અનિષ્ટ, અપ્રિય, વાણી સાંભળવામાં આવી તે પોપટે હમેશાં અંતજો (ચંડાલો)નાં વાકય સાંભલ્યાં છે; અને આ પોપટ જે ઈષ્ટ, ઉત્તમ, પ્રિય વાણી બોલ્યો તેનું કારણ એ છે કેઃ—આ પોપટે અમારી રૂષિ-મૂની-બ્રાહ્મણોની સર્વદા વાણી સાંભળી છે એમાં તે પોપટ (અપ્રિય વાણી વદનાર)નો કંઈપણ દોષ નથી તથા આ પોપટનો કંઇ ગુણ નથી કારણ કે દોષ અને ગુણ એ ઉભય (બન્ને)નો સંસર્ગ ઉપરજ આધાર છે; તેવીજ રીતે હે રાજર્ષિ ! તપ્ત થયેલા અયસ્ (લોહા) ઉપર રહેલા જલનું નામ પણ સંભળાતું નથી; તેનું તે જલ જો કમળના પત્ર ઉપર રહેલું હોય તો મોતીના આકાર પેઠે જણાય છે; અને જો સ્વાંતી નક્ષત્રમાં તે જલ સમુદ્રની છીપમાં પડયું હોય તો તે અમૂલ્ય મોતી થાય છે; અને તેજ જલ જો સર્પના હૃદયમાં જાય તો હળાહળ વિષપણાને પ્રાપ્ત થાય છે. તેથી આ સંસારમાં અધમાધમ, અધમ, મધ્યમ, અને ઉત્તમ સ્થિતી પ્રાપ્ત થવી એ સર્વ સંસર્ગ ઉપરજ આધાર રાખે છે; વળી જુઓ, હે ગોબ્રાહ્મણ પ્રતિપાલ ! કેટલીક તુંબડીઓ યતિયોના હાથમાં રહીને પાત્ર સંજ્ઞાને પામે છે; એની એજ કેટલીક તુંબડીઓ વિણાની સાથે સંઘટ્ટિત થઇ સરસ-મોહક ગાયન કરે છે અને કેટલીક તુંબડીઓ તેઓના હૃદયને બાળીને રૂધિર (લોહી)નું પાન કરે છે. એ પ્રમાણે વેદ વિદ્યાં સંપન્ન બ્રાહ્મણે રાજર્ષિ યુદ્ધિષ્ઠિરને યુક્તિ પ્રયુક્તિથી અનેક પ્રકારે સદ્ બોધ પ્રદાન કરી સમજાવ્યું કે, આ સંસારમાં "સંગ" જ

સારા અને નરસાપણામાં યોજે છે; રાજર્ષિ યુધિષ્ઠિર આવી રીતે બ્રાહ્મણનાં વચન સાંભળી સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરી પોતાના અંતઃકરણમાં પરમ આહ્લાદ પામી "સંગ" થીજ ઇષ્ટાનિષ્ટ દશા થાય છે એમ નિશ્ચય કરી પોતાની આનંદ વાટિકામાં વિહાર કરવા ગયા. પ્રિય બ્હેનો ! આ દ્રષ્ટાન્તથી આપ સર્વને પણ રાજર્ષિ યુધિષ્ઠિરજી પેઠે નિશ્ચય થયું હશે કે "સંગ"થીજ લાભાલાભ થાય છે. માટે ભૂલેચૂકે પણ કુસંગમાં પ્રવેશ કરશો નહિ, કારણ કે જે ખરાબ સંગ છે તેનેજ શાસ્ત્રમાં "કુસંગ" કહેલ છે જે કુસંગથી આ સંસારમાં અપકીર્તિ અને પરલોકમાં પણ મહા દુઃખની પ્રાપ્તિ થાય છે. એવા કુસંગને તો દૂરથીજ નમસ્કાર કરવો ઉચિત છે. કુસંગથી સજ્જન પુરૂષને પણ બંધનની પ્રાપ્તિ થાય છે. જેમ દશાનન (રાવણ) ના અપરાધથી સમુદ્રને બંધન થયું. કુસંગથી કૌરવ કુળ નષ્ટ થયું એ વાત શ્રી મહાભારત નામક ઇતિહાસમાં સુપ્રસિદ્ધજ છે. કુસંગથી વિદ્વાન્ રાજર્ષિ ભર્તૃહરિની પરમપ્રિય પટ્ટરાણી પિંગલાને મહાન્ દુઃખ થયું હતું કારણ કે પિંગલા જેવી વિચક્ષણ વનિતા પોતાના સ્વધર્મ (પાતિવ્રત્ય) થી ચલિત થઇ તેનું મૂખ્ય કારણ તેણીની પાસે રહેનારી એક દૂર્બોધા નામે દાસી હતી અને એ દાસીનાજ કુસંગથી તેને આવી વિપરીત મતિ ઉત્પન્ન થઈ હતી માટે આપ સર્વે આ ઉપદેશ ઉપર અવશ્ય લક્ષ આપશો એમ મારી આપને ખાસ ભલામણ છે. આ પ્રસંગે હું આપને એક "શ્રી બ્રહ્મર્ષિ વાણી" નામના પવિત્ર પુસ્તકમાંથી એક પદ સંભળાવું છું તે આપ એકાગ્રચિતે સાંભળશો.

*રાગ—જીન ન કીયો સત્સંગ જન્મ ધરી—એ પ્રમાણે

*જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, ધર્મ, નીતિ, સત્સંગ, પાતિવ્રત્ય ધર્મ પવિત્ર પ્રેમ વિગેરે વ્યવહારિક તથા પારમાર્થિક સંખ્યાબંધ પદો વાંચવાની ઇચ્છા હોય તેમણે "શ્રી બ્રહ્મર્ષિ વાણી" નામનું અત્યુત્તમ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ. કિમ્મત રૂપિયો સવા. જુઓ જાહેર ખબર. મળવાનું ઠેકાણું બ્રહ્મ આશ્રમ—કચ્છ—મોથાલા.

"કદી કુસંગ ન કરીએ બ્હેની! કદી કુસંગ ન કરીએ રે."
"કુસંગ સંગત કરતાં ક્ષણ પણ; મન ક્રમ વચને ડરીએ રે."
"દુઃખદાયક કુસંગ જગત્માં; તે માટે પરિહરીએ રે."
"સજ્જન સંગ સકળ સુખકારી; તે માર્ગે અનુસરીએ રે."
"કોટી ઉપાય કરો ઠરવા પણ; કુસંગથી નવ ઠરીએ રે."
"ઋષિ પ્રભાકર સદ્‌ગુણી સંગે; આ ભવસાગર તરીએ રે."

સંગ તો સજ્જન પુરૂષનોજ કરવો. આ ઉપરથી હું આપને આપણી સજાતિય મહાલસાની કથા કહું છું. તે આપ અવશ્ય ધ્યાનમાં રાખશો.



# વિદુષી મહાલસાનો પુત્ર પ્રત્યે સદ્બોધ.



પ્રાચીન કાળમાં આપણા ભારતવર્ષમાં મહાન તત્વદર્શિની સ્ત્રીઓ થઈ ગઈ છે; જેમની પવિત્ર નામ માલિકા અદ્યાપિ મધ્યાન્હના માર્તંડના કિરણોની પેઠે પ્રકાશત્વને પ્રાપ્ત થઈ રહેલી જોવામાં આવે છે; તેમાંનીજ આ એક મહાલસા નામે વિદુષી સ્ત્રી હતી. જેણે પોતાનાં ષટ્ (૬) પુત્રોને બાલ્યાવસ્થામાંજ બ્રહ્મવિદ્યાનો સદ્બોધ પ્રદાન કરી જીવન્મુક્ત સ્થિતિએ પ્હોંચાડી દીધાં. પરંતુ સપ્તમ્ (૭) પુત્ર સમયે પોતાની વૃદ્ધાવસ્થા હોવાથી પોતાના છેલ્લા પુત્રને એક પત્ર લખી અને માંદળીઆમાં નાંખી કહેવા લાગી કે હે વત્સ! ત્હારા અન્ય (૬) બન્ધુઓ મારા આપેલ બ્રહ્મવિદ્યાના મહાન્ ઉપદેશથી જીવન્મુક્ત પદને પામી ગયા છે; પરંતુ આ શરીર હવે આ અસાર સંસાર વિષે માત્ર

અલ્પ સમય પર્યન્તજ રહેનાર છે; માટે ત્હને વિશેષ સદ્બોધ પ્રદાન ન કરતાં માત્ર એટલુંજ કહું છું કે:—જ્યારે તને આ સંસારમાં દુ:ખની પ્રાપ્તિ થાય ત્યારે આ માંદલીઓ જે તને આપું છું તેમાં એક લખેલ પત્રિકા છે તે બહાર કાઢી તેનું રૂડે પ્રકારે અવલોકન કરજે. અને તેમાં જેમ લખ્યું હોય તદનુસાર ચાલજે. એ પ્રમાણે પોતાના પુત્રને કહી માંદલીઓ અર્પણ કરી સદ્બોધની પર્યાપ્તિ કરી, ત્યારબાદ થોડાજ સમયમાં શ્રી મદાલસા આ સંસારમાંથી સદાને માટે મુક્ત થઈ બ્રહ્મલોક નિવાસીની બની. બહુ સમય વ્યતીત થયા પશ્ચાત્ એક દિવસે જ્યારે પુત્ર ઉપર બહુજ આપત્તિ પડી ત્યારે પોતાની માતાએ આપેલા માંદલીઆ સંબંધી વાર્તા યાદ આવી; જેથી હર્ષ પામી માંદલીઆમાંથી પત્ર કાઢી અવલોકન કર્યું તો તેમાં નિચે મુજબ બે શ્લોક લખ્યા હતા:—

## द्रुतविलंबितवृत्त.

दधति तावदमी विषया सुखम् स्पृशति तावदीयं हृदि मूढता ॥
मनसि तत्त्वविदांच विवेचके क्व विषया क्व सुखं क्वपरिग्रह ॥ १७ ॥

## अनुष्टुपवृत.

संग सर्वात्मना त्याज्य सचेत्त्यक्तुंनशक्यते ॥
ससद्भिसह कर्तव्य सर्वं संगस्य भेषजं ॥ १८ ॥

**ભાવાર્થઃ**—હે પુત્ર! વિષય (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ) ના સુખો ત્યાં સુધીજ સ્ફૂર્યા કરે છે; તેમજ હૃદયમાં મૂઢતા પણ ત્યાં સુધીજ સ્પર્શ કરી રહી છે; કે જ્યાંસુધી મનમાં તત્વોનો વિચાર ઉત્પન્ન થયો નથી. અર્થાત્ જ્યારે તત્વોનો વિચાર ઉત્પન્ન થયો—તત્વબુદ્ધિ ઉદ્ભવી તો પછી ક્યાં વિષયો! ક્યાં સુખ!! અને કેવો પરિગ્રહ!!! તથા—સંગ સર્વ પ્રકારે ત્યાગ કરવો

જોઇએ; પરંતુ એ પ્રમાણે કોઇ પણ મનુષ્ય તે સંગ ત્યાગ કરવા સમર્થ ન હોય તેણે સત્પુરૂષોનો સંગ કરવો કારણ કેઃ—**સજ્જન પુરૂષોનો સંગ સર્વસંગ મટાડવામાં ઉત્તમ ઔષધ રૂપ છે.** એ પ્રમાણે પોતાની મહાન્ જ્ઞાનમૂર્તિ માતુશ્રી મદાલસાના લખેલા શ્લોકોને નમસ્કાર કરી—વાંચી—વિચારી તે સત્પુત્ર પણ તદનુસાર આ સંસારમાં પોતાનાં પ્રારબ્ધ કર્મ ભોગવી—સર્વ પ્રકારે સુખને પામી અંતિમ માતાની પેઠે બ્રહ્મરૂપ થયો. એ વાત સુપ્રસિદ્ધજ છે. પ્રિય બ્હેનો! આ દ્રષ્ટાન્તથી પણ આપે જાણ્યું હશે કેઃ–કુસંગનો નિષેધ સર્વત્ર છે, ત્યારે અર્થાપત્તિમાં "સત્સંગ" કરવો એ સ્વતઃસિદ્ધજ છે. આપણને એટલે **સ્ત્રી જાતિને "સત્સંગ" કેવા પ્રકારનો હોવો જોઇએ.** એ આપણે સર્વેને અવશ્ય ધ્યાન આપવા લાયક છે. આપણા બરોબર કુળની સદ્ગુણી સ્ત્રીઓ સાથે સંગ, તેમની સાથે સભ્ય વર્તણુક, તેમની સાથે આચારવિચાર સંબંધી યોગ્યતા અને આપણા ગૃહમાં જે જે વૃદ્ધ, સસરો, સાસુ, નણંદ, જેઠ, જેઠાણી વિગેરે વિચારશીલ પુરૂષો અને સદાચરણી સુશીલ સજાતિયનો સંગ તેજ આપણી સ્ત્રીજાતિનો સત્સંગ હોવો જોઈએ અને એવા સર્વવંદ્ય સત્સંગથી દુઃસાધ્ય પદાર્થ પણ સુસાધ્ય થઈ જાય છે. જે ઉપર હું આપને એક સંક્ષિપ્ત દ્રષ્ટાન્ત સંભળાવું છું, તે આપ સર્વે એકાગ્રચિત્તથી શ્રવણ કરશો.



# પિપીલિકા પરિષદ્ કિમ્વા કીડીઓનું કૉન્ફરન્સ્.





સત્સંગ પરાયણ પ્રિય વ્હેનો ! જેવી રીતે હમણાં સદ્‌વિદ્યાના પ્રચારથી સર્વ જ્ઞાતિજનો પોતપોતાની જ્ઞાતિમાં સુધારા વધારા કરવા માટે જેમ સભાઓ ભરતા જોવામાં આવે છે તેવીજ રીતે પૂર્વે પણ એક વખતે પિપીલિકા (કીડી)ઓની મહાન્ પરિષદ્ ( સભા ) ભરવામાં આવી હતી; અને તે સભામાં સર્વ કીડીઓએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે પોતાની જ્ઞાતિની ઉન્નતિ કરવા માટે સૂચના કરી, તેની સાથે પોતાના જીવનચરિત્રો વર્ણન કરી સંભળાવવા લાગી. એક કીડી બાઈએ ઉભી થઇ જણાવ્યું કે, હે પવિત્ર વ્હેનો ! મારા જીવનચરિત્રમાં મારાથી એક એવું મહાન્ કાર્ય થયું છે કે તે કાર્ય તમારાથી કદી પણ બની શકે તેમ નથી; એ પ્રમાણે અદ્‌ભૂતમય-તથા આશ્ચર્યકારક વચન સાંભળી સમસ્ત કીડીઓની સભા તરફથી પૂછવામાં આવ્યું કે:-વ્હેન ! કહે તો ખરી કે એવું તારાથી શું કાર્ય થયું છે ? ત્યારે તે કીડીબાઇએ પ્રત્યુત્તરમાં જણાવ્યું કે:-હે વ્હેનો ! **“મેં ચન્દ્રને ચુમ્બન કર્યું”** આ વાકય સાંભળી સમસ્ત સભા ખડખડ હસવા લાગી. અને મહાન્ આશ્ચર્યને પ્રાપ્ત થઇ; ત્યારે કેટલીક કીડીઓ આ પ્રમાણે અન્યોન્ય કહેવા લાગી:-હું ?: એ વાત અશકય છે; કયાં ચંદ્ર અને કયાં આ કીડી ! ખગોળ શાસ્ત્રવેત્તા વિદ્વાનો કહેછે કે **“શશિ દ્વિલક્ષ”** પૃથ્વિથી ચન્દ્ર બે લાખ કોસના અંતર ઉપર આકાશમાં છે; તો તેને આ કીડીએ ચુમ્બન કર્યું એ વાત કેવી રીતે

માની શકાય! અહો! એતો એક મહાન્ ગજબ!!! સૃષ્ટિ કર્ત્તા પરમાત્માએ ચોર્યાંશી (૮૪) લક્ષ યોનિમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ એવી આપણી જાત ઉત્પન્ન કરી છે; તો તેનાથી આ પ્રમાણે મહાન્ કાર્ય કેમજ બની શકે! આ પ્રમાણે ચર્ચા ચાલવા લાગી અને બહુ મતે ઉપર પ્રમાણે ઉહાપોહ થવા લાગ્યો; જેથી આ બિચારી સત્યવાદિની કીડીબાઈ શરમીંદી બની ગઇ. **"સંખ્યાબંધ અજ્ઞાનીઓમાં એક જ્ઞાની પુરૂષની પણ યથાર્થ વાર્તા કેવા જૂઠા સ્વરૂપમાં મનાઇ જાય છે, એ આવે વખતે બહુજ યાદ રાખવા લાયક છે.**-પરંતુ-

**"सत्यमेवजयतेनानृतं ॥१९॥" "सत्यान्नास्तिपरोधर्म ॥२०॥"**

આ શ્રુતિ-સ્મૃતિ વાકયો અંતે સત્યનેજ પ્રતિપાદે છે. એજ સત્ય સિદ્ધાન્તથી જે સમસ્ત કીડીઓની સભાના પ્રમુખસ્થાન ઉપર જે કીડી બીરાજી હતી તે ગંભીર સ્વરથી સભાપ્રત્યે નિચે પ્રમાણે કહેવા લાગી. હે બ્હેનો! આવી રીતે સભા અવ્યવસ્થિત થવી યોગ્ય નથી. તેમજ આ કીડીબાઇને જૂઠું પાડવાનું કંઇ કારણ નથી-તમે સર્વ પ્રેમપૂર્વક પ્રશ્ન કરો કેઃ-**"તમે ચન્દ્રને કેવી રીતે ચુમ્બન કર્યું"** એ પ્રમાણે જ્યારે સભાધ્યક્ષિણિ કીડીબાઈએ જણાવ્યું ત્યારે સભાના સેક્રેટરી સંબંધી કાર્યકારિણી કીડીબાઇએ પેલી ચન્દ્રને ચુમ્બન કરનારી કીડીને પ્રેમપૂર્વક સર્વ પૂછયું; સભાએ આ વૃતાન્ત શ્રવણ કરવા ઉત્કટ જિજ્ઞાસા જણાવી જેથી ચન્દ્રને ચુમ્બન કરનારી કીડીએ પોતાનું નિચે પ્રમાણે વૃતાન્ત જણાવ્યુંઃ-હે બ્હેનો! હું એક દિવસ આપણા આ ગામની ભાગોળની નજદીક આવેલા ઉદ્યાન (બાગ) માં ફરવા ગઇ હતી; ત્યાં ગુલાબ, મોગરો, કેતકી, જાઇ, જૂઈ, ચંપો, ચંબેલી, વિગેરે સુન્દર પુષ્પોની સુગંધી લઈ મનને આહ્લાદિત કર્યું. ત્યારબાદ એક ધતુરાના પુષ્પ ઉપર બેસી

વિશ્રાન્તી લેતી હુતી; એટલામાં કોઇ એક ભૂદેવ-(બ્રાહ્મણ) હાથમાં જળથી ભરેલો કળશ લઇ મારી સામિપ્ય આવ્યો; અને તેણે ધતુરાનાં પુષ્પો વીણવાનો ઉદ્યોગ આરંભ્યો. બીજા પુષ્પોની સાથે જે પુષ્પ ઉપર હું બેઠી હતી તેને પણ વીણી બીજા હાથમાં રાખેલ એક પાત્રમાં સર્વ પુષ્પો સાથે રાખ્યાં. ત્યાર પછી તે બ્રાહ્મણ શિવમન્દિરમાં નિત્ય નિયમ પ્રમાણે પૂજન કરવા ગયો; અને ત્યાં મન્દિરમાં મુર્તિમય શંકરની ષોડશોપચાર રીતે પૂજા કરી પુષ્પો ચઢાવ્યાં જેમાંના એક પુષ્પમાં હું બેઠી હતી. ત્યારબાદ હું તે પુષ્પમાંથી શનૈઃ શનૈઃ (ધીરે ધીરે) બહાર નીકળી મહાદેવના કપાળમાં સુશોભિત ચન્દ્રની પાસે જઇ તેને પ્રેમપૂર્વક ચુમ્બન કર્યું- એ પ્રમાણે પોતાનું વ્યાખ્યાન યથાર્થ રીતે વર્ણન કરી તાળીઓના ગડગડાટ વચ્ચે કીડીબાઇ પોતાના આસનઉપર ઉપસ્થિત થઈ. ત્યારપછી સભાસ્વામિની કીડીબાઇએ જણાવ્યું કે:-હે બ્હેનો! આજે આપણને આ કીડીબાઈના વ્યાખ્યાનથી મહદાનંદની પ્રાપ્તિ થઈ છે. અને તેથી આજે આપણને નવું જાણવાનું મળ્યું છે. સત્સંગથી કેવા પ્રકારના લાભ થાય છે એ આપણને આજે ખરેખર ધ્યાન આપવા લાયક વાત બની છે જેથી હું તત્સંબંધી વિશેષ પિષ્ટપેષણ કરતી નથી યદ્યપિ આ કીડીબાઇની કથા પ્રથમ તો આપણ સર્વને હાસ્ય જેવી જણાઈ હતી પરંતુ પરિણામ નિહાળતાં અક્ષરશઃ સત્યમય અને શ્રેયસ્કર નીવડી છે. અને જેથી આપણી સર્વ જ્ઞાતિઉપર આ પરમ વિચક્ષણ કીડીબાઇનો મહાન્ ઉપકાર થયો છે; (તાળીઓ.) અને તેના બદલામાં આપણી સર્વ જ્ઞાતિએ વીણી આણેલાં સુન્દર પુષ્પોની પવિત્ર માલિકા આપ સર્વ સભાની સમ્મતિથી હું તેમનાં કંઠમાં અર્પણ કરૂં છું. (હર્ષનાદ.) સભાસ્વામિની કીડીબાઇએ ભાષણ કર્ત્રી કીડીબાઇને

પુષ્પમાળ પ્હેરાવી પોતાની જ્ઞાતિ સંબંધી અન્ય કેટલાક સુધારા વધારા સંયોજી આજની પેઠે સભા સદા નિયમિત ભરાય એવી અભિલાષા પ્રદર્શિત કરી સર્વાનુમતે સભા બરખાસ્ત કરવામાં આવી; અને સર્વાનુમતે ત્યાં એક વિદ્વાન બ્રાહ્મણને બોલાવી આ વાર્તા નિવેદન કરી જેથી તે વિદ્વાન બ્રાહ્મણે નિચે પ્રમાણે નવિન શ્લોક નિર્માણ કર્યો જે હું આપને શ્રવણ કરાવું છે તે આપ સર્વે સાંભળશો.

असज्जनः सज्जनसङ्गिसंगात् करोति दुःसाध्यमपीह साध्यम्॥
पुष्पाश्रयाच्छंभुशिरोधिरुढा पिपीलिका चुम्बति चन्द्रबिंबम् ॥२१॥

ભાવાર્થ—અસજ્જન પુરૂષ સજ્જન પુરૂષના સંગથી દુઃસાધ્ય (દુઃખે કરીને સાધી શકાય) એવી વસ્તુને પણ સાધ્ય કરે છે. જેમ પુષ્પના આશ્રયથી શિવના મસ્તક ઉપર બિરાજી કીડીબાઇ ચંદ્રના બિમ્બનું ચુમ્બન કરે છે. તથાઃ—

बुद्धिं वर्द्धयति श्रियं वितनुते वैदग्ध्यमामुंचति ॥
श्रेयः पल्लवयत्यघानि दलयत्युन्मीलयत्युन्नतिम् ॥
विज्ञानं परिशोधयत्युपचिनोत्युच्चैः कलाकौशलं ॥
किं किं नारभते हरेरिव कथा जयैसतां संगतम् ॥२२॥

ભાવાર્થઃ—બુદ્ધિને વધારે છે; લક્ષ્મીને વિસ્તારે છે; ચાતુર્ય ફેલાવે છે; કલ્યાણને પલ્લવિત કરે છે; પાપનો નાશ કરે છે; ઉન્નતિએ પ્હોંચાડે છે; વિજ્ઞાન શોધે છે; અને ઉંચી કળા કૌશલ્ય વધારે છે. અહો! હરિ ( ભગવત્ )ની કથા પેઠે સત્પુરૂષો–વિદ્વાનો–જ્ઞાનિઓનો સંગ શું! શું!! નથી આરંભ કરતો!!! અર્થાત્ સર્વનો આરંભ કરે છે; **સત્સંગ એ સર્વ સુખનો ઝરો છે.** વાયસ ( કાગડા ) વંશમાં ઉત્પન્ન થયેલ કાકભુશંડજી, સત્સંગથી કેવી ઉત્તમ સ્થિતીએ પ્હોંચ્યો! પૂર્વ જન્મમાં પારાધી તેજ મહર્ષિ શિરોમણી વાલ્મિકજી સુધરવાનું કારણ સપ્તઋષિઓનો

સંગ હતો કે કંઇ બીજું સાધન હતું!! આ પ્રમાણે પ્રાચીન અને અર્વાચીન સંખ્યાબંધ દ્રષ્ટાન્તો આ પ્રસંગને પુષ્ટીકારક છે "સત્સંગ" સંબંધી મહર્ષિ શ્રી વશિષ્ઠજી તથા રાજર્ષિ શ્રી વિશ્વામિત્રજીની કથા વિશ્વવિખ્યાત છે કે તેઓનો ન્યાય શેષ ભગવાન્ પાસે થતાં અંતે વિશ્વામિત્રજીને હારી જવું પડયું હતું. જેજે વિદ્વાનો-જે જે જ્ઞાનીઓ જે જે રાજા-મહારાજાઓ જે જે સ્ત્રીઓ ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત થયાં છે તેનું કારણ "સત્સંગ"જ છે. કાચ જેમ સુવર્ણના સંગથી મરકત મણિની કાન્તિને ધારણ કરે છે તેમ સત્પુરૂષના સંગથી મૂર્ખ પુરૂષ પણ પ્રવીણપણાને પામે છે. મહર્ષિ અંગિરાએ કહ્યું છે કે:—

चन्दनं शीतलं लोके चदनादपि चन्द्रमा ॥
चन्द्रचन्दनयोर्मध्ये शीतला सन्तसंगतिः ॥ ૨૩॥

**ભાવાર્થ:**—આ જગત્‌માં ચંદન શિતળ છે; તેનાથી ચન્દ્રમા શિતળ છે; અને ચન્દન તથા ચંદ્ર એ બન્નેથી સંત (વેદને જાણનાર જ્ઞાની)ની સંગતિ શીતલ છે.

सत्संगेन परं प्राप्य दुस्तरं तरतेऽचिरात् ॥
तस्मादति प्रयत्नेन सत्संगं सततं कुरु ॥ २४ ॥

**ભાવાર્થ:**—સત્સંગથી પરમપદ પમાય છે; દુસ્તર માર્ગ થોડા સમયમાંજ તરાઈ જવાય છે; માટે અતિ પ્રયત્નવડે પણ વારંવાર સત્સંગ કરવો જોઈએ. એવી રીતે "સ્થાલી પુલાક ન્યાયની પેઠે જે કાંઇ મેં આપને "સત્સંગ" સંબંધી ઉપદેશ આપ્યો છે તે આપ સર્વે વારંવાર મનન કરી નિદિધ્યાસન કરશો અને અંતિમ સુસંગ એ સુખનું કારણ અને કુસંગ એ દુઃખનું કારણ સમજી કુસંગનો ત્યાગ કરી સુસંગમાં અનુરાગ ધારણ કરશો એવી મારી ભલામણ છે.

# પતિ સેવા વિચાર.

सती स्त्री प्रातरुत्थाय त्यक्त्वा च रात्रि वाससम् ॥
भर्तारंच नमस्कृत्य स्तवनं कुरुते मुदा ॥ २५ ॥

**ભાવાર્થ:**—પતિવ્રતા સ્ત્રીએ પ્રાતઃકાળમાં પતિથી પ્રથમ ઉઠીને રાત્રીએ પ્હેરવાનાં વસ્ત્ર ઉતારી બીજાં સ્વચ્છ પવિત્ર વસ્ત્ર ધારણ કરી પોતાના પતિના ચરણકમળમાં નમસ્કાર કરીને હાથ જોડી આનંદપૂર્વક પ્રાર્થના-સ્તુતિ કરવી. તેમજ

गृहकार्य ततः कृत्वा स्नात्वा धौते च वाससां ॥
गृहीत्वा शुक्लपुष्पं च भक्तितः पूजयेत् पतिम् ॥ २६ ॥

**ભાવાર્થ:**—પછી ગૃહ સમ્બંધી સર્વ કાર્ય કરીને સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પ્હેરી શ્વેત પુષ્પ હાથમાં લઈને શ્રદ્ધા-ભકિતપૂર્વક પતિનું પૂજન કરવું.

स्नापयित्वा सुपूतेन जलेन निर्मलेन च ॥
तस्मै दत्वा धौतवस्त्रं तत्पादौ क्षालयेन्मुदा ॥ २७ ॥

**ભાવાર્થ:**—નિર્મળ ( મળથી રહિત ) પવિત્ર જળથી પોતાના પ્રિયતમ-પતિને સ્નાન કરાવી સ્વચ્છ કરેલાં (ધોયેલાં ) વસ્ત્રો આપી બહુજ પ્રેમપૂર્વક પતિના ચરણાર્વિંદનું પ્રક્ષાલન કરવું; એવી રીતે પરમપૂજ્ય સાક્ષાત્ ભગવત્ મૂર્તિપતિના ચરણાર્વિંદનું અમૃતસમાન પવિત્ર પાપ હરણ કરનાર જળનું હમેશાં પાન કરી પોતાના સ્વધર્મ ( પાતિવ્રત્ય ધર્મ)ની સાંગોપાંગ રક્ષા કરવી જોઈએ કારણકે **"पतिरेव पूज्य स्त्रीणां"** સ્ત્રીઓને તો પોતાનો પતિજ પૂજ્ય-પૂજવા લાયકછે. આ શ્રુતિ ભગવતી વાકય તેમાં પ્રમાણરૂપ છે. તથા

भर्त्ता देवो गुरुर्भर्त्ता धर्मस्तीर्थव्रतानि च ॥
तस्मात्सर्वं परित्यज्य पतिमेकं समाश्रयेत् ॥ २८ ॥

**ભાવાર્થ**:-પતિ છે તે સાક્ષાત્ દેવરૂપ છે; અને પતિ છે તેજ પતિવ્રતા સ્ત્રીઓનો ગુરૂ છે. ધર્મ, તીર્થ, વ્રત, એ સર્વ રૂપ પતિજ છે. માટે સતી સ્ત્રીઓએ અન્ય સર્વ સાધનો તજીને એક પોતાના પતિનીજ સેવા કરવી. પોતાના પ્રાણ પ્રિય-શિરછત્ર પતિની શુશ્રૂષા-સેવા વડે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પદાર્થની પ્રાપ્તી થાય છે; આ સંસારના જન્મ મરણરૂપી બંધનથી મુકત થવાની જે સ્ત્રીને અભિલાષા હોય તેણે સનાતન વેદોક્ત ધર્મપ્રમાણે પોતાના પતિનીજ મન, કર્મ અને વચનથી સેવા કરવી જોઇએ, કેમકે પતિસેવાથી દરેક કામના પરિપૂર્ણ થાયછે; એ પ્રમાણે શ્રી પૂર્ણ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણચંદ્રે શ્રી બ્રહ્મ-વૈવર્ત પુરાણ શ્રી કૃષ્ણ જન્મ ખંડ, અધ્યાય ૮૩ શ્લોક ૧૦૯ થી સ્પષ્ટપણે કથન કર્યું છે. તેજ પ્રમાણે હે બ્હેનો! જુઓ, મહર્ષિ શ્રી અત્રિ ઋષિના પત્નિ શ્રી સતી અનૂસુયાજીએ શ્રીમજ્જગન્માતા શ્રી ભગવતી જાનકી (સીતાજી) પ્રત્યે શ્રી વાલ્મિકિ રામાયણ-અયોધ્યા કાંડ, સર્ગ ૯ શ્લોક ૯૦ માં શું સદ્બોધ સમર્પે છે. સાંભળો-

पातिव्रत्यं पुरस्कृत्य राममन्वेहिजानकी ॥
कुशलो राघवो यातु त्वया सह पुनर्गृहम् ॥ २९ ॥

**ભાવાર્થ**:—હે જાનકીજી! તમો પાતિવૃત્ય ધર્મમાં વિશેષ કરીને "પતિનું પૂજન કરવું" તે ધર્મને પ્રથમ કરજો તથા ભગવાન્ શ્રી રામચંદ્રજીની પછવાડે વર્તજો. અર્થાત્ જેમ પતિ પ્રસન્ન થાય તેમ કરજો; અને તમારી સાથે તમારા પતિ (રામ) ફરીથી કુશળતાપૂર્વક ઘરને વિષે પધારશે. આ સંસારમાં જે સ્ત્રી પોતાના પતિ ભકિત-

વિમૂખ વર્તે છે; તેવી સ્ત્રી જપ, તપ, તથા આત્મા પરમાત્મા સંબંધી તત્ત્વજ્ઞાનને મેળવ્યાં છતાં પણ પવિત્રતાને પ્રાપ્ત થતી નથી. માટે પતિવ્રતા પત્નિનો તો "**પતિ સેવા એજ પરમ ધર્મ છે.**" પોતાના પ્રાણુનાથ પતિની સેવા માટે યોગીવર્ય યાજ્ઞવલ્કયનાં પત્નિ શ્રી મૈત્રેયિએ સર્વ પ્રકારનાં સાંસારિક સુખોને શૂળી સમાન જાણી પતિ સાથે વનવાસીની થઇ હતી, ભગિનીઓ! તમારૂં સર્વથી મૂખ્ય કર્ત્તવ્ય એ છે કેઃ—તમારે પોતાના પતિની તન મન અને ધનથી સેવા કરવી. પતિભક્તિના પ્રભાવથી સર્વ ઋષિઓ મૂનિઓ તપસ્વિઓ સિધ્ધો–દેવતાઓ પણ આધિન થઈરહેછે; જેથી આપ પોતાના સ્વધર્મ પરાયણ રહેશો એજ મારો પરમ ઉપદેશ છે; આજે આ પ્રમાણે તમારા પ્રત્યે જે એ શબ્દો કહ્યાં છે. તે વારંવાર વિચારશો. અને હવે સૂર્ય ભગવાન્ અસ્ત થવાથી આજનું મારૂં વ્યાખ્યાન હું સમાપ્ત કરૂં છું; અને આવતી કાલેથી દરરોજ એજ સમય પ્રમાણે હું આપને ઉપદેશ આપીશ." એ પ્રમાણે શ્રી સુરેન્દ્રબાલા સર્વ સજાતિય સ્ત્રી સમાજને જણાવી ૐ **शान्तिः शान्तिः शान्तिः** એ પ્રમાણે ત્રણ વખત શાંતિ પાઠ બોલી શાંત રહી, અને મણિપૂર નિવાસી સર્વ સ્ત્રીસમાજ પણ તે સુરેન્દ્રબાલાને સાષ્ટાંગ પ્રણિપાત કરી "શ્રી સુરેન્દ્રબાલાની જય" ધ્વની બોલી સર્વ પોતપોતાને આશ્રમે આવી. એવી રીતે પ્રથમ દિવસનો સદ્દબોધ પૂર્ણ થયો.

**जयहो श्री भारतीय पतिभक्तिपरायण सती. सुन्दरीओनो.**



## દ્વિતીય દિવસ.

# મૈત્રેયિની પતિ પ્રત્યે પવિત્ર ભક્તિ.





મણિપુર નગરનાં પવિત્ર શશિશેખર મન્દિરના મધ્ય ચોકમાં આજે પુનઃ બીજે દિવસે સ્ત્રીસમાજ ભરાઈ; અને પ્રથમ દિવસની પેઠેજ સર્વ રીતે સભા સંબંધી પરિપાટી જાળવી, શ્રી સુરેન્દ્રબાલાની પૂજા કરી આરાર્તિ ઉતારી સર્વ સ્ત્રીઓ પોતપોતાના આશ્રમ ઉપર સદ્બોધ શ્રવણ કરવાને બેઠી; ત્યાર બાદ શ્રી સુરેન્દ્રબાલાએ "જય હો શ્રી ભારતીય સતી સુન્દરીઓનો" એ પ્રમાણે ગર્જના કરી પોતાના વ્યાંખ્યાનની શરૂઆત કરતાં જણાવ્યું કેઃ–સ્વધર્મ પરાયણ પવિત્ર બ્હેનો! ગઇ કાલે આપને સદ્બોધ પ્રદાન કરતાં મેં ઋષિ પત્નિ મૈત્રેયિ સંબંધી તમારા પ્રત્યે કિંચિત્ માત્ર કથન કર્યું હતું; પરંતુ આજે તેની વિસ્તૃત કથા હું આપને સંભળાવું છું તે આપ સર્વે એકાગ્રવૃતિ પૂર્વક શ્રવણ કરશો, એમ મને સંપૂર્ણ આશા છે. આપણા પવિત્ર સુપ્રસિદ્ધ ભરતખંડમાં પ્રાચીન કાળમાં પવિત્ર અને પરમપૂજ્ય ઋષિ કુળમાં ઘણા તત્વવેત્તા પુરૂષો થઈ ગયા છે; જેમાંના સુપ્રસિદ્ધ મહર્ષિ યોગી યાજ્ઞવલ્કય નામે એક ઋષિ હતા. જેમણે રાજર્ષિ વિદેહી જનક જેવા જિજ્ઞાસુને અધ્યાત્મ (બ્રહ્મ) વિદ્યા સંબંધી જાહેર ઉપદેશ આપી, તેની પાસેથી દક્ષિણામાં અસંખ્ય ગાયો, સુવર્ણમઢિત શિંગડાં સહિત લીધી હતી. તે બ્રહ્મવર્ચસ્ યોગી યાજ્ઞવાલ્કયની મૈત્રેયિ અને કાત્યાયિની એ પ્રમાણે બે સ્ત્રીઓ હતી. એક દિવસે યાજ્ઞવલ્કય મહર્ષિ સાંસારિક મિથ્યા સુખોથી ગ્લાની પામી ચતુર્થાશ્રમ

(સંન્યાસ) સંપાદન કરવાની અભિલાષાથી પોતાની સ્ત્રી મૈત્રેયિને કહેવા લાગ્યા કેઃ—**उद्यास्यन्वाअरेऽहमस्मात्स्थानादस्मि हन्ततेऽनया कात्यायन्याऽन्तं करवाणीति ॥३०॥** હે મૈત્રેયિ! હું આ ગૃહસ્થાશ્રમથી સંન્યાસાશ્રમમાં જવા ઈચ્છું છું એટલા માટે મારી પાસે જે દ્રવ્યછે તે દ્રવ્યને તારે માટે તથા કાત્યાયની માટે વિભાગ કરી આપી જાઉં છું એટલા માટે કે તમે મારી પછવાડે ધન માટે વિવાદ ન કરો. **सा होवाच मैत्रेयी यन्नुमे इयम्भोः सर्वा पृथिवी वित्तेन पूर्णास्यात्कथंतेनाहममृतास्यामिति ॥३१॥** આ સાંભળીને મૈત્રેયિએ પ્રત્યુત્તર આપ્યો કેઃ—હે ભગવન્! જો આ સંપૂર્ણ પૃથ્વી ધનથી ભરાઈ જાય તો તેનાથી હું અમર થઇ શકું કે નહિ! **नेति नेति होवाचयाज्ञवल्क्य** હે પ્રિયા! દ્રવ્યથી અમૃત નહીં થઇ શકે. કિન્તુ **यथैवोपकरणवतां जीवितं तथैवते जीवितं अस्यादमृतत्वस्यतुनाशास्ति वित्तेन ॥३२॥** અર્થાત્—હે પ્રિયે જેવી રીતે શ્રીમાન્ (ધનાઢય) લોકો પોતાનું જીવન વ્યતીત કરે છે તેવી રીતે તમારૂં પણ જીવન વ્યતીત થશે. પરંતુ દ્રવ્યથી કંઈ અમર પદ (મોક્ષ)ની આશા રાખી શકાય તેમ નથી. એ પ્રમાણે પોતાના પતિનાં વચન સાંભળી મહાન્ વિદુષી મૈત્રેયિએ જણાવ્યું કેઃ—

**साहोवाच मैत्रेयी येनाहंनामृतास्यां किमहं कुर्यां यदेव भगवान वेदतदेवमे ब्रूहीति॥ ३३ ॥**

હે સ્વામીન્ ! જેના વડે કરી હું અમર પદને પ્રાપ્ત ન થાઉં તેવા અનિત્ય-અસાર-દ્રવ્યને ગ્રહણ કરી હું શું કરૂં ! માટે હે ભગવન્ ! જે વસ્તુને આપ જાણવાની ઇચ્છા રાખોછો; તેજ વસ્તુ (બ્રહ્મ) સમ્બંધી મને સદ્દબોધ આપો ? તથા આ દ્રવ્યનો પરિત્યાગ કરી સર્વ પ્રકારની આશા-ઇચ્છા -તૃષ્ણાથી આપ જે વિમુક્ત થવા ઇચ્છો છો; તો ન્યાય શાસ્ત્રમાંના અનુમાન નામક પ્રમાણથી આટલી વાર્તા તો સિદ્ધ થાય છે કેઃ—એ દ્રવ્યથી પણ તે વસ્તુ શ્રેષ્ઠ હોવી જોઇએ.'' તથા હું આપની અર્ધાંગી—આપની છાયા- આપશ્રીના સુખે સુખી અને આપશ્રીના દુઃખે દુઃખી થવા રૂપ આ દાસીને સંગે તેડવા કૃપાદ્રષ્ટિ કરો; હે નાથ ! પાતિવ્રત્ય ધર્મને હું યથાર્થ રીતે જાણું છું. મારૂં સર્વ- સ્વ, આપ જે આપો છો તે નથી; પરંતુ મારૂં સાચું સર્વસ્વ દ્રવ્ય આપજ છો. હે પ્રાણનાથ ! આપની સેવા- માંજ મારૂં શ્રેય (મોક્ષ) છે; આપની આજ્ઞા છે એજ ભગ- વત્‌ની આજ્ઞા છે; છેવટે આપની સેવા છે તેજ ભગવત્ સેવા છે. આપની સાથે નિવાસ કરવો, એજ મારો સાચો મોક્ષમાં નિવાસ છે અને આપની પ્રસન્નતા એજ પરમાત્માની પ્રસન્નતા છે. એ પ્રમાણે પતિવ્રતા શિરોમણી મૈત્રેયિનાં વાક્ય શ્રવણ કરી યાજ્ઞવલ્કય કહેવા લાગ્યા હે સત્યભાષિણી ! આ તમારૂં કથન અક્ષરશઃ યથાર્થજ છે, તથાપિ સ્ત્રીજાતિને વનમાં નિવાસ કરવો મહાન્ દુઃખકર છે; ત્યાં (વનમાં) રહેવાને માટે સુન્દર—મનહર ગૃહ બાંધેલાં નથી; કિન્તુ ગૃહને બદલે ત્યાં તો પર્ણકુટી (પાંદડાંની બનાવેલી ઝુંપડી) હશે. એટલુંજ નહિં વળી વનમાં તો વાઘ, વરૂ વિગેરે સંખ્યાબદ્ધ ઘાતકી, ક્રૂર જાનવરો હશે. માટે ટુંકમાં વન- વાસ એ ગૃહનિવાસ કરતાં સર્વ પ્રકારે દુઃખદાયક છે; તો તેવા મહાન્ ભયંકર વનમાં તમારાથી કેમ રહી શકાશે ?

વળી વનમાં ભોજનાદિ પકવાન સમ્બંધી ખાન-પાનને બદલે વૃક્ષ પતિત પાંદડાં હશે; તેવા સ્થાનમાં તો યોગી લોકોથીજ રહી શકાય છે—ઈત્યાદિ યોગી યાજ્ઞવલ્કયનાં વચન સાંભળી-મહાન્ વિદુષી મૈત્રેયિએ પુનઃ જણાવ્યું કેઃ—પરમ કૃપાળુ પરમાત્મન્ સ્વરૂપ પ્રાણેશ! આપનું આ ભાષણ યદ્યપિ યથાર્થ છે, તથાપિ હે નાથ! તે મારા પ્રત્યે બંધ બેસતું નથી; કારણ કે મેં આપણાં-વેદ શ્રુતિ, સ્મૃતિ વિગેરે ધર્મશાસ્ત્રો દ્વારા એમ સાંભળ્યું છે કેઃ—"પતિવ્રતા પત્નિને પોતાના પતિસંગે પર્ણકુટીમાં નિવાસ કરવો પડે તો તે સતી સ્રીને સાક્ષાત્ વૈકુંઠ વાસ સમાન છે." હે કૃપાત્મન્! આપની સંગે રહી જે હું વલ્કલ (વૃક્ષની છાલના) વસ્ર ધારણ કરીશ; તે વલ્કલ નહિં પરંતુ મારે મન તે સાક્ષાત્ સુવર્ણ મઢીત પટ વસ્ત્ર છે. આપની સાથે વનમાં નિવાસ કરવાથી કદાચ મને ફળાહાર કરવો પડશે, તો તે હું સાક્ષાત્ અમૃતનાં આહાર સમાન ગણીશ. આપની સંગે રહેતાં કદાચ કોઈ ઘાતકી પશુ દ્વારા મારા પ્રાણનો નાશ થશે તો તેવા મૃત્યુને વિદેહ મુક્તિ રૂપે માની લઇશ. કારણ કે આપની સેવામાંજ મારૂં સર્વસ્વ સમાયલું છે. હે પ્રભુ! જે સ્રી પોતાના પતિની સેવાથી વિમૂખ થાય છે તે સ્રીના જીવતરને, તેના કુળને, તેના દરેક કૃત્યને સહસ્ર ધિક્કાર હોજો-હે પૂજ્યસ્વરૂપ! **पतिरेव परमात्मा** અર્થાત પતિવ્રતા સ્રીનો પતિ તેજ પરમાત્મા છે. આ શ્રુતિ ભગવતીના મહા વાકયને ન જાણી જે ભામિની (સ્રી)ઓ પોતાના ભર્ત્તા (પતિ)ને દૂભવે છે; તેવી કુભાર્યાઓ આ ભૂમિ ઉપર ખરેખર ભાર (બોજા) રૂપજ છે. પતિવ્રતા સ્રીઓને તો પોતાના પતિથી અધિક આ ચૌદ લોકમાં કોઇ પણ નથી; પતિનુંજ ધ્યાન, પતિનુંજ ગાન, અને પતિ સેવાનાંજ તાનમાં તલ્લિન થયેલી પતિવ્રતાઓ સ્વર્ગના મહાસુખને

પણ દુઃખ રૂપે જાણે છે. હે શિરોધાર્ય ! એવી રીતે પતિવ્રતા સ્ત્રીઓનાં ધર્મ પ્રમાણે હું ચાલી શકું તેમ નથી; તથાપિ જો આપની આજ્ઞા હોય તો તમે જેમ કહો તેમ કરવા તૈયાર છું. એ પ્રમાણે મૈત્રેયિનાં વચન શ્રવણ કરી ફરી, યાજ્ઞવલ્કય મુનિ આનંદ પામી કહેવા લાગ્યાઃ--હે સુભગે ! જો આપની એવી દ્રઢ ઇચ્છા છે તો ભલે ચાલો હું તમને તેડવા પ્રસન્ન છઉં; આ તમારા પ્રમાણ રૂપ વાકયોથી મને બહુજ સંતોષ ઉદ્‌ભવ્યો છે. ઇત્યાદિ વાર્તાલાપ કરી તે દંપતિ-વનનિવાસી થઇ પરબ્રહ્મ પદની ઉપાસના કરી અંતિમ બ્રહ્મપદને પ્રાપ્ત થયાં. અહો ! ધન્ય છે મૈત્રેયિને ! ! કેવી પતિ પ્રત્યે અનન્ય ભક્તિ ! અહો ! કેવી દ્રઢતા ! ! જુઓ ! આપણા ભારતવર્ષમાં કેવી કેવી સ્ત્રી રત્નો થઇ ગઇ છે.

**પતિવ્રતા સ્ત્રી તે આનું નામઃ—કે જેણે દ્રવ્યની, ગૃહની, સાંસારિક** સુખોની યત્કિંચિત્ પણ ઇચ્છા ન રાખી યાવજ્જિવન્ પતિપરાયણુજ થઈ રહી. ખરેખર જે પવિત્ર પતિભક્તિ પરાયણ પ્રેમાળ બાળાઓ હોય છે; તેમનાં એવાંજ ઉદ્‌ગારો હોય છે. અને એવી પવિત્ર પતિ( સ્ત્રી ) ઓનાં પોતાના પતિ ઉપરનાં પવિત્ર પ્રેમની નિઃસીમાજ હોય છે-જે વિશુદ્ધ વૃત્તવાળી વનિતાઓ હોય છે તે પોતાના પ્રિયતમ પરાયણુજ રહે છે. એવી શિયળવાળી સુન્દરીઓનું જીવન સાર્થક થાય છે સંસારમાં સર્વ લોકો તેમની પ્રશંસા કરે છે અને અંતે પણ જગન્નિયંતા જગદીશ્વરની પરમ પ્રસાદી વડે ઉત્તમ પદને પામે છે. પતિ સેવામાંજ સર્વ સાધન પતિવ્રતા સ્ત્રીનાં સમજવાં જોઇએ; પતિ સેવાથી-જપ-તપ ને અધિક માનનારી સ્ત્રીઓની કેવી વ્યવસ્થા થાય છે તે ઉપર હું આપને એક પતિવ્રતા નર્મદાની કથા શ્રવણ કરાવું છું તે ઉપર આપ લક્ષ આપશો.

# પતિપરાયણુ સતી નર્મદા.



**पति सेवा विण अन्यसहु, साधन व्यर्थ गणाय ॥**
**ते माटे करजो सदा; पति भक्ति मुखदाय ॥ ३४ ॥**
**( सद्गुरु श्री क्षेमेन्द्र )**

પૂર્વે એક કૌશિક નામક બ્રાહ્મણ હતો; તેની સ્ત્રીનું નામ નર્મદા હતું. આ મહાન્ વિચક્ષણ સ્ત્રી નર્મદા જપ, તપ, વ્રતાદિક દ્વારા, પોતાના આત્માને પવિત્ર કરી સ્વર્ગ લોકને પ્રાપ્ત થઇ. એક દિવસે સ્વર્ગમાં દેવાધિપતિ ઇન્દ્ર મહારાજનાં મુખમાંથી એવાં વચન પડયાં કેઃ—

"પતિસેવા વગર જપ, તપ, વ્રત, વિગેરેથી સ્વર્ગીય સુખ સમ્પાદન કરનાર સ્ત્રી પણ પવિત્ર ગણાતી નથી." એ પ્રમાણે સાંભળી નર્મદાને લજ્જા ઉત્પન્ન થઈ જેથી તત્કાલ તે સ્વર્ગીય સુખોને તિલાંજલી આપી મૃત્યુલોકમાં આવી, પુનઃ જે પ્રમાણે ધર્મશાસ્ત્રોમાં પાતિવ્રત્ય ધર્મ પ્રતિપાદન કરવામાં આવેલ છે તેજ પ્રમાણે મન, વાણી અને કર્મથી પોતાના સનાતન ધર્મને પાળી ફરી જ્યારે સ્વર્ગલોકમાં ગઈ ત્યારે તેના એવા મહાન્ પાતિવ્રત્ય ધર્મને જોઈ દેવતાઓ સહિત ઇન્દ્ર પ્રસન્ન થઇ તેને મહાન્ પવિત્ર પતિવ્રતાની પદવી સમર્પિ નમસ્કાર કરી કહેવા લાગ્યાઃ—હે મહાન્ પાતિવ્રત્ય ધર્મ સમ્પન્ન નર્મદે! તમે તમારા પાતિવ્રત્ય ધર્મથી પવિત્ર થયા છો. તમે તમારા માતા, પિતા વિગેરે પિયરના પક્ષને તથા શ્વશુરપક્ષને પ્રસિદ્ધ કર્યો છે. આજે આપના આગમનથી અમારો આ સ્વર્ગલોક પાવન થયો છે! એવી રીતે અનેક પ્રકારે દેવતાઓ સતી નર્મદાની સ્તુતી કરવા લાગ્યા.

**अहो ! सती धर्मनी केवी महत्ता !**

# ક્ષમા.



ધર્મ નિષ્ઠ બ્હેનો ! પતિવ્રતા સ્ત્રીઓએ ક્યારે પણ ક્રોધ કરવો નહિ કારણ કે ક્રોધ એ ચંડાલ સમાનછે એમ જાણી તેનાથી દૂર રહેવું. 'ક્ષમા' એ એક જગત્‌ને વશિકૃત કરવા માટે અમૂલ્ય મહા મંત્ર છે. સાંભળો શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**नरस्याभरणं रूपं रूपस्याभरणंगुणः ॥**
**गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणंक्षमाः ॥ ३९ ॥**

**ભાવાર્થ**:—માણસનું આભૂષણ રૂપ છે; અને રૂપનું આભૂષણ ગુણ છે; ગુણનું આભૂષણ જ્ઞાન છે; અને જ્ઞાનનું આભૂષણ ક્ષમા છે. તેમાં પણ આપણી સ્ત્રી જાતિને તો ક્ષમાની પગલે પગલે આવશ્યકતા છે. કેમકે જેની પાસે ક્ષમારૂપી મહાગુણ હોય છે તે આ સંસારમાં સર્વને પ્રિયરૂપ થઇ પડે છે. સ્ત્રીઓએ તો પોતાના ગૃહમાં સાસુ, સસરો, નણંદ, જેઠ, જેઠાણી, વિગેરે જે પૂજ્ય હોય તેમની સાથે સદૈવ "ક્ષમા" એ મહા ગુણથી વર્ત્તવું. કદાચ વડીલ વર્ગમાંથી, પોતાનો અપરાધ ન હોય તોપણ જો બે શબ્દ કહેવામાં આવે તો તે શાંતિપૂર્વક સહન કરવાં જોઇએ. એજ ચતુર ચતુરા ( સ્ત્રી ) ની ચતુરાઇ છે. અગરના કટકાને જ્યારે આપણે અગ્નિ ઉપર નાંખી બાળીએ છીએ, ત્યારે તે ક્ષમા ગુણ સમ્પન્ન અગરનો કટકો આપણને સુગંધી સમર્પણ કરી આપણા આત્માને આહ્લાદિત કરે છે. અહો ! એ કેવી સહનશીલતા !! સુવર્ણ ( સોના )ને જેમ જેમ સોનારા લોકો સુઘર્ષણ, છેદન, તાડન, અને તપાવે છે તેમ તેમ તે ઉત્તમતાને પ્રાપ્ત થાય છે. સિન્ધુ દેશોદ્ભવ ઓદન ( ચોખા ) ને જેમ જેમ

સ્ત્રીઓ ખાંડે છે તેમ તેમ તે સુગંધમય થાય છે દૂધને જેમ જેમ ઉષ્ણુ (ગરમ) કરવામાં આવે; દહિંને જેમ જેમ વલોવવામાં આવે; તથા ચંદન જેમ જેમ ઘસાય, તેમ તેમ એ સર્વ ઉત્કૃષ્ટ (શ્રેષ્ઠ) દશાને પ્રાપ્ત થાય છે. પરંતુ યત્કિંચિત્ પણ ક્રોધ કરતા નથી. જ્યારે એ પ્રમાણે જડ પદાર્થો પણ એટલી બધી ક્ષમા રાખે છે ત્યારે સદ્વિચાર સમ્પન્ન સ્વધર્મનિષ્ઠ માનવજાતિમાં કેવા ઉત્તમ પ્રકારની ક્ષમા હોવી જોઇએ એ વિચારવાનું કાર્ય હું આપનેજ અર્પણ કરૂં છું. મહર્ષિ વેદાન્તાચાર્યચૂડામણિ શ્રીવેદવ્યાસ-ભગવાન કહે છે કેઃ—

**क्षमा शस्त्रं करे यस्य दुर्जनः किं करिष्यति ॥**
**अतृणे पतितो वह्निः स्वयंमेवोपशाम्यति ॥ ३६ ॥**

**ભાવાર્થ**:—જે પુરૂષના હાથમાં ક્ષમા રૂપી ખડ્ગ (તરવાર) છે તો તેને દુર્જન મનુષ્ય શું કરી શકનાર છે! કારણકે તૃણ (ઘાસ) વિનાની ભૂમિ ઉપર પડેલો અગ્નિ પોતાની મેળેજ શાન્ત થાય છે.

**इह सन्मान्मृच्छन्ति परत्र च शुभागतिम् ॥**
**येषांमन्युर्मनुष्याणां क्षमयाभिहतः सदा ॥ ३७ ॥**

શ્રી મહાભારત–વનપર્વમાં રાજર્ષિ યુદ્ધિષ્ઠિરજીએ પોતાના પ્રિયપત્નિ શ્રી દ્રૌપદીજી પ્રત્યે કહ્યું છે કેઃ—હે પ્રિયે! જે મનુષ્યોએ ક્રોધને ક્ષમા વડે કરી સદા સર્વદા નાશ કર્યો છે; તેવા મનુષ્યોને આ લોકમાં સન્માન મળે છે; અને પરલોકમાં પણ શુભ ગતિને પ્રાપ્ત થાય છે. તેમજ વેદાન્ત ભાષ્યમાં ક્ષમાનું લક્ષણ શ્રીયુત ભાષ્યકાર ભગવાને આ પ્રમાણે બાંધ્યું છેઃ—

" **परेणापकारे कृते तस्य प्रत्यपकारानाचरणं क्षमा ॥ ३८ ॥**

**ભાવાર્થ**:—કોઇ પણ પુરૂષે અપકાર કર્યો હોય

તેના પ્રત્યે અપકાર ન કરવો એજ ક્ષમાનું લક્ષણ છે.”
એવી રીતે શ્રી મત્સ્ય પુરાણના ૧૨૦ અધ્યાયમાં કહ્યું છે કે:-

बाह्ये वाध्यात्मिके चैव दुःखे चौत्पातिके क्वचित् ॥
न कुप्यन्ति न वाहन्ति सा क्षमा परिकीर्तिता ॥ ३९॥
आक्रुष्टोऽभिहतो वापि नाक्रोशन्नच हन्ति वा ॥
अदुष्टे वाङ्ग मन कार्ये स्तितिक्षुश्च क्षमा मता ॥ ४० ॥

**ભાવાર્થ**:—સંસાર સંબંધી બહારના દુઃખોથી તથા આધ્યાત્મિક દુઃખોથી કિંવા કોઇ ઉત્પાતથી કયારે પણ ક્રોધ ઉત્પન્ન ન થાય તેનેજ શાસ્ત્રકારો ક્ષમા કહે છે.

કોઈ પણ દુષ્ટ પુરૂષ દ્વારા અનેક પ્રકારે અપકાર થતો હોય તોપણ જે મનુષ્ય મન, વાણી, અને શરીર વિગેરેથી અપકાર ન કરી તિતિક્ષા (સહન શીળતા) રાખતો હોય તેનેજ ક્ષમા સંપન્ન કહે છે. આ પ્રમાણે મહર્ષિઓએ ક્ષમા માટે પોતાના અભિપ્રાયો આપી, ક્ષમાની મહત્તા પ્રતિપાદન કરી છે. આ પ્રસંગે હું આપને એક સંક્ષિપ્ત; રાજર્ષિ શ્રી અર્જુનની કથા કહું છું તે આપ સર્વે શ્રવણ કરશો.

# અર્જુનની અદ્વિતીય ક્ષમા.




મહાભારત નામક ઇતિહાસમાં લખ્યા પ્રમાણે રાજર્ષિ અર્જુનમાં તથા સતી દ્રૌપદીજી એ ઉભયમાં “ક્ષમા” એ સદ્ગુણ અવર્ણનીય હતો. દુર્યોધનાદિક કૌરવોએ સભામાં દ્રૌપદીજીનાં વસ્ત્ર હરણ વિગેરે અઘટિત કાર્ય કરીને પાંડવોને અનેક પ્રકારે દુઃખ દેવા લાગ્યા હતા. તથાપિ પાંડવો જ્યારે વનવાસ ભોગવતા હતા, તે સમયે એક દિવસ ગન્ધર્વો દુર્યોધનાદિકને

જ્યારે બાંધીને લઇ ચાલ્યા; તે સમયે મહાન્ ક્ષમા ગુણ સમ્પન્ન દ્રૌપદીજીને એ કાર્ય જોઇ હૃદયમાં બહુ દયા ઉત્પન્ન થઈ અને તેથી પોતાના પ્રાણપ્રિય પતિ અર્જુનની પાસે પ્રાર્થના કરી કહેવા લાગી કેઃ-- હે નાથ! હે ગાંડીવ ધનુષ્યને ધારણ કરનાર શિરછત્ર!! આપ પધારો અને ગંધર્વોથી બંધાયલા કૌરવોને છોડાવી લાવો; પરંતુ આ વાર્તા જ્યારે ભીમસેનને સાંભળવામાં આવી ત્યારે તે ક્રોધાતુર થઇ અર્જુનને જવા માટે આનાકાની કરી; ત્યારે અર્જુન કહેવા લાગ્યોઃ–હે ભાઈ! "**क्षमा वीरस्य भूषणम्** " અર્થાત્ "ક્ષમાએ વીર પુરૂષનું ભૂષણ છે" તેમજ અપકાર છે તેને "
"જીતવા માટે ઇશ્વરે ઉપકાર વૃત્તિજ નિર્માણ કરી છે."
"ઉપકાર કરનારની સાથે આપણે ઉપકાર કરીએ તેમાં કંઇ "
"પણ નવાઇ નથી; પરંતુ હે ભ્રાતૃ વર્ય! અપકાર ઉપર "
"જે ઉપકાર કરવામાં આવે છે તેજ પ્રશંસનીય મનાય છે."
એ પ્રમાણે પોતાના ઉદ્ગાર ભાઈની આગળ નિવેદન કરી પ્રયાણ કર્યું અને અલ્પ સમયમાંજ ગંધર્વોથી બંધાયલા કૌરવોને છોડાવી તેમને પોતાને સ્થાને જવા માટે વિદાય કર્યા; આ ઉપરથી દૂર્યોધનાદિક શરમીંદા બની પોતાના રાજ્ય તરફ ચાલતા થયા, અને મહાન ઉપકાર કર્ત્તા અર્જુનની પ્રશંસા કરી તેમને વખાણવા લાગ્યા; ક્ષમા માટે શ્રીમાન્ મહર્ષિ વશિષ્ઠજી વિશ્વવિખ્યાત છે કે જેના રાજર્ષિ વિશ્વામિત્રે ૧૦૦ પુત્ર મારી નાંખ્યાં તથાપિ વશિષ્ઠ જેવા બ્રહ્મદર્શિ મહાત્માને યત્કિંચિત્ પણ ક્રોધ ઉત્પન્ન થયો નહિં. અહો! એ કેટલી સહનતા કહેવાય! અહો કેવી ક્ષમા!! ધન્ય છે એવા નિષ્પક્ષપાતી અને સત્યવાદી મહર્ષિઓને!!! અને હજારો હજાર ધન્યવાદ છે તેમની શુદ્ધ સાત્વિકી વૃત્તિને!! હે સુશીલ બ્હેનો! એક સમય આપણ સર્વને પરમ પિતા પરમાત્મા પાસે આપણા અપ-

રાધો માટે ક્ષમા માંગવાની છે. જ્યારે આપણે કોઈ પણ પ્રાણી ઉપર ક્ષમા નહિં કરી હોય ત્યારે તે ન્યાય કારી ભગવત્ આપણા ઉપર "ક્ષમા" કેમ કરશે. હે પવિત્ર બ્હેનો! આપ સર્વ સ્ત્રી સમાજે સમ્યક્ પ્રકારે જાણ્યું હશે કે:--"ક્ષમા" એ સદ્‌ગુણમાં કેટલી મહત્તા છે. સર્વ સુખના સમુદ્રરૂપ ક્ષમા એ મહાન્ દૈવી ગુણને આપ સર્વે અવશ્ય ધારણ કરશો; જયાં સુધી માનવ જાતિમાં ક્ષમા ગુણ નથી ત્યાં સુધી મનુષ્યની કોઇપણ પ્રકારે ઉન્નતિ થઇ શકે એમ નથી. ક્ષમા એ સદ્‌ગુણથી દુઃસાધ્ય કાર્ય સુસાધ્ય થઇ જાય છે. પ્રાચીન સમયમાં મ્હોટા મ્હોટા દેવર્ષિ, મહર્ષિ, બ્રહ્મર્ષિ અને રાજર્ષિઓએ ક્ષમાના પ્રભાવથી પોતાના પવિત્ર નામને અમર કરી મૂકયાં છે. જેવી રીતે સમુદ્રમાં સ્વાભાવિક રીતે સર્વ સરિતા (નદી)નું જલ પોતાની મેળે ચાલ્યું જાય છે; તેવી રીતે ક્ષમા સદ્‌ગુણ સમલંકૃત મનુષ્યની પાસે સર્વ પ્રકારનાં સુખ સ્વાભાવિક રીતેજ ચાલ્યાં જાય છે. "ક્ષમા" એ જગત્ વશિકૃત કરવાનું એક મહાન વશીકરણ મંત્ર છે. જયારે મહર્ષિ શ્રી ભૃગુએ શ્રી વિષ્ણુ ભગવાનનાં વક્ષઃસ્થલમાં ચરણનો પ્રહાર કર્યો ત્યારે મહાન્ દયાળુ પરમ પિતા પરમેશ્વરે પણ કેવી ઉત્તમ પ્રકારની ક્ષમા સમ્પાદન કરી હતી. એ પ્રમાણે જયારે ત્રિલોકાધિપતિ સ્વયં વિષ્ણુ ભગવાને પણ ક્ષમા સદ્‌ગુણ ને સમ્પાદન કર્યો ત્યારે આપણે એ મહાન્ પવિત્ર ગુણથી શા માટે વંચિત રહીએ! જેવી રીતે આ સંસારમાં અનેક તીર્થોમાં સ્નાન કરવાથી અધિકારી મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે; તેવી રીતે જે બુદ્ધિમાન પુરૂષ "ક્ષમા" રૂપ સર્વોત્તમ તીર્થમાં સ્નાન કરે છે, તે મનુષ્યને પાપ નલિનીદલ જલની પેઠે કયારે પણ સ્પર્શ કરી શકતો નથી. જુઓ; શ્રીમાન્ જગદ્‌ગુરૂ શંકરાચાર્ય આદ્ય પુરૂષને વિવિધ પ્રકારનાં પાખંડ

મતાવલમ્બીઓ દ્વારા કેવી રીતે કષ્ટપ્રદાન કરવામાં આવ્યું હતું તથાપિ તે સાક્ષાત્ શિવાવતાર "ક્ષમા" એ મહાન ગુણથી કયારે પણ પતિત થયા નહુતા. વળી તેમાં પણ પુરૂષ શરીર કરતાં સ્ત્રી શરીરને તો ક્ષમા એ મહાગુણની બહુજ આવશ્યકતા છે. એમ અંતઃકરણ પૂર્વક વિચારી પોતાનાં આચરણ પવિત્ર રાખવાં જોઇએ. જેથી હુવે હું આપને "પતિવ્રતા આચરણ" વિષે કિંચિત્ સદ્બોધ સમર્પણ કરૂં છું. તે ઉપર આપ સર્વે લક્ષ આપશો.

# પતિવ્રતાનાં આચરણ.

## उपेन्द्रवज्रावृत्त.

कुल स्त्रीओ धर्म अखंड पाळे, नहिं त्यजे क्यांय विपतिकाळे; ॥
गुलाबनां फूल घणां उकाळे, वधू सुगंधी जल उष्णकाळे. ॥४१॥

(भारतमार्तंड पंडित गट्टूलालाजी.)

પતિવ્રતા પત્નિઓએ પોતાના ભર્ત્તા (પતિ)ને સાક્ષાત્ ભગવત્ સ્વરૂપે જાણવા જોઇએ. પોતાના પતિને સગુણ બ્રહ્મની મૂર્ત્તિરૂપ જાણી સદા શુદ્ધ ભાવથી સેવા કરવી જોઈએ કારણ કે સતી સ્ત્રીઓને સેવા કરવા લાયક એક પોતાનો પતિજ છે, જુઓ એમાં સ્મૃતિ પ્રમાણ વચન છે કેઃ—

शंकरादपि विष्णोर्वा पतिरेवाधिक स्त्रियः ॥ ४२ ॥

**ભાવાર્થ**ઃ–સતી સુન્દરીઓએ પોતાના પતિને શંકર તથા

---

આ "ક્ષમા" માટે વિશેષ જાણવાની ઇચ્છા હોય તેમણે અમારા બનાવેલ "શ્રી સુબોધ સિંધુ" નામક પુસ્તકનું અવસ્ય અવલોકન કરવું. જેમાં સ્વામી શ્રી અભેદાનંદ તથા અણુધાનન્દની "ક્ષમા" ઉપર એક વિચિત્ર કથા છે. તથા ધટ જીવનચરિત્ર વિસ્તારપૂર્વક લખવામાં આવેલ છે.

વિષ્ણુ ભગવાનથી પણ અધિક જાણવા જોઇએ. જુઓ શ્રીમતી સતી અનૂસુયાજીએ પોતાના પ્રાણનાથ શ્રી અત્રિ મહર્ષિ પ્રત્યે શું કહ્યું છે:—

**पतिश्च निर्गुणाधारो ब्रह्म रूप नमोस्तुते ॥**
**क्षमस्व भगवन् दोषं ज्ञानाज्ञान कृतं च यत् ॥ ४३ ॥**

**ભાવાર્થ:**—નિર્ગુણ (સત્વ, રજ, અને તમ એ ત્રણ પ્રકારના ગુણથી રહિત) જે બ્રહ્મ સર્વ જગતનો આધાર છે તે રૂપ પતિ તમે છો તમને હું નમસ્કાર કરૂં છું. હે ભગવન! મારાથી જ્ઞાન અથવા અજ્ઞાન વડે જે કાંઇ દોષ કદાચિત્ થયો હોય તો તે આપ ક્ષમા કરજો:—તેમજ

**ज्ञानाधाराय पत्नीनां परमानन्द रुपिणे ॥**
**पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिरेव महेश्वरः ॥ ४४ ॥**

**ભાવાર્થ:**—હે નાથ! આપ કેવા છો જ્ઞાનના આધાર છો અને પોતાની પત્નિ (સ્ત્રી) ને સાક્ષાત્ પરમાનન્દ સ્વરૂપ છો. તેમ બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ એ ત્રણ દેવ રૂપ પણ તમે છો. તથા એ સિવાય વેદ, શ્રુતિ, સ્મૃતિ પ્રભૃતિ સચ્છાસ્ત્રોના પ્રમાણ ભૂત વાકયોદ્વારા એ સિદ્ધ થાય છે કે:—પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના પતિને પરમેશ્વરથી પણ અધિક સમજવા જોઇએ. ઉપર પ્રમાણે સુખપ્રદ સિદ્ધાન્તને અનુસરનારી સુન્દરીઓનાં અવતારને ધન્ય છે. કારણ કે શ્રી મહાભારતના આદિપર્વમાં લખ્યું છે કે:—

**एतद्वा परमं नार्य्याः कार्यं लोके सनातनम् ॥**
**प्राणानपि परित्यज्य यद् भर्तृहितमाचरेत् ॥ ४५ ॥**

**ભાવાર્થ:**—આ સંસારમાં સુન્દરીઓનો નિરંતર સનાતન ધર્મ એ છે કે:—પ્રાણ તજવો પડે તો તે તજીને પણ પોતાના પતિના હિતમાં તત્પર રહેવું જોઇએ. પ્રાચીન કાળમાં શ્રી દમયન્તી, સીતા, તારામતી, દ્રૌપદી,

ગાન્ધારી, પદ્માવતી, સાવિત્રી, વિગેરે સહુસ્ર સુંદરીઓએ પોતાના સ્વામી (પતિ) ના સુખ દુઃખાદિમાં ભાગીદાર થઇ તન, મન, અને ધનથી પતિ શુશ્રુષામાં આરૂઢ હતી. દ્રૌપદી જેવી મહારાણી પાસે હજારો હજાર પરિચારિકા ( દાસી ) ઓ હોવા છતાં પણ પોતાના પતિ સેવા વિગેરેના કાર્યોમાં પોતેજ પ્રવિષ્ઠ થતી હતી. વર્તમાન કાળમાં આજે તેવી પતિ ભક્તિ પરાયણ સ્ત્રીઓ ક્વચિતૃજ જોવામાં આવે છે; એ એક બહુજ ખેદ જેવી વાત છે. જો હાલના સમયમાં આપણને સ્ત્રી ધર્મ સંબંધી શિક્ષણ દરેક ઠેકઠેકાણે આપવામાં આવતું હોય તો અલબત આપણામાંથી પણ તેવી પવિત્ર સ્ત્રીઓની બરાબરી કરી શકે એવી સ્ત્રી રત્નો ઉદ્દભવે. હે પવિત્ર બ્હેનો ! હવે તો " उत्तिष्ठत, जाग्रत, प्राप्य वरान्निबोधत " ॥ ૪૬ ॥ આ મહાન્ ઉપનિષદ્‌નાં સૂત્રનાં અર્થને સમજી, ઉઠો, અવિદ્યારૂપ નિંદ્રાથી જાગો ! ! અને આપ આપનાં સ્વધર્મનિષ્ઠ થાઓ. એ પ્રમાણે મારી આપને પરમ સૂચના છે, પતિવ્રતા સ્ત્રીના આચરણ એવાં પવિત્ર હોવાં જોઇએ કે:— જેના આચરણોનું અન્ય સ્ત્રી પણ અનુકરણ કરી પોતાના માનવ જીવનનું સાર્થક કરે. સ્ત્રીઓનું સર્વોત્તમ શિયળવૃત્ત છે એવા શિયળવૃત્તને જે સ્ત્રીઓ અખંડ પાળે છે, તેવી સ્ત્રીઓની, સ્વર્ગ, મૃત્યુ, અને પાતાલ એ ત્રણે લોકમાં પૂજા થાય છે. પ્રાચીનકાળમાં એવી સતીઓ સહુસ્ર થઈ ગઇ છે. પરંતુ હાલ થોડા સમય ઉપર એક મહાન્ પતિવ્રતા સ્ત્રી થઇ ગઇ છે. કે જે શિયળવૃત્ત માટે પોતાની ૧૩૦૦ દાસીઓ સહિત બળી ભસ્મ થઈ હતી જેની સંક્ષિપ્ત કથા આપ સર્વે સાવધાન થઇ એકાગ્ર ચિત્ત પૂર્વક શ્રવણ કરશો.

# સતી રજપૂતાણી કીર્ણવતી અને ૧૩૦૦ દાસીઓના શિયળવૃત માટે દેહાર્પણ.





અર્વાચીન સમયમાં અર્થાત્ ઈ૦ સ૦ ૧૪મા સૈકામાં રણ સ્થંભોરમાં મહાન્ ક્ષાત્ર ધર્મ સમ્પન્ન, શુદ્ધ રજપૂત હાડા શ્રી હમીરસિંહ નામક રાજા રાજ્ય કરતો હતો; જે પોતાની પ્રજાને પુત્રની પેઠે પાલન કરનાર હતો. જેથી તેમના રાજ્યમાં સર્વ પ્રકારે શાંતિ પ્રસરી રહી હતી. અને પ્રજા પણ "**यथा राजा तथा प्रजा**" એ મહાન્ સૂત્રને સત્ય કરી સ્વસ્વધર્માનુસાર વર્તતી હતી. સર્વત્ર સત્યની જયધ્વનિ બોલાતી હતી. સ્વધર્મનિષ્ઠ ભૂપતિ શ્રી હાડા હમીરસિંહજીની પત્નિ (સ્ત્રી) નું નામ "**રાણી શ્રી કીર્ણવતી**" હતું એજ પવિત્ર મૂર્ત્તિ આપણા દ્રષ્ટાન્તની નાયિકા છે. રાણી શ્રી કીર્ણવતી, મહાન્ સ્વરૂપવાન, વિદ્વાન, તથા ગુણવાન અને શિયળવૃત્ત સમ્પન્ન એક શુદ્ધ રજપૂતાણી હતી. તેમજ પોતાના પાતિવ્રત્ય ધર્મને તે સાંગોપાંગ (અંગ-ઉપાંગ સહિત) પાળનારી એક અપૂર્વ સતી હતી. જેથી રાણી શ્રી કીર્ણવતીનાં સૌંદર્યની, ગુણની, વિદ્યાની, અને શિયળની પવિત્ર-પાપ હર યશધ્વનિ સર્વત્ર ગવાઇ રહી હતી; ઠેક ઠેકાણે, ગામેગામ, રાણી કીર્ણવતીનાંજ યશોગાન ગવાઇ રહેલાં સાંભળવામાં આવતાં હતાં. અને ટુંકમાં કહીએ તો જે જે વિદ્વાનો-કવિકોવિદો હતાં તે તો તે મહા સતીને એક અવાજે મુક્ત કંઠથી વખાણતાં હતાં. અહો! સજ્જન પુરૂષોની સત્કીર્તિને કોણ આચ્છાદન

કરી શકે છે!! "**नहि कस्तुरीकामोद शपथेन विभाव्यते**" કિંવા "**દાબી દૂબી ના રહે કસ્તુરીની વાસ**" આ લોકોક્તિ ખરેખર મનન કરવા લાયક છે. જે મનુષ્ય પોતાના ધર્મમાં-કર્મમાં નિષ્ઠાવાન હોય છે તેવા શુદ્ધ પુરૂષનાં પવિત્ર અભિધાન (નામ) થી કોણ અજાણ્યો રહે છે. જેમ આદિત્ય ભગવાનનાં કિરણો પોતાની મેળેજ પ્રકાશને પામે છે; તેવીજ રીતે સદાચરણી, વિદુષી, અને પોતાના અખંડ પાતિવ્રત્ય ધર્મ સમ્પન્ન રાણી કીર્ણવતીનાં પવિત્ર યશ કિરણો પોતાની મેળેજ પ્રકાશી રહ્યાં હતાં. એ વખતમાં આપણા ભરતખંડમાં અનાર્યોનું સામ્રાજ્ય હતું અને સુવિખ્યાત હસ્તિનાપુર (દીલ્હી)ના મહાન્ રાજ્યાસન ઉપર પિતૃઘાતક, કુટીલ કર્મ કર્ત્તા, બાદશાહ અધમવર અલાઉદ્દીન હતો; આ બાદશાહ શ્રી (!) નાં કૃત્રિમ કર્ત્તવ્યોથી આપણા ઇતિહાસ વેત્તાઓ અજાણ્યા નથી અત્ર તત્પ્રસંગે કથન કરવું અપ્રાસંગિક છે. આ સાર્વભૌમશ્રી (!) ને એ પ્રમાણે જ્યારે આપણા શુદ્ધ રાજવંશી રજપૂત હાડા શ્રી હમીરસિંહજીના રાણી સતી શ્રી કીર્ણવતીનાં મહાન્ રૂપની ગુણની, ચાતુર્યની, બહુજ સ્તુતી શ્રવણ કરવામાં આવી; ત્યારે મહાન્ સતીને મેળવવાની અભિલાષાથી; ઇ૦ સ૦ ૧૩૦૩ માં હાડા શ્રી હમીરસિંહજી ઉપર લડાઈ કરવાને માટે ચ્હઢી ગયો. પ્રાચીન કિંવા અર્વાચીન શુદ્ધ રજપૂતોનાં જેમણે જીવન વૃત્તાંતોનાં પુસ્તકો અવલોકન કર્યાં હશે તેઓ સમ્યક પ્રકારે જાણતાં હશે કેઃ-"**शूर परिक्षा रणांगणे-भवति**" અર્થાત્ શૂરવીર પુરૂષોની સાચા શૂરવીરપણાંની પરિક્ષા રણસંગ્રામમાંજ થઇ શકે છે. "અલાઉદ્દીન બાદશાહ ચ્હઢી આવ્યો" ત્યારે હાડા હમીરસીંહે પોતાના સામંતોને રણસંગ્રામ હિતાર્થ તૈયાર થઇ રહેવાની આજ્ઞા

કરી પોતાની પ્રાણપ્રિયા–રાણી કીર્ણવતીના મહાલયમાં ગમન કરી આ પ્રમાણે કહેવા લાગ્યોઃ–પ્રાણપ્રિયા કિર્ણે! અનાર્ય સાર્વભૌમ બાદશાહ અલાઉદ્દીન આપણા ઉપર અસંખ્ય સૈન્ય લઇ ચઢી આવ્યો છે; તો તેની સન્મુખ મારા શૂરવીર સામંતો સહિત હું રણસંગ્રામમાં જાઉં છું–તેમાંથી જય કિમ્વા પરાજય થવો એ તો દૈવાધીન છે. અસ્તુ, ગમે તેમ થાઓ. પરંતુ તે સંબંધમાં તારો શો વિચાર છે એજ જાણવાને માટે મારૂં તારી પાસે આવવું થયું છે. એવી રીતના પોતાનાં પરમપૂજ્ય ભગવત સ્વરૂપ પ્રાણપતિના વિશુદ્ધ વાક્યો શ્રવણ કરી પોતાના ઉભય ( બન્ને ) હાથ જોડી અતિ નમ્રતાપૂર્વક રાણી કીર્ણવતી નિચે પ્રમાણે કહેવા લાગીઃ—હે ભગવન્! મારા વિચાર વિષે-આપ યત્કિંચિત્ પણ ચિંતા ગ્રસ્ત રહેશો નહિઃ એમ મારી પ્રાર્થના છે. હે નાથ! આ આપણી પવિત્ર ભુમિનો ઉદ્ધાર કરી, અનાર્યને જીતી વિજય સમ્પાદન કરશો, તો પુનઃ અત્રેજ આપણે ઇશ્વર કૃપાથી એકત્ર થઇશું. પરંતુ તેથી કદાચ્ દૈવની પ્રતિકુળતા થઇ, તોપણ પોતાના દેશને માટે, પોતાના ધર્મને માટે, અને પોતાની પવિત્ર ટેકને માટે હું આપના સત્ય લોકમાં આનંદ પૂર્વક દર્શન કરી કૃતાર્થ થઇશ. જગન્નિયંતાએ આજનો આ અત્યુત્તમ દિવસ યોજ્યો છે. વિશેષ અન્ય જે કંઇ આપની આજ્ઞા હોય તો તે આપની અનુચરી–કિંકરીને જણાવવા કૃપાળુ થશો. ઉપર પ્રમાણે પોતાની મહારાણી સતી કીર્ણવતીના પવિત્ર ઉદ્દગારો શ્રવણ કરી પોતાનાં અંતઃકરણમાં અપૂર્વ આહ્લાદ પામી, પોતાના શૂરવીર સામંતો સહિત કેશરીઆ કરી–વિજય સૂચક "જય ભવાની" નાં આનંદિત ઉત્તંગ ઘોષ કરી મ્લેચ્છોની સામે યુદ્ધ કરવા હાડા શ્રી હમીરજી તૈયાર થયા, અને થોડાજ સમયમાં સહુઆ મ્લેચ્છોનું નિકન્દન કરી પોતાની

માતૃભૂમિ ઉપરથી ભાર ઉતાર્યો. પરંતુ શોક !! અંતિમ હાડા શ્રી હમીરસિંહજી લડાઇમાં માર્યા ગયા. અને અનાર્યનો જય થયો. અલાઉદ્દીન બાદશાહ મનમાં કામવાસનાથી ઘેલા જેવા થઈ " राणी कीर्णवती कहां हय ! राणी कीर्णवती कहां हय." એ પ્રમાણે બકવા લાગ્યો. સંખ્યાબદ્ધ અનાર્યો (મ્લેચ્છો)ના સૈન્ય સાથે બાદશાહ પ્રાતઃકાળે મનમાં પ્રસન્ન થઇ, " जिसके लिये यह सब नुकसानि उठाई वह आशा अब सब साफल्य होगी " એજ અનિત્ય નાદમાં તલ્લીન થઈ " राणीकीर्णवतीका म्हेल कहां है ! " "वह खुबसुरत ओरत कहां हैं ! " એ પ્રમાણે પોતાની ઇચ્છા જણાવી. એટલામાંતો ત્યાંના કેટલાક પુરૂષોએ એક મ્હોટો ભસ્મનો ગંજ બતાવી કહેવા લાગ્યા કેઃ—

" हे जहांपनाह ! देखीये !! यही पवित्र मूर्त्तिसती कीर्णवतीका मनहर म्हेल है; ओर अपनी एक सहस्त्र ओर तीनसें दासीओं समेत अग्निमें यांही प्रवेशकर अपना अपूर्व सतीपनेका नमूना दिखाइ दीया है. "

આ પ્રમાણે ત્યાંના સંખ્યાબદ્ધ મનુષ્યોના વચન સાંભળી બાદશાહ મનમાં બહુજ આશ્ચર્ય પામી કહેવા લાગ્યોઃ—

तोबा ! या ! परवरदिगार ! कयसागजब ! कयसी करामत !! धन्य है इस हिन्दुरजपूतानीकों; और धन्य है इसकी अमांकों कि जिसने अयसी रास्त औरतकों; अपने उदरसैं निकाले ! अहो ! अगर मैं अयसा पहिलेसे ही जानता तो नाहक अयसी मुसीबतकीं न उठाता !!

એ પ્રમાણે સતી રાણી કીર્ણવતીની પ્રશંસા કરી, હિંદુઓની સ્ત્રીઓના પાતિવ્રત્ય ધર્મ સંબંધી ટેક ઉપર કુરબાન થઇ—ખુની અલાઉદ્દીન જેવાને પણ વૈરાગ્ય ઉત્પન્ન

થયો. અને તે દીલગીરીથી પોતાને સ્થાનકે જવા માટે તૈયાર થયો. ત્યારે એ પવિત્ર સતી ભસ્મ પોતાના: અંગ ઉપર લેપન કરવાની ઇચ્છા કરી પરંતુ ત્યાંથી તેમને એ ભસ્મ પણ આપવામાં આવી નહિ.

પવિત્ર બ્હેનો ! આપ સર્વ સ્ત્રી સમાજે આ મહાન્ સતી-શિરોમણિ રજપૂતાણી રાણી કીર્ણવતીના સંક્ષિપ્ત દ્રષ્ટાન્ત ઉપરથી જાણ્યું હશે કેઃ– સતી સ્ત્રીઓને પોતાના પાતિવ્રત્ય ધર્મનિકટ પ્રાણ પણ કોઈ વિશાતમાં નથી; અહો ધન્ય છે એવી પવિત્ર સ્ત્રીઓને ! ! ધ્રાંમની સતી સોનારાણી વિગેરે રજપૂતાણી સતીઓની કથા અદ્યાપિ સુધી આપણા ભરતખંડમાં ઘેર ઘેર ગવાય છે. વીરબાળા જેવી વિશુદ્ધ વનિતાઓ પણ શું વિસ્મૃત થાય એમ છે ! ! ! ખરેખર હજારો હજાર ધન્યવાદ છે એવી અપૂર્વ સતીઓને. એ પ્રમાણે આપણા ભરતખંડમાં સહસ્ત્ર સતીઓ થઇ ગઈ છે તેમનાં પવિત્ર ચરિત્રો શ્રવણ કરવાં તથા તદનુસાર સર્વ સ્ત્રી સમાજે વર્તવું જોઇએ. એજ મારો આપ સર્વને પરમોપદેશ છે. અને તેટલા માટે જ મેં આ રજપૂતાણીની કથા આપની પાસે નિવેદન કરી છે. મને આશા છે કે આપ સર્વ સ્ત્રી સમાજ આ મહારાણી કીર્ણવતીની પવિત્ર કથાને લક્ષમાં રાખશો. આ પ્રમાણે આપણા ભરતખંડમાં પુનઃ એવી સતી સ્ત્રી રત્નો ઉદ્દભવો, એવી મારી જગન્નિયંતા પાસે નમ્ર પ્રાર્થના છે. અને તેને આપ સર્વે અનુમોદન આપશો. ( સ્ત્રી સમાજ તરફથી કરતલ ધ્વની. )

પોતાના પ્રાણનાથ પતિનાં વાક્યોમાં શ્રદ્ધા રાખી પતિની ઇચ્છા પ્રમાણે વર્તવું એજ પતિવ્રતાઓનું સર્વોત્કૃષ્ટ વ્રત છે. એ મહાન્ વ્રતની આગળ અન્ય વ્રત કશી પણ ગણત્રીમાં નથી એ તમે શુદ્ધ અંતઃકરણ પૂર્વક યાદ રાખજો. શ્રદ્ધાથી માનવ જાતીને મહાન્ લાભની પ્રાપ્તી થાય છે. હવે

હું આપને શ્રદ્ધા ઉપર બે શબ્દ કહીશ; પરંતુ આ દ્વિતીય દિવસનું વ્યાખ્યાન સમાપ્ત કરવા પહેલાં આપ સર્વ "जयहो श्री महापवित्र रजपूताणी सती राणी कीर्णवतीनो." એ પ્રમાણે પવિત્ર ધ્વની કરશો. શ્રી સુરેન્દ્રબાલાની આજ્ઞાનુસાર એ પ્રમાણે સર્વ સ્ત્રી સમાજે ગંભીર ઘોષ કરી, શ્રીમતી યોગિની સુરેન્દ્રબાલાને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરી મણિપુર નિવાસી સ્ત્રી સમાજ પોતાના આશ્રમ પ્રત્યે ચાલતી થઈ જેથી દ્વિતીય દિવસના વ્યાખ્યાનની અત્ર પૂર્ણાહૂતી થાય છે. ॐ शान्तिः शान्तिः शान्तिः

## તૃતીય દિવસ.

# શ્રધ્ધા સમ્બંધી સદ્બોધ.

श्रध्धार्थी संसारमां, कार्य सफळ सहुथाय; ॥
श्रध्धा विणनो मानवी, पाछळथी पस्ताय. ॥ ४६ ॥

( सद्गुरु महात्मा श्री क्षेमेन्द्र.)



શ્રીમન્ શશિશેખર મંદિરના મધ્ય ભાગના વિસ્તીર્ણ ચોકમાં પુનઃ ત્રીજે દિવસે પણ હુમેશની પેઠે મણિપૂર નિવાસી સ્ત્રી સમાજ નિયમિત સમયે એકત્ર થઈ અને શ્રીમતી યોગિની સુરેન્દ્રબાલાના નિત્ય નિયમ પ્રમાણે પૂજન અર્ચન કરવામા આવ્યું. શ્રીમતી સુરેન્દ્રબાલાના અપૂર્વ અને યથાર્થ સદ્બોધથી દિનપ્રતિદિન શ્રોતાઓની સંખ્યામાં વધારો થવા લાગ્યો હતો; અને આજે ત્રીજે દિવસે તો મંદિરના મધ્ય ભાગનો ચોક સંપૂર્ણ સ્ત્રી સમાજથી ભરાઈ ગયેલ જોવામાં આવતો હતો. એ પ્રમાણે મહાન્

મહિલા પરિષદ્‌માં ઉચ્ચાસન ઉપર બિરાજેલી—વિદુષી સુરેન્દ્રબાલાએ નિચે પ્રમાણે ઉપદેશ ક્રમનો આરંભ કર્યો.

સ્વામી સેવા પરાયણ સુંદરીઓ! આજે હું આપને શ્રદ્ધા સમ્બંધી ઉપદેશ આપવાની છું. જેથી આ વિષયને આપ સર્વ શ્રદ્ધા સમ્પન્ન થઈ શ્રવણ કરશો. જુઓ—શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી પૂર્ણપુરૂષોત્તમ શ્રી કૃષ્ણચંદ્ર ભગવાને પોતાના પરમ સખા અર્જુન પ્રત્યે પ્રબોધ પ્રદાન કરતાં જણાવ્યું છે કે:— **“ श्रद्धावान् लभते ज्ञानं ”** ॥ ૪૭ ॥ અર્થાત્ શ્રદ્ધાળુ (વિશ્વાસ પૂર્વક વર્ત્તનારા) પુરૂષને જ જ્ઞાનની પ્રાપ્તી થાય છે. ત્યારે શ્રદ્ધા એટલે શું! તે આપણુ સર્વેને જાણવાની પ્રથમ આવશ્યકતા છે. શ્રીમદ્ જગદ્‌ગુરૂ ભગવાન્ ભાષ્યકારે શ્રદ્ધાનું લક્ષણ આ પ્રમાણે બાંધ્યું છે કે:—

**निगमाचार्य वाक्येषु भक्तिः श्रद्धेति विश्रुता ॥४८॥** અર્થાત્ વેદ, શાસ્ત્ર, તથા આચાર્યના વાકયમાં જે ભકિત (ભાવના) તેનેજ શ્રદ્ધા એ નામથી મહાત્મા પુરૂષો ઓળખે છે. શ્રદ્ધાથી આ સંસારમાં સર્વ કાર્ય સફલ થાય છે. શ્રી મહાભારત, શાન્તિપર્વ, અધ્યાય ૨૬૩ શ્લોક ૧૪ માં લખ્યું છે કે:—

**अश्रद्दधान एवैको देवानां नार्हते हविः ॥**
**तस्यैवान्नं न भोक्तव्यमिति धर्मविदो विदुः ॥ ४९ ॥**

**ભાવાર્થ**—શ્રદ્ધા રહિત પુરૂષને દેવ, અગ્નિ, વાયુ, આદિત્ય આદિ દેવતાઓને હુવનથી તૃપ્ત કરવાનો અધિકાર નથી. જે મનુષ્ય શ્રદ્ધાથી રહિત છે તેનું કયારે પણ અન્ન ભક્ષણ કરવું ઉચિત નથી. એવી વાતોને ધર્મવેત્તા પુરૂષો જાણે છે કિમ્વા કહે છે તેવીજ રીતે જુઓ વળી અષ્ટાદશ પુરાણ રચયિતા મહર્ષિ વેદ વ્યાસજી કહે છે કે:—.

अश्रद्धा परमं पापं श्रद्धा पाप प्रमोचनी ॥
जहाति पापं श्रद्धावान् सर्पोजीर्णामिवत्वचाम् ॥ ५० ॥

**ભાવાર્થ**:—અશ્રદ્ધા એ મહાન્ પાપ છે; અને શ્રદ્ધા એ મનુષ્યને પાપકર્મથી છોડાવનારી છે. જે પ્રમાણે સર્પ પોતાની પુરાતન ( જૂની ) કાંચલીને છોડી સુખને પ્રાપ્ત થાય છે; તે પ્રમાણે શ્રદ્ધાવાન પુરૂષ પાપકર્મથી મુકત થઇ સુખભોકતા થાય છે. તથાઃ—

ज्यायसीया पवित्राणां निवृत्तिः श्रद्धयासह ॥
निवृत्त शील दोषो यः श्रद्धावान् पूत एव सः ॥ ५१ ॥

**ભાવાર્થ**:-શ્રદ્ધાપૂર્વક કર્મોની નિવૃત્તિ સુખપદ અને મહાન કલ્યાણ કરવાવાળી છે. જે પુરૂષનાં શીલ અને દોષ નિવૃત થઈ ગયાં છે તે શ્રદ્ધાવાન મહાન્ પવિત્ર થઇ મુક્તિ સમ્બંધી સુખનો અધિકારી થાય છે. એ પ્રમાણે શ્રદ્ધા વિષે શ્રી મહાભારતમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમજ એજ શ્રદ્ધાના વિષયમાં મહર્ષિ પતંજલી ભગવાને યોગદર્શન, પ્રથમ પાદ, સૂત્ર ૨૦ માં જણાવ્યું છે કેઃ—

" श्रद्धा वीर्य स्मृति समाधि प्रज्ञा पूर्वक इतरेषाम् " ॥ ५२ ॥

એ પ્રમાણે યોગશાસ્ત્રમાં મૂળ સૂત્ર છે; તે સૂત્ર ઉપર શ્રીમન્ મહર્ષિ વેદવ્યાસજીએ ભાષ્ય તરીકે વિસ્તારપૂર્વક લખ્યું છે કેઃ—

श्रद्धा =चेतसः सम्प्रसादः साहि जननीव कल्याणी
योगिनं पातित'स्य' हि श्रद्धधानस्य=विवेकार्थिनो
वीर्य्यमुपजायते, समुपजात वीर्य्यस्य स्मृतिरुपतिष्ठते;
स्मृत्युपस्थाने च चित्तमनाकुलं समाधीयते, समाहित
चित्तस्य प्रज्ञा—विवेक उपावर्त्तते येन यथावद्वस्तु जानाति
तदभ्यासात् तद्विषयाच्च वैराग्यादि संप्रज्ञातःसमाधिर्भवतिः ॥५३॥

**ભાવાર્થ**:—" ચિત્તની પ્રસન્નતા શ્રદ્ધા કહેવાય છે; તે

(શ્રદ્ધા) કલ્યાણ કરવામાં માતાની સમાન રક્ષા કરે છે. શ્રદ્ધાવાન્ વિવેકી પુરૂષનું પરાક્રમ વૃદ્ધિને પામે છે. પરાક્રમ વૃદ્ધિવાળા પુરૂષની સ્મૃતિ સારી થઈ જાય છે. અને સ્મૃતિના ઉપસ્થિત થવાથી ચિત્તની ઉદ્વેગતા નાશ થઇ જાય છે. સમાહિત ચિત્તવાળા પુરૂષની પાસે પ્રજ્ઞા આવે છે. જેથી તે પુરૂષને યથાવત્ (સત્ય) જ્ઞાન પ્રગટે છે. તે વારંવાર કરવાથી તથા તે વિષયના વૈરાગ્યથી " असम्प्रज्ञात " સમાધી થાય છે જે મોક્ષનું [સાક્ષાત્ મુખ્ય કારણરૂપ છે." વળી પણ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ--

**किं तस्य तपसा कार्य्यं किं वृत्तेन किमात्मना ॥**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ૯૪ ॥**

**ભાવાર્થ**:—જે પુરૂષમાં શ્રદ્ધા વિદ્યમાન છે; તેને તપસ્યા કરી આચરણ સુધારવા; તથા શરીરને શ્રેષ્ઠ બનાવવા વિગેરેનાં કાર્યો સાથે કાંઇપણ પ્રયોજન નથી. કારણ કેઃ–યથાર્થ શ્રદ્ધાની પાછળ અન્ય સર્વ પ્રકારનાં સદ્ગુણો સ્વયં (પોતાની મેળે) ચાલ્યા આવે છે. આ જીવાત્મા સ્વભાવથીજ શ્રદ્ધા સ્વરૂપ છે. એટલા માટે જેમાં જે કક્ષાની શ્રદ્ધા હોય તે તેવી કક્ષાવાળો પુરૂષ થાય છે. ઉપર લખેલા મહર્ષિ–મહા પુરૂષોનાં વાકયોથી એ અવશ્ય સિદ્ધ થાય છે કેઃ–દરેક વિચારશીલ પુરૂષોએ શ્રદ્ધા સમ્પાદન કરવી જોઈએ! જુઓ? સાંસારિક જેવા સાધારણ કાર્યો પણ શ્રદ્ધા સિવાય થઇ શકતાં નથી; તો પારમાર્થિક કાર્યો શ્રદ્ધા સિવાય કેવી રીતે થઇ શકે! કલ્પના કરો કેઃ— એક દિવસ આપણે સર્વ આનંદપૂર્વક આપણાં ગૃહે ભોજન કરવાને માટે બેઠાં, સુન્દર પકવાનોનો થાળ આપણી પાસે આવ્યો. પરંતુ એટલામાં કોઈ અન્ય પુરૂષના કહેવાથી તે થાળમાં આપણને સંશય ઉત્પન્ન થયો; તો તે ઉત્તમ

ભોજનનું આપણે શું કરીશું? સહજ સમજી શકશો કે તેનો પરિત્યાગજ કરીશું. નીતિકારોએ પણ કહ્યું છે કે **'शंका स्थानम् विवर्जयेत्'** કેમકે આ થાળમાં જે ભોજન હતું તે અપવિત્ર થયું એવી આપણને ભ્રાન્તી થઇ. જ્યારે એ પ્રમાણે ક્ષુલ્લક કાર્યોમાં પણ શ્રદ્ધા એ મહાગુણની આવશ્યકતા જણાય છે; ત્યારે અન્ય મહાન્ કાર્યોમાં શ્રદ્ધા સિવાય કેમ ચાલી શકે? શ્રદ્ધા સિવાય સંસારમાં કોઈપણ કાર્ય થઈ શકતું નથી; મ્હોટા મ્હોટા શ્રીમાનો રાજા-મહારાજાઓ શેઠ સાહુકારો ક્રોડો રૂપીઆનાં વ્યવહારો ચલાવે છે. તે પોતાનાં મૂનિમો તથા કીલીદારો ઉપરની શ્રદ્ધાથીજ કે કંઈ બીજાથી! એ પ્રમાણે મ્હોટા અને ન્હાનાં સર્વ મનુષ્યો ઉપર તેના અધિકાર પ્રમાણે શ્રદ્ધા અવશ્ય રાખવામાં આવે છે; અને જો શ્રદ્ધારહિત થવા જાય તો તેનાથી આ સંસારમાં કોઈપણ કાર્ય થઈ શકે નહીં. ખાવા પીવામાં; હરવા ફરવામાં, બેસવા ઉઠવામાં, ને સગાં સ્નેહીમાં શ્રદ્ધાનીજ અપેક્ષા હોય છે. શ્રદ્ધા એ સૃષ્ટિકર્ત્તા સર્વેશ્વર પરમાત્માનું આ સંસાર વ્યવસ્થાપૂર્વક ચલાવવા માટેનું એક મહાન્ સૂત્ર છે; માટે તેને દરેક પ્રસંગે યથોચિત યોજી વિવેકી પુરૂષોએ આ સંસારરૂપ મહા યાત્રામાં પોતાની યાત્રા નિર્વિઘ્ને પૂર્ણ કરવી જોઈએ. સારાંશઃ- શ્રદ્ધા એ આ સંસારરૂપી મહાસાગરથી પાર થવા માટે એક અખંડ નૌકા છે.

**श्रद्धा विरहितं यज्ञं तामसं परिचक्षते ॥ ૯૯ ॥**

શ્રીમદ્ ભગવદ્ગીતાના સિદ્ધાન્ત પ્રમાણે શ્રદ્ધાથી રહિત યજ્ઞ તામસી યજ્ઞ કહેવાય છે. શ્રદ્ધાની આપણને પગલે પગલે આવશ્યકતા છે. હાલ આપણે સર્વ બેઠા છીએ. એ પણ જ્યારે આપણી સર્વની પૃથ્વી ઉપર શ્રદ્ધા છે

ત્યારેજને? જો પૃથ્વિ ઉપર આપણી શ્રદ્ધા નહોત તો આપણે આવી નિશ્ચિંત રીતે થોડો સમય પણ બેસી શકીએ નહિં. એ સ્વતઃસિદ્ધ છે. ટુંકમાં શ્રદ્ધા સિવાય કોઇપણ ન્હાનું મ્હોટું કાર્ય થઈ શકતું નથી. છતાં વર્તમાન કાળમાં કેટલાક એક દેશી શિક્ષણના મિથ્યા ડોળઘાલુ સુધારકોને બદલે જો ખરૂં કહીએ તો કુધારકો શ્રદ્ધાને તિલાંજલી આપવા ઉદ્યત રહે છે તેવા પુરૂષોને કોની ઉપમા આપવી એનો આપજ વિચાર કરો? જે શ્રદ્ધા દરેક કાર્ય (વ્યવહારિ હો કિમ્વા ધાર્મિક, સ્વાર્થિક હો? અથવા પારમાર્થિક)માં બીજ રૂપે અનુસ્યુત છે તેનાથી વિમૂખ કેમ રહી શકાય! જ્યારે આપણને કોઇ નવિન મહાલય બાંધવું હોય, ત્યારે જેમ તેના મૂળ પાયાની સહુથી વધારે મજબૂતી જોઇએ, તેમ ધર્મરૂપ મહાલય બાંધવામાં પણ શ્રદ્ધા રૂપ પાયાની સહુથી પ્રથમ જરૂરીઅ.ત છે. જેટલો પાયો મજબુત હોય છે તેટલુંજ મહાલય પણ મજબુત થાય છે. તે પ્રમાણે આપણામાં જેટલે અંશે શ્રદ્ધા હશે તેટલેજ અંશે આપણે ધર્મ પરાયણ થઈ શકીશું. શ્રદ્ધાસ્પદ સખીઓ! આ પ્રમાણે મેં તમને શ્રદ્ધા સમ્બંધી સદ્બોધ આપ્યો છે. હવે એજ પ્રસંગ ઉપર હું આપને એક કલ્પિત પણ મહાન્ સદ્બોધક દ્રષ્ટાન્ત કહું છું. તે ઉપર આપ સર્વ એકાગ્રવૃત્તિ પૂર્વક ધ્યાન આપશો.

---

"શ્રદ્ધા" સમ્બંધી જેમને વિશેષ જાણવાની ઇચ્છા હોય તેમને "શ્રી સુબોધ સિંધુ" નામક અમારો બનાવેલ ગ્રન્થ જેમાં 'લક્ષ્મીવર કિમ્વા લપસીંદર' એ ઉપર એક અસરકારક દ્રષ્ટાન્ત આપેલ છે. તેવાંચવા અમે ભલામણ કરીએ છીએ. (થોડા વખતમાં છપાઇ બહાર પડશે.)

# શ્રીમતી સુશીલા અને સુભદ્રા.





શ્રી કૃષ્ણચંદ્ર ભગવત્‌ની જન્મ ભૂમિકા શ્રી મધુપુરી (મથુરાજી) તરફ એક સાધારણ ગામમાં પૂર્વે શ્રી સુશીલા અને સુભદ્રા એ નામની ગોવાલણો રહેતી હતી. તેઓ સ્વભાવે શાન્ત અને ઇશ્વર ભક્ત પરાયણ હતી, ગૃહસ્થાશ્રમ સમ્બંધી સાધારણ દ્રવ્ય હોવાથી પોતે હમેશાં પોતાના ઉદ્યોગથીજ પોતાનો નિર્વાહ ચલાવતી હતી. એટલે પોતાના ગામડામાંથી દધી (દહી)ની મટુકીઓ લઈ દરરોજ નૌકામાં બેસી યમુનાજી ઉપરથી ઉત્તીર્ણ થઈ ( મધુપુરી ) મથુરામાં વેચવા આવતી. એક સમયે આ બન્ને બ્હેનો દધીની મટુકીઓ વેચી પોતાના ગામડા તરફ જતી હતી. ત્યાં રસ્તામાં શ્રી રામચંદ્ર ભગવત્‌નું એક મહાન્ મંદિર આવ્યું. ત્યાં બન્ને બ્હેનો ભગવત્ મૂર્ત્તિનાં દર્શન કરવાને ગઈ; જુએ છે તો ત્યાં એક મ્હોટા સિંહાસન ઉપર ભદ્રામુદ્રા આકૃતિથી એક મહાત્મા બેઠા છે. અને આસપાસમાં નિચે સંખ્યાબંધ સ્ત્રીઓ તથા પુરૂષો બેઠા છે. પરપૂછ કરતાં સમાચાર મળ્યાં કેઃ—શ્રી સત્યદેવ નામક આ મહાત્મા છે, અને પ્રતિદિન શ્રી વાલ્મિકી રામાયણની સવારની કથા વાંચે છે. જેથી મધુપુરી નિવાસી ભાવિક સ્ત્રી પુરૂષો દરરોજ શ્રવણ કરવા આવે છે. શ્રી સત્યદેવ શર્મા વ્યાસ ભગવાન્‌ની ગાદીને શોભાવે તેવા હતા, તેમની કથા કરવાની પદ્ધતિ બહુ પ્રશંસનીય અને શ્રોતૃગણને અત્યંત આહ્‌લાદ ઉપજાવનારી હતી. જેથી આ બન્ને બ્હેનો પણ ત્યાં શ્રી રામકથા શ્રવણ કરવાને બેઠી. તે સમયે “રામ નામની મહત્તા” એ પ્રસંગ કથામાં ચાલી રહ્યા હતો અને શ્રી વાલ્મીકિ

રામાયણમાંથીઃ— (**श्री**) **रामनाम मयी नौका संसारार्ण वतारिणी**" અર્થાત્ રામનામ રૂપી નૌકા (વહાણ) સંસાર રૂપ મહા સમુદ્રમાંથી તારનાર છે. એ પ્રમાણે રામનામની મહત્તા ઉપર અનેક પ્રમાણભૂત પ્રામાણિક વાકયોના સત્ય બોધ કરી સાડા દશ વાગાના સમયે **हरि ॐ अच्युतं केशवं राम नारायणं** વિગેરે શબ્દોથી અંતિમ શ્લોક કહી શ્રીયુત સત્ય દેવ શર્માએ પોતાનું વ્યાખ્યાન સમાપ્ત કર્યું. સર્વ શ્રાતૃગણ કથાકાર મહાત્મા પુરૂષને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરી પોતપોતાના સ્થાન તરફ ચાલતા થયા. તેની સાથે આ બન્ને બ્હેનો (શ્રીમતી સુશીલા અને સુભદ્રા) પણ મહારાજને નમસ્કાર કરી શ્રી યમુનાજી નદી તરફ ચાલતી થઈ; જ્યારે યમુનાજીના તટ ઉપર આવી ત્યારે મ્હોટી બ્હેન શ્રીમતી સુશીલા પોતાની ન્હાની બ્હેન સુભદ્રાને કહેવા લાગી—" બ્હેન સુભદ્રા! આજે નૌકા (વહાણ) વાળાને બોલાવવાનું કંઈ પણ કારણ નથી; તું જાણે છે કે આપણે દીન છઈએ; અને દરરોજ નૌકાવાળાને એક આનો કિરાયા (ભાડા) તરીકે આપવો તે બહુ ભારી પડે છે, માટે આજે તો આપણે નોકામાં બેસીને ચાલશું નહિ. વળી પેલા શ્રીરામ મન્દિરમાં મહારાજ પણ કથા વાંચતાં કહેતા હતા કેઃ—" જો મનુષ્ય વિશ્વાસ -શ્રદ્ધા-નિશ્ચય રાખી રામનામ રૂપી નૌકાનો આશ્રય સમ્પાદન કરે તો તે આ સંસાર રૂપ સાગરમાંથી સુખ પૂર્વક પાર ઉતરી જાય છે. એ પ્રમાણે વાત ત્હારા ધ્યાનમાં છે કે નહિં!"

**સુભદ્રાઃ**—"હા બ્હેન સુશીલા! મારા મનમાં પણ એજ વાત રમી રહી હતી; પરંતુ એટલામાં આપેજ પ્હેલ કરી જેથી મારા વિચારને ઉલટી પુષ્ટી મળી છે, હું એ

વાતમાં સર્વ પ્રકારે સમ્મત છું. આજે તો ભગવત્ કથા ઉપરજ શ્રદ્ધા રાખવી." એ પ્રમાણે બન્ને બ્હેનો પરસ્પર વાર્તાલાપ કરી, નિત્યે મુજબ શ્રી મર્યાદા પુરૂષોત્તમ રામચંદ્ર ભગવત્‌ની પ્રાર્થના કરતી ચાલવા લાગી. હે તરણુ તારણુ! હે અધમોદ્ધારણુ!! હે પતિત પાવન!!! શ્રી રઘુવંશના તિલક રૂપ શ્રીરામ આપને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. હે ભગવત્! અમે મહાન દીન છઇએ; અને આપશ્રી દીનદયાળ છો. આપના પવિત્ર "રામનામ"ના પ્રતાપથી પાષાણો તર્યા છે, એમ શાસ્ત્રો પુકારે છે. તથા આપશ્રીએ ગીધ, શ્વપચ, શબરી વિગેરે સહસ્ત્ર જીવોનો ઉદ્ધાર કર્યો છે; માટે હે કરૂણાનિધિ? કૌશલ્યા કુમાર! અમે આજ આપના પવિત્ર પાપહરનામ રૂપી નૌકામાં બેસી અમારા ગામ પ્રત્યે જવાની ઇચ્છા રાખીએ છઇએ. તો અમારી અભિલાષા આપ કૃપાદ્રષ્ટિ કરી પરિપૂર્ણ કરશો. એવી રીતે શ્રી ભગવાન્ રામચંદ્રજીની પ્રાર્થના–સ્તુતી કરી બન્ને બ્હેનો યમુનાજીના મહાન્ જળમાં નૌકા સિવાય "**रामनाम मयी नौका संसारार्णवतारिणी**" એ મહામંત્રનો ઉદ્‌ઘોષ કરી પ્રવેશ કર્યો. અને બ્હેનો? આપ સાંભળીને આશ્ચર્ય પામશો કે તેજ વખતે–તેજ–ક્ષણે શ્રધ્ધા–રૂપ આકર્ષણથી આકર્ષાતા પરમ પિતા ભકતવત્સલ પ્રણુતપ્રતિપાલ શ્રી રામચંદ્રજી "**येयथामांप्रपद्यंतेस्तांतथैवभजाम्यहम्ः**– અર્થાત "જે જેવી રીતે મને ભજે છે તેને તેવીજ રીતે હું પણ ભજું છું" એ પોતાના શ્રીમુખ ઉદ્‌ગારિત સિદ્ધાન્તાનુસાર, બન્ને બ્હેનોની રક્ષા કરી યમુનાજીથી પાર કરી દીધી; જેથી બન્ને બ્હેનો પોતાના અંતઃકરણમાં આહ્‌લાદ પામી; પોતાને ઘેર ચાલતી થઇ. અને તત્પશ્ચાત્ તો એજ મહા

મંત્રઃ—" **रामनाममयी नौका संसारार्णव तारिणी** " વડે દધિની મટુકીઓ મસ્તક ઉપર લઈ યમુનાજીમાં વગર નૌકાએ આવવા જાવા લાગી. અને દરરોજ નિત્ય નિયમ પ્રમાણે શ્રી રામ મન્દિરમાં જઈ અડગ શ્રદ્ધા પૂર્વક શ્રી સત્યદેવ શર્મા પાસેથી શ્રી વાલ્મિકીય રામાયણ કથા શ્રવણ કરતી. આ પ્રમાણે લગભગ ચાર માસ વ્યતીત થઈ ગયા પછી એક દિવસ મ્હોટી બ્હેન શ્રીમતી સુશીલા પોતાની ન્હાની બ્હેન સુભદ્રાને કહેવા લાગી " બ્હેન ! આજ આપણે ચાર ચાર માસ થયા આનન્દમાં કલ્લોલ કરીએ છઇએ; પ્રથમ તો આપણને દરરોજ બે આના નૌકાવાળાને પણ આપવા પડતા ( એક આનો આવવા વખતે અને એક આનો જવા સમયે ) તેમાંથી પણ આપણે મુક્ત થયાં. એ સર્વ લાભની પ્રાપ્તિ કોના પ્રતાપે થઈ ! એ પ્રમાણે મ્હોટી બ્હેનનાં વચન સાંભળી ન્હાની બ્હેને જણાવ્યું કેઃ—

" પૂજ્ય વડીલ બ્હેન સુશીલા ! એ સર્વ પ્રતાપ તો શ્રી રામ મન્દિરમાં કથાકાર મહારાજશ્રી સત્યદેવ શર્માનો છે. જે દિવસથી આપણે શ્રીમદ્ રામકથા ઉક્ત મહાત્મા પાસેથી શ્રવણ કરી છે તે દિવસથી આપણા પ્રારબ્ધનો ઉદય થયો છે " ઉપર પ્રમાણે સાંભળી પુનઃ મ્હોટી બ્હેન સુશીલાએ કહ્યું કેઃ–" હા બ્હેન ! એમજ છે. જરૂર ? આપણા ઉપર તે મહારાજશ્રીદ્વારા મહાન્ ઉપકાર થયેલ છે તો તે મહાન્ ઉપકારમાંથી કિંચિત્ મુક્ત થવા આપણા સદ્ગુરૂ સ્વરૂપ મહારાજશ્રીને ભોજન સામગ્રી સ્વિકારવા માટે આપણે નિમંત્રણ આપીએ તો તેમાં ત્હારી શી સમ્મતિ છે ! " પૂજ્ય બ્હેન ! એ આપનો અત્યુત્તમ વિચાર છે અને આજે આપણે જયારે મધુપુરી ( મથુરામાં ) ચાલીશું. ત્યારે ભોજન સામગ્રી લઈ અને સાથે મહારાજશ્રીને પણ તેડતાં આવશું ! એ પ્રમાણે સુભદ્રાએ કહ્યું" એવી રીતે સદ્વિચાર સંપન્ન

બન્ને બ્હેનો એકમત થઇ "**राम नाम मयी नौका संसारार्णव तारिणी**" આ મહા મંત્રની પવિત્ર ધ્વનિ કરી યમુનાજીમાં પ્રવેશ કરી ભગવત્ કૃપા દ્રષ્ટિથી નૌકા સિવાય યમુનાજીથી ઉત્તીર્ણ થઈ મથુરાજી આવી. અને હમેશના નિયમ પ્રમાણે દધિ ( દહી ) વેચી; શ્રીમદ્ વાલ્મિકી રામાયણની કથા શ્રવણ કરી કથાકાર મહારાજ શ્રીને ભોજન માટે નિમંત્રણ કર્યું. સમય થતાં કથા સમાપ્ત થઈ; સર્વ શ્રોતૃગણ મહારાજશ્રીને દંડવત્ નમસ્કાર કરી, તેમની આજ્ઞા લઇ પોતપોતાના ગૃહ તરફ ચાલતા થયા; બાકી કથાકાર અને આ બે બ્હેનો મળી ત્રણ જણ રહયા; અને તે ત્રણે સાથે મળી પોતાના ગામડા તરફ જવાની અભિલાષાથી યમુનાજીના કિનારા ઉપર આવ્યા. વાર્તાલાપ કરતાં કરતાં યમુનાજી નદી પણ આવી; છતાં હજી આ ગોવાલણો કોઇ નૌકાવાળાને કેમ બોલાવતી નથી, એ પ્રમાણે કથાકાર મહારાજ શ્રીને તર્ક વિર્તક ઉત્પન્ન થવા લાગ્યા; "હમણાં બોલાવશે હમણાં બોલાવશે" એ આશામાં ને આશામાંજ મહારાજશ્રી પણ ચાલતા થયા; છેવટે જયારે યમુનાજીના જલમાં પ્રવેશ કરવાનો સમય આવ્યો ત્યારે આ બન્ને બ્હેનો તો નિત્ય નિયમ પ્રમાણે "**राम नाम मयी नौका संसारार्णव तारिणी**" એ મહા મંત્રને આન્તરિક જપી–યમુનાજીના જલમાં પ્રવેશ કર્યો. આ જોઇને મહારાજશ્રી તો મહાન્ આશ્ચર્યમાં ગોથા ખાવા લાગ્યા કે અહો! આ શું !! અરે આ કેવી વિચિત્ર ગોવાલણો !!! નૌકાવાળાને બોલાવતી નથી એનું કારણ શું ! મારે શું કરવું ! કયાં જવું !! શું પાછું વળવું !!! ના ! ના !! એ પ્રમાણે તો કરવું ઉચિત નથી; એ પ્રમાણે અનેક શંશયો ઉદ્દભવ્યા; છેવટે એક સમાધાન ઉપર આવ્યા; હું: કદા

ચિત્ આ ગોવાલણો આ જલની અનુભવી હશે, અને જ્યાં અલ્પ ( થોડું ) જલ હશે એવો માર્ગ શોધી કાઢયો હશે; એ અનુમાન ઉપર આવી મહારાજશ્રી પણ પોતાના વસ્ત્ર ઉપરની તરફ આકર્ષિ પુર દમામમાં તેમની પછવાડે જ ચાલવા લાગ્યા; ચાલતાં ચાલતાં જળ વધ્યું–ઉરૂ ( સાથળ ) થી ઉપર ચઢતાં વક્ષઃસ્થળ સુધી જળ વધ્યું; મહારાજશ્રીનાં વસ્ત્ર ભીંજાયા, અંતઃકરણમાં મહાન્ કંપ થવા લાગ્યો. અને જ્યાં એક પગ આગળ ભર્યું ત્યાં તો મહારાજશ્રીના કંઠ સુધી જલ આવી ગયું. હવે મહારાજશ્રી (સત્યદેવ શર્મા) તો ગભરાવવા લાગ્યા. અને અંતિમ વરૂણ લોકમાં પધારતાં ક્રોધ પૂર્વક બોલવા લાગ્યા કેઃ–હે અબળાઓ! અરે ! હે! અધમ ગોવાલણો!! આ નથી જોઇતું તમારૂં નોતરૂં !!! અરે! તમને કોણે કહયું હતું કે મને આમંત્રણ આપજો! અહો ! શું મને આ યમુનાજીના અગાધ જલમાં ડુબાવી મારવા માટે આ કાર્ય તમે આરંભ્યું છે કે! અરે હે અવિચારીણિ સ્ત્રીઓ! મ્હારા મહાન્ દુર્ભાગ્ય કે ! આજે મેં તમારા વાકયોપર વિશ્વાસ રાખ્યો. "હવે મારૂં શું થશે." એ પ્રમાણે મહારાજ શ્રીના મુખમાંથી વચન નિકળતા સાંભળી બિચારી આ બન્ને બ્હેનોને લજ્જા ઉત્પન્ન થઇ, અને બહુજ વિનંતી પૂર્વક હાથ જોડી બન્ને બ્હેનો કહેવા લાગી; હે બ્રહ્મદેવ ! હે દયાબ્ધિ દ્વિજવર!! હે સદ્ગુરૂ સ્વરૂપ!!! આપ એ શું કહો છો કૃપાનાથ ! શાંત થાઓ; શાંત થાઓ. મહારાજ?** એવી રીતે બ્હેનો બોલે છે તેની વચમાંજ ફરી મહારાજ શ્રી બોલવા લાગ્યા; અરે હે અનાધિકારિણી !! મ્હારાજ મ્હારાજ અત્રે કોઇ નથી; હું સમ્પૂર્ણ રીતે જાણી ગયો છું કેઃ–મને ડુબાવવાનીજ તમારી ધારણા છે. મારી સાથે વાત કરવાની હશે તોપણ હવે અત્રે તે વાત હું સાંભળીશ નહિ; જાઓ ત-

મારી સાથે મારે આવવું નથી; એ પ્રમાણે કહી કથાકાર મહારાજ શ્રી પાછા વળી યમુનાજીના કિનારા ઉપર આવી ઉભા રહ્યા. પ્હેલી બિચારી પરમભક્તિ પરાયણિ બન્ને બ્હેનો (ગોવાલણો) પણ કિનારા ઉપર આવી સાક્ષાત્ દંડવન્નમસ્કાર કરી મહારાજશ્રીને શનૈઃ શનૈઃ (ધીરે-ધીરે) સમજાવવા લાગી; હે ભગવન્ સ્વરૂપ! મહારાજ! અમે તો આપ જેવા મહાત્મા પુરૂષની કિંકરી છઈએ; અહો! આપ જેવા પવિત્ર પુરૂષને ડુબાવવાની ઈચ્છા કયો પામર પુરૂષ (નરાધમ) કરશે! હે કૃપાનિધે! અમે તો આજ ચાર-ચાર માસ થયાં આપના શ્રવણમાં આવીએ છઈએ. જે દિવસ અમે પ્રથમ આપની પાસે શ્રીમદ્ વાલ્મિકી રામાયણની કથા સાંભળવાને આવી હતી; તે દિવસે આપશ્રીએ '**રામ નામની મહત્ત**' એ વિષય ઉપર વ્યાખ્યાન પ્રદાન કર્યું હતું. અને અંતે ઉપસંહારમાં આપે જણાવ્યું હતું કેઃ–"**राम नाम मयी नौका संसारार्णव तारिणि**" અર્થાત્ શ્રી રામનામ મયી નોકા, સંસારરૂપ સમુદ્રમાંથી તારનાર છે. આ એજ મહામંત્રને તેજ દિવસથી ધારણ કરી, આજે ચાર ચાર માસ થયાં દરરોજ આ યમુનાજીમાં અમે વગર નોકાએ આવીએ છઇએ અને પાછાં જઈએ છઇએ. અને એકજ મહા વાક્ય ઉપર પરિપૂર્ણ રીતે શ્રદ્ધા વિશ્વાસ નિશ્ચય રાખી હમેશ યમુનાજીનાં જળને આનંદ પૂર્વક તરી જઈએ છઇએ. જયારે અમે અશિક્ષિત-અભણ-અબળા વર્ગ માત્ર એકજ વાકયથી એ મહાન પદને પ્રાપ્ત થઇ; ત્યારે અમે એમ જાણ્યું કેઃ—અમારા પૂજ્ય જેણે અમને એ મહાન્ વાકયામૃતનું પાન કરાવ્યું તેવા વિદ્યા વારિધિ-સર્વ શાસ્ત્ર સમ્પન્ન અને સર્વ પ્રકારે સમર્થ આપ જેવા મહાત્મા પુરૂષને માટે નૌકાવાળાની શી આવશ્યકતા છે! જેથી મહારાજ! આપણે ત્રણે એ પ્ર-

માણે ચાલતાં થયાં. હે ભગવન્! આ અમારા અંતઃકરણુની વાત આપની પાસે રજુ કરી છતાં પણ, અમારાથી કંઈ અપરાધ થઈ ગયો હોય તો તે ઉપર ધ્યાન ન આપી અમને મન, કર્મ તથા વચનથી આપની પરમભક્તિ સમલંકૃતિની જાણી ક્ષમા કરશો. એજ પુનઃ પુનઃ આપની પાસે અમારી નમ્રતાપૂર્વક પ્રાર્થના છે. એવી રીતે ગંભીર અને નમ્ર–શાન્ત મુખમાંથી ગોવાલણોનાં વચન સાંભળી મહારાજશ્રી તો ચકિત થઇ કહેવા લાગ્યાઃ– હેં, હેં, શું! આ સત્ય વાત છે! અરેરે! તો તો એમાં મારોજ મહાન અપરાધ થયો છે!! હે પવિત્ર બ્હેનો! આપને યદ્વા તદ્વા મારાથી કથન થયું હોય તો તેપર લક્ષ ન આપી મારાં ઉચ્ચારેલ કુવાકયોને વિસારી દેશો. અહો! ધિક્કાર છે મારા શાસ્ત્રાભ્યાસને! અરેરે! મેં વિદ્યાધ્યયન કરી શું કર્યું! કંઈ નહિં. અરે! મારી વિશાલ વિદ્યાનો મેં શો સદુપયોગ કર્યો!! અરે આજ કેટલાક વર્ષ થયાં મેં સંખ્યાબદ્ધ મનુષ્યોને સદ્બોધ આપ્યો, પરંતુ આજ દિવસ સુધી મેં પોતાને યત્કિંચિત્ માત્ર પણ બોધ્યો નહિં! શું એ અલ્પ શરમ ભરેલી વાત છે!! જે જે ધનાઢયો અન્યને માટે કરોડો રૂપીયા ઉડાડવામાં તાગડધિન્ના કરે અને પોતાના શારિરીક કિમ્વા વ્યવહારિક પ્રસંગે એક પાઇ પણ વાવરે નહિ. વ્યવહારિક દૃષ્ટિથી જોતાં શું એ અલ્પ ભૂલ ગણાય! અરે! એ સમાન અન્ય (બીજી) ભૂલ કઇ કહેવાય!! હે પવિત્ર ગોવાલણો! હે શ્રદ્ધા સમ્પન્ન સુન્દરીઓ! આજે તમે મારા જીવન ઉપર–મારી અવિદ્યા ઉપર, સખ્ત સદ્બોધ રૂપ ફટકો માર્યો છે. કે જેનાથી હવે સર્વદાને માટે હું અવિદ્યા રૂપ નિદ્રામાંથી જાગૃત થઇ, પામવા લાયક ઉત્તમ પ્રભુપદને પ્રાપ્ત થઇશ. હે બ્હેનો! તમે આજથી મારા ગુરૂ સમાન છો!! આજે તમારાથી મને

જે કંઈ લાભ પ્રાપ્ત થયો છે—તેવો મહાન્ લાભ મને ક્યારે પણ મળ્યો નથી. આપનું કલ્યાણ થાઓ; ઈશ્વર આપને દીર્ઘાયુષ્ય સમર્પણ કરે; આપનો જયહો!! અરે હે માતાઓ!! હું કેટલાક સમયથી દરરોજ ભગવત્ મન્દિરમાં વ્યાખ્યાન આપું છું; ભગવત્ ચર્ચા કરૂં છું પરંતુ મારા અંતઃકરણની વૃત્તિ આજ દિવસ સુધી નિશ્ચયત્વને પ્રાપ્ત થઇ ન હતી. પરંતુ આજે આપના આ પરમ પ્રભાવને પ્રત્યક્ષ નિહાળી હું કૃત-કૃત્ય થયો છું. અને પોતાની અશ્રધાળુ વૃત્તિને મહાન્ ધિઃક્કારી પુનઃ શ્રદ્ધા સમ્પન્ન થઇ, "**राम नाम मयी नौका संसारार्णव तारिणी**" —એ મહાન્ મંત્રની ત્રણે જણ-(કથાકાર મહારાજશ્રી, તથા બન્ને ગોવાલણો) અત્યુત્તમ પ્રેમ સમેત ધ્વની કરી યમુનાજીમાં પ્રવેશ કર્યો. અને કહેવાની જરૂર નથી કે ભગવત્ શ્રીરામ નામના મહાન્ પ્રતાપથી તે જલથી તરી કિનારા ઉપર પ્હોચ્યાં; ત્યાં ગોવાલણોના ગ્રહે જઇ આનંદ પૂર્વક પ્રસાદ લઇ પુનઃ એજ મહામંત્રની ધ્વનિ કરી યમુનાજી નદી તરી કિનારા ઉપર આવ્યો. દ્વિતીય પોતાના ઉપર સર્વ વીતેલ વાર્તા નિરાભિમાનતા પૂર્વક સર્વ શ્રોતૃગણ સન્મુખ કહી "**श्रद्धार्थीसर्व सिद्धी प्राप्त थायछे**" "**श्रद्धा अे परम पद पामवाने प्रथम सोपान छे**!! એ પ્રમાણે સર્વ શ્રોતાઓને નિશ્ચય કરાવી પોતે પણ મહાન્ શ્રદ્ધાવાન્ થયો. એ પ્રમાણે "**श्रीराम नाम मयी नौका संसारार्णव तारिणी**" એ મહાન મંત્રને જપી આ અસાર સંસારમાં પોતાના જીવનને સાર્થક કરી અંતિમ-ભગવત્ પદ-અખંડ પદ-અનાવૃત ધામને પ્રાપ્ત થયો. હે પવિત્ર વ્હેનો! એ પ્રમાણે સમ્બોધી શ્રીમતી યોગિની સુરેન્દ્રબાલાએ જણાવ્યું કેઃ—

"**भाव वश्य भगवान् हैं. यह सिद्धान्त अमुल ॥ ऋषि**

**प्रभाकरयुं कहे; बडे बडे मूनि भूप ॥ ४९ ॥** અર્થાત્—પરમેશ્વર ભાવનેજ આધિન છે. એ સર્વથા સત્ય સિદ્ધાન્ત છે; તે સમ્બંધી હું આપ સર્વેને. આગળ વિશેષ જણાવીશ; હાલ આ દ્રષ્ટાન્તથી આપે રૂડે પ્રકારે જાણ્યું હશે કેઃ—સંસારમાં શ્રદ્ધાની કેવી આવશ્યકતા છે! આપ સર્વ જાતિય સ્ત્રી સમાજને શ્રદ્ધા સમ્પન્ન થવું જોઈએ. એમ મ્હારી આપને સંપૂર્ણ ભલામણ છે, અને આ પણ યાદ રાખજો કેઃ— **श्रध्धासेंयमुना नदी, उतरी गोवालन पार; ॥ कथाकार डूबन लगे; श्रध्धाहीन निध्धरि ॥ ५० ॥** હવે હું આપને "અભિમાન" સમ્બંધી કહું છું. તે ઉપર લક્ષ આપશો.

## અભિમાન અને તત્સમ્બંધી ભિન્ન ભિન્ન વ્યાખ્યા.





પતિવ્રત ધર્મ પરાયણ પવિત્ર સુન્દરીઓએ અભિમાનનો સર્વથા ત્યાગ કરી પોતાના પ્રાણનાથ પતિની ચરણરજ પોતાના મસ્તક ઉપર ધારણ કરી નિરાભિમાની થઈ આ સંસારમાં પતિની આમન્યા (આજ્ઞા) પ્રમાણે વર્તવું જોઈએ; જેથી તત્કાલ સંસાર રૂપ મહાસાગરમાંથી તેવી તરૂણી (સ્ત્રી)ઓ સુખ પૂર્વક તરી જાય છે. પરંતુ સદ્વિચાર સમ્પન્ન સ્ત્રી જાતિએ કયારે પણ ભૂલે ચૂકે કોઇપણ પદાર્થનો અભિમાન કરવો નહિં અભિમાનથી મહાન્ દુઃખની પ્રાપ્તિ થાય છે; સાંભળો! શાસ્ત્રમાં શું કહયું છે.

विद्वान्कुलीनो न कुर्वन्ति गर्वं गुणैर्विहिना बहु जल्पयन्ति ॥
सम्पूर्ण कुम्भो न करोति शब्दमर्धो घटो घोषमुपैति नूनम्॥१॥

**ભાવાર્થઃ**—વિદ્વાન્ કુલીન પુરૂષો ક્યારે પણ ગર્વ કરતા નથી પરંતુ ગુણ વગરના જે મનુષ્યો છે તેજ બહુ પ્રકારે ગર્વ કરે છે જેમ જળથી સમ્પૂર્ણ ભરેલો ઘડો શબ્દ કરતો નથી પરંતુ અર્ધ જળથી ભરેલો ઘડો હમેશાં બબડયા—છલકાયા કરે છે.

અભિમાનથી દશાનન ( રાવણ ), દુર્યોધન, કાલયવન, કંસ, જરાસંધ, શિશુપાલ, સહસ્રાર્જુન વિગેરે સહસ્ર રાજા મહારાજાઓ નાશ પામ્યા છે. અને તેથીજ આપણા ધર્મશાસ્ત્રમાં "अभिमानं सुरापानं" આ વાકય મહર્ષિઓએ સૂત્ર રૂપે વર્ણવ્યું છે અર્થાત્ અભિમાનની સુરાપાન ( મદિરા ) ની સાથે સરખામણી કરી છે. પરંતુ સૂક્ષ્મ સિધ્ધાન્તથી આપણે અવલોકન કરીશું તો **અભિમાન સુરા-( મદિરા ) પાનથી પણ અધિક દુઃખદાયક છે,** એમ સિધ્ધ થાય છે કારણ કે મદિરાના પાન કરનારા મનુષ્યોને મદિરાનો મદ ( અભિમાન ) ત્યાં સુધીજ રહે છે કે જ્યાં સુધી મદિરાનો કેફ હોય, પરંતુ મદ ( અભિમાન ) ઉતરી જવાથી પુનઃ મનુષ્ય અભિમાન રહિત થાય છે પરંતુ અભિમાનરૂપ મદિરાનો મદ ( અભિમાન ) ત્યાં સુધી રહેવા પામે છે કે જ્યાં સુધી અભિમાની મનુષ્યનું જીવન સંસારમાં કાયમ રહે છે. એટલા માટે સત્પુરૂષોએ અભિમાનને સુરા પાનથી પણ અધિક દુઃખદાયક ગણ્યો છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ શ્રીકૃષ્ણ ચન્દ્ર ભગવતે પ્રિયભક્ત અર્જુનના પ્રત્યે કહયું છે કેઃ–"दर्प" ( અભિમાન ) એ આસુરી સંપતિમાનોજ એક મહાન દુર્ગુણ છે. માટે તેનાથી સદૈવ દૂર રહેવું જોઇએ. सद्गुरु क्षेमेन्द्र मह-

र्षिअे पोताना परम शिष्यने ए प्रसंगमां कहयुं छे केः—हे प्रिय शिष्य! अभिमान ज्ञानवान पुरुष सर्वदा त्याज्य (त्याग करने लायक) है ॥ अभिमान यह सब प्रकारके सद्गुणोंको नष्ट करनेमैं एक बडा दुर्गुण माना गया है. जैसे कुष्ट नामक रोगसैं मनुष्य तनकी सब सौन्दर्यता नाश होतीहै वैसे ही आभिमान रुप कुष्टसे अन्य सब सद्गुण रुप सौन्दर्यताका नाश होताहै ॥ अधिक क्या कहै!" किन्तु हे तात! ज्ञानवान पुरुषनका सबसैं प्रथम यह कर्तव्यहै किः–आभिमानको दुरसैही आदेश करना चातिये" ( श्रीमन् क्षेमेन्द्र वचनामृत. पृष्ठ २६. ) આ મહાન્ બોધ ઉપરથી આટલું તો સિધ્ધ થાય છે કેઃ—જ્ઞાની પુરૂષો ક્યારે પણ અભિમાન કરતા નથી કારણ કે તેમાં નિમ્ન લિખિત ત્રણ પ્રમાણ રૂપ વાક્યો પણ પુષ્ટિકારક છે.

अगाध जल सञ्चरी गर्वनो याति रोहितः ॥
अंगुष्टोदक मात्रेण शफरी फुरफुरायते ॥ ૯૨ ॥

**ભાવાર્થ**:—અગાધ ( થાહ વગરના ) જળમાં વિચરનાર મગરમચ્છને તો કંઈ ગર્વ ( અભિમાન ) ઉત્પન્ન થતો નથી પરંતુ માત્ર અંગૂઠોજ ડૂબી શકે એટલા અલ્પ જળમાં માછલી ફુરફુર કર્યા કરે છે.

विषभार सहस्त्रेण गर्वनो याति वासुकी ॥
वृश्चिको बिन्दुमात्रेण उर्ध्वंवहति कण्टकः ॥ ૯૩ ॥

**ભાવાર્થ**:—વાસુકી નાગ ( સર્પ ) માં બહુ વિષ ( ઝેર ) હોવા છતાં પણ તે ગર્વ–અભિમાનને પામતો નથી; પરંતુ વૃશ્ચિક ( વિંછી ) માં તેજ વિષ ( ઝેર ) નું માત્ર બિન્દુજ હોય છે તથાપિ તે પોતાનો કાંટો ઉંચોજ રાખ્યા કરે છે.

दिग्यच्युत रसंपीत्वा गर्वनो याति कोकीला ॥
कर्दम पानीयं पीत्वा भेको भटभटायते ॥ ५४ ॥

**ભાવાર્થ**:—ઉતમ મધુર આંબાના રસની પાન કરનારી કોકીલો ( કોયલ ) કયારે પણ ગર્વ–અભિમાન કરતી નથી પરંતુ કીચના મલિન જળને પીનારા દેડકાઓ દ્રેં દ્રેં દ્રેં એ પ્રમાણે શબ્દોનો ઉચ્ચાર કરે છે અર્થાત્ કીચ ( ગારા ) ના પાણીને પણ જીરવી શકતા નથી. આ ત્રણ પ્રમાણભૂત વાકયોમાંથી સારાંશ તત્વ એ નિષ્પન્ન થાય છે કે:—જેઓ મ્હોટા, અને વિચારશીલ પુરૂષો હોય છે તેમને કદી પણ ગર્વ ઉત્પન્ન થતો નથી પરંતુ જેઓ અપૂર્ણ, અવિદ્વાન, અને અવિચારવાન હોય છે તેવા મનુષ્યોજ ગર્વ અભિમાન કરેછે. જેમ ઉદ્યાન (બગીચા)નો અધિપતિ માલી પોતાના બગીચામાંના પ્રફુલ્લ થયેલા પુષ્પોને વીણી લે છે. તેમ આ સંસાર રૂપ બગીચાના પરમેશ્વર રૂપ અધિપતિ–માલી, અભિમાની પુરૂષોરૂપ પુષ્પોને તરતજ વીણી લે છે; હિરણ્યકશિપુ જેવા મહાન્ સમર્થ પુરૂષો પણ ગર્વ અભિમાનથી કષ્ટને પ્રાપ્ત થયા, તો સાધારણ મનુષ્યની ત્યાં શી વાત કરવી ! વળી સાંસારિક પદાર્થો તરફ આપણે સુક્ષ્મ દ્રષ્ટિદ્વારા અવલોકન કરીશું તો દરેક પદાર્થ નાશવાન છે. એટલા માટે અભિમાન કયા પદાર્થનો કરવો ! જે પદાર્થ સમ્બંધી આપણે અભિમાન ધરાવીએ તે મૂળ પદાર્થજ અનિત્ય (નાશવાન) છે. ત્યારે તત્સંબંધી ઉદ્દભવિત, અભિમાન નિત્ય ( નાશ રહિત ) કયાંથીજ હોઈ શકે ! માટેજ તત્વદર્શી મહાત્માઓ ક્યારે પણ કોઇ પણ પદાર્થનો અભિમાન કરતા નથી. યદ્યપિ સાધારણ દશા મુકત મનુષ્યને આઠ પ્રકારનો અભિમાન ઉદ્દભવે છે, એમ ષટશાસ્ત્રોનું કથન છે, તથાપિ તે વિવેકી, નિત્યાનિત્યજ્ઞ, વિચારશીલ, સમજુ પુરૂષો માટે તો તે કથન નથી; કિન્તુ અવિદ્યા ગ્રસિત પામર

જીવો માટે તેનું કથન છે. યથાઃ-દ્રવ્ય, રાજ્ય, બળ, વિદ્યા, રૂપ, ગુણ, જાતિ, અને આશ્રમ પરંતુ એ આઠ પદાર્થો પણ વિનાશી હોવાથીજ અનિત્ય છે. કેમકે તે સત્ય નથી તેટલા માટે તત્વવેત્તા પુરૂષોને તે ત્યાજ્ય (ત્યાગ કરવા લાયક) છે. પરમેશ્વર પરમપિતાએ જે જીવોને ધનાઢય બનાવ્યા છે. તે દ્રવ્યથી અભિમાની બનાવવા માટે નહિંજ. કિન્તુ તે દ્રવ્યદ્વારા ધનાઢય પુરૂષોએ દીન, અનાથ, પુરૂષોની નિરિક્ષા કરી યથા શકિત આશ્રયભૂત થઇ તેમને ઉન્નતિમાર્ગમાં અન્વિત કરવા અર્થાત્ અન્નદાન, વિદ્યાદાન, વસ્ત્રદાન વિગેરે સમર્પી તેમને દરેક પ્રકારે સુશિક્ષણ આપી સંસ્કારી કરવા જોઇએ. રાજયસત્તા પણ જે જગન્નિયંતાએ જીવને અર્પણ કરી છે તે પણ અભિમાન માટે નહિંજ કિંતુ તદ્વારા પોતાની પ્રજાનું પુત્રવત્ લાલન-પાલન કરી અભિમાન રહિત થઇ મનુધર્મ સ્મૃતિમાં જે પ્રમાણે રાજ્યધર્મ સમ્બંધી વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણેજ સર્વ પ્રકારે ચાલવું જોઇએ. એવીજ રીતે બળ, વિદ્યા, રૂપ ગુણ, જાતિ, આશ્રમ સમ્બંધી જાણવું જોઇએ. જે જીવો આ સંસારમાં પુર્વ પુણ્ય પુંજથી દરેક પ્રકારની સત્તાઓમાંથી કોઇ પણ સત્તાના અધિકારી થયા હોય તો તે સત્તાનો સદુપયોગ કરવા માટેજ ઇશ્વરે તેમને સતાધિશો બનાવ્યા છે. એ પ્રમાણે નિશ્ચય જાણવું જોઇએ.

**करहिंन जो उपकार नर, पाय बडो अधिकार;**
**ऋषि प्रभाकर ताहिंकों; दीजैं कोटिधिःकारः ॥ ६९ ॥**
**( ब्रह्मऋषि बोधमाला. )**

ભાવાર્થઃ—જે મનુષ્ય ઉત્તમ અધિકારને પ્રાપ્ત થઇ કંઇ પણ ઉપકાર કરતો નથી તેવા મનુષ્યને કરોડો ધિઃકાર આપવા જોઇએ. અત્ર પ્રસંગોપાત્ એ પણ આવશ્યકનું વિચારવું યોગ્ય ગણાશે કેઃ-અભિમાન એ શબ્દ ઉભય પ્ર-

કારે વિભકત ( વ્હેંચાયલું ) છે; જેમકે, યથાર્થ ( સત્ય ) અભિમાન, અને મિથ્યા (અસત્ય) અભિમાન અહીં જે અભિમાન તજવાનો જે ઉપદેશ ચાલી રહયો છે તે માત્ર મિથ્યાભિમાનને માટે છે કિન્તુ યથાર્થ અભિમાન માટે નહિં જ. કારણકે યથાર્થ અભિમાનતો શિષ્ટ (મહાત્મા) પુરૂષોને સર્વદા સ્વિકૃતછે. **स्वधर्माभिमान, स्वदेशाभिमान, स्वज्ञातिअभिमान. अनेस्वकुलाभिमान** વિના તો મનુષ્ય જીવન નિરર્થક ગણાય છે, અને એજ ચતુષ્ટય અભિમાનની રક્ષા માટે શ્રી કૃષ્ણ શ્રીમદ્ભગવદ્ ગીતામાં વારંવાર અર્જુનને જાગ્રત કર્યા છે જેમકે:- **"स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः"** અર્થાત્ સ્વધર્મમાં મરણ પણ શ્રેય ( કલ્યાણ ) કરનાર છે. પરંતુ પરધર્મ તો ભયને લાવનાર છે. વળી " **अहं ब्रह्मास्मि** " એ પ્રમાણે કથન કરવું એ શબ્દમાં પણ " **अहं** " એટલે હું શબ્દનો વાચક હોવાથી યદ્યપિ અભિમાનાભાસ થાય છે, તથાપિ તે સર્વ તત્વદર્શી મહાત્માપુરૂષોને સ્વિકૃત છે. કારણ કે તે હું શબ્દ પોતાને માટે નહિ કિન્તુ આત્મા વાચક હોવાથી આત્મજ્ઞાનને નિશ્ચયકારક છે. જેથી આ વાકયને સમર્થ પુરૂષોએ અંગીકૃત કર્યું છે. તેવીજ રીતે પોતાના ધર્મનું, પોતાના દેશનું, પોતાના કુળનું, અને પોતાની જ્ઞાતિનું અભિમાન પણ સર્વથા સજ્જનોને શિરોધાર્ય છે. જેમકે:- અહો ! આ અમારો ભરતખંડ ! પુર્વ કાળમાં અન્ય સર્વ દેશોથી વિદ્યા, કળા, હુન્નર, કૌશલ્ય વિગેરે સર્વ સદ્ગુણોમાં શ્રેષ્ઠ હતો. અરે ! તેજ આજે ભરતખંડની આવી દુર્દશા કેમ થઈ છે ! હવે પુનઃ આ દેશ પ્રથમની પેઠે કયારે ઉન્નત થશે ! કયા:પ્રયત્ન વડે થશે ! એવા કયા દુર્ગુણોએ નિવાસ કર્યો છે કે જેથી ભવ્યવિભૂતિ વિભૂષિત આ ભારતવર્ષ ગારત થઇ રહયો છે! પ્રાચીન કાળમાં આ ભારતખંડની જે

જાહોજલાલી હતી; તે આજે કેમ દેખાતી નથી ! કયાં સંતાઇ ગઇ ! વિગેરે સદ્વિચારોથી સ્વદેશાભિમાન ધારણ કરી બાળલગ્ન ઇર્ષ્યા, દ્વેષ, પ્રમાદ, અસત્યવાદ, પાખંડ વિગેરે દુર્ગુણો જડમૂળથી ઉખેડવા જોઇએ અને તે સ્થાને વિવિધ પ્રકારની કેળવણી, વિદ્યાભ્યાસ, ઐકયતા, યોગ્ય અવસ્થાએ ઉદ્વાટ (વિવાહ) વિગેરે સદ્‌ગુણો યોજી તત્સમ્બંધી તન મન અને ધનથી પ્રયાસ કરવો. સર્વથા શાસ્ત્ર સમ્મત છે. તેમજ અરે ! અમારો સર્વતન્ત્ર સ્વતંત્ર નિરવદ્ય સનાતન વેદોક્ત ધર્મ જે પ્રાચીન કાળમાં સામ્રાજય પદ ભોગવતો હતો, તે આજે છિન્નભિન્ન કેમ થઈ ગયો છે. અહો ! જે સનાતન ધર્મના સંરક્ષણાર્થ વશિષ્ઠિ, વામદેવ, યાજ્ઞવલ્કય, અંગિરા, કણાદ, ગૌત્તમ, ભરદ્વાજ, પિપલાયન, વિગેરે સહસ્ત્ર મહર્ષિઓ તથા હરિશ્ચન્દ્ર, નલ, યુદ્ધિષ્ઠિર, માન્ધાતા, વિગેરે અનેક રાજા મહારાજાઓ; તુલાધારાદિ વૈશ્ય વર્ગ કટિ બદ્ધ હતા; અહો આજ તેજ ધર્મની દુર્દશા પાખંડી–ધૂતારા–લોકો કેમ કરે છે! તેમજ ઔરંગજેબ બાદશાહના વખતમાં જ્યારે અમારા સનાતન ધર્મ પરાયણ બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો વિગેરેનાં મસ્તકો કાપી નાંખવામાં આવતા; જીવતે શરીર ઉપરથી ત્વચા (ચામડી) ઉખાડવામાં આવતી; (એવી દુસહય શિક્ષા તો તેઓ દયા તરીકે શિક્ષામાં ગણતો) તથાપિ તે મહાન્ દુઃખોને સહન કરતા એટલુંજ નહિં પરંતુ મૃત્યુ પણ સ્વિકારતા હતા; તથાપિ પોતાના સનાતન ધર્મના પવિત્ર સિદ્ધાન્તથી પતિત થયા ન હતા. અહો ! જ્યારે આવા મહાદુઃખકર વખતમાં પણ આપણા ભાઈઓ અપવિત્રતાને સ્વિકારતા નહિં; ત્યારે આવા સરળ, સંસ્કારી સમયમાં આપણે શા માટે અપવિત્ર થઈએ ! જ્યારે આ સંસારના કોઈ પણ પદાર્થો સાથે આવવાનાં નથી કિન્તુ એક ધર્મજ સાથે આવનાર છે.

ત્યારે તેની દરકાર શા માટે ન રાખવી ! અને પુનઃ સનાતન ધર્મ સંરક્ષણાર્થ અનૂપમ ઉપાયો શા માટે ન યોજવા વિગેરે અનેક પ્રકારે ધાર્મિક વિચાર કરી પોતાનો ધર્માભિમાન રાખવાની પણ બહુજ જરૂરીઆત જણાય છે. વળી અહો ! એજ મનુષ્ય શરીરને પ્રાપ્ત થઇ પરિક્ષિત, પ્રહલાદ, વિભિષણ, સુધન્વા, ષટવાંગ, ચન્દ્રહાસ ધ્રુવ, અમ્બરિષ, સુદામા, જેવા મહાન્ ભગવદ્ ભકતો થઇ ગયા છે ત્યારે આપણે શા માટે ભગવત્ ભજનથી વિમૂખ થવું ! અરે જે મનુષ્ય શરીરમાં ષટવાગ રાજા બે ઘટિકામાંજ પરમપદને પ્રાપ્ત થયો ત્યારે તેવાજ મનુષ્ય શરીરને પ્રાપ્ત થઇ આપણે "**एकही श्वास अमूलय हैं** " અર્થાત્ એકશ્વાસ પણ અમૂલ્ય છે. કિમ્વા Time is Mony " એટલે (સમય) વખત એજ પૈસો છે. આ પાશ્ચાત્ય વાકયને શા માટે વિસારી દઇએ ! અર્થાત જ્યારે બે ઘડીમાં તેણે અવિનાશી પદ સાધ્ય કર્યું ત્યારે આપણે તેવી હજારો ઘટિકાઓને શા માટે વ્યર્થ જવા દઈએ ! એટલુંજ નહિ પરંતુ એજ શરીરથી સત્યવાદી હરિશ્ચન્દ્ર ( જે સત્યને માટે પોતાનું રાજય, પુત્ર, સ્ત્રી, અને અંતે પોતે પણ) વ્હેચાયો હતો. અરે તેવાજ મનુષ્યાવતારમાં આપણે અસત્યવાદી કેમ થવું ! જ્યારે નરનારાયણીની દેહ ( અમૂલ્ય–મનુષ્ય શરીર ) દુષ્પ્રાપ્ય છે, એમ ષટશાસ્ત્રો પ્રતિપાદે છે ત્યારે તેવા અલભ્ય લાભને મેળવી વિવેક, વૈરાગ્ય, વિચાર, વિનય, શાંતી, સન્તોષશીલ, સરળતા, શમ, દયા, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ, તિતિક્ષ્ય, ધૈર્ય, ક્ષમા, ઇન્દ્રિય નિગ્રહ, અસ્તેય, પવિત્રતા, વિદ્યા, નિર્લોભ, નિર્વૈર, નિસ્પૃહા, અક્રોધ વિગેરે દૈવી, સમ્પત્તિનાં સદ્દગુણો શા માટે ધારણ ન કરવાં !!! ઈત્યાદિ દરેક મનુષ્યને આવા પ્રકારનો સર્વાભિમાન સમ્પાદન કરવો ઉચ્ચિતજ છે તેવીજ

રીતે આપણી સર્વ સ્ત્રી સમાજે પણ નિમ્ન લિખિત સદ્ગુણ સમ્બંધી અભિમાન ધારણ કરવો સર્વાંશે શુભકારકજ ગણાશે. જેમકેઃ—અહો ! આપણા જેવાજ સ્ત્રી શરીરને પ્રાપ્ત થઇ ઋષિ પુત્રી શ્રી ગાર્ગીએ નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત પાળ્યું હતું; તેમજ રાજર્ષિ વિદેહી જનક જેવા તત્વદર્શીની સભામાં યોગી યાજ્ઞવલ્કય મુનિને મહાન્ પ્રશ્નો કર્યા હતા; જેની વિસ્તાર પૂર્વક કથા છાન્દોગ્ય નામક ઉપનિષદ્માં છે. અરે ! જેવું તેની સ્રીનું શરીર ! તેવુંજ અમારૂં શરીર ! ! જેમ પરમેશ્વરે તેને બુધ્ધિ આપી હતી; તેમ આપણને પણ આપી છે ત્યારે આપણને એ પ્રમાણે બુધ્ધિને શા માટે ન મેળવવી ! શા માટે અખંડ બ્રહ્મચર્યવ્રત ન પાળવું ! શા માટે શાસ્ત્રોનું અધ્યયન ન કરવું તેજ પ્રમાણે, મદાલસા, મૈત્રેયી, સુલભા, ચુડાલા વિગેરે મહાન્ વિદૂષીઓ થઇ ગઈ છે, તે પણ આ સ્રી શરીરમાંજ ત્યારે આપણને પણ તેવી સત્યવ્રત સમ્પન્ન યોગિઓનું શામાટે અનુકરણ ન કરવું ? અને ? મંડનમિશ્રની સ્ત્રી મહા પંડિતા સરસ્વતીએ, આદ્ય જગદ્ગુરૂ શ્રીમચ્છંકરાચાર્ય સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો. તેનો પણ સ્રીનોજ અવતાર હતો, ત્યારે આપણે શા માટે સદ્વિદ્યા સમ્પાદન ન કરીએ ! અહો જ્યારે પૂર્વ કાળમાં દમયન્તી, દ્રૌપદી, સાવિત્રી, સીતા, લોપા મુદ્રા, અનુસૂયા, પદ્માવતી, વૃન્દા, સુલોચના, સુશીલા, તારામતી, ભોગવતી, શિવા, સુભદ્રા, સત્યવતી, સુમન સોનારણી, દેવહુતી, ગાંધારી, ગુણ સુન્દરી, દેવકી, મૃગાવંતી, માલતી, મદાલસા, મદનમેના, મહાશ્વેતા, મલ્યાગિરિ, વિણા, વિરબાળા, રાજેમતિ, ચન્દ્રકળા, આંકુતી, યશોદા, ઓખા, મન્દોદરી, અર્ચિદેવી, કૌશલ્યા, અગ્નિદેપી, અરૂન્ધતી વિગેરેને સહસ્ત્ર પતિવ્રત પરાયણ સુન્દરીઓએ પોતાના પતિના સુખેસુખી, અને પોતાના

પ્રાણનાથના દુઃખેદુઃખી થઇ તન, મનથી પતિ શ્રુશુષા વડે આ લોક તથા પરલોકમાં મહાન્ કીર્ત્તિ સમ્પાદન કરી; ત્યારે આપણે પણ તે પ્રમાણે સદાચરણમાં પ્રીતી રાખી-પાંત સેવા કરી, શા માટે પતિવ્રતાના પવિત્ર પદને પ્રાપ્ત ન થઇએ! અરે જેવી તે સ્રીઓ હતી તેવી આપણે પણ સ્રીઓ છઇએ! તેમાં અને આપણામાં શો ભેદ! શી ન્યુનતા!! વિગેરે વિચાર કરવામાં અવશ્ય અભિમાન ધારણ કરવો જોઇએ. જ્યારે પૂર્વકાળની પવિત્ર સુન્દરીઓએ પોતાનાં પિયર અને શ્વસુર એ ઉભય પક્ષને યશસ્વિ કર્યાં છે, તો આપણે આપણા પિયર અને શ્વશુર પક્ષને શા માટે યશસ્વી ન કરીએ! વળી-તેઓ પોતાની સદ્વિદ્યાના પ્રભાવથી પોતાના પુત્ર-પુત્રીઓને ઉત્તમ શિક્ષણ આપી પોતાની પરમપ્રામાણિકતા મહાભારતાદિ ઇતિહાસોમાં પ્રસિદ્ધ કરી ગઇ છે. તો આપણે પણ તેમ યથાશકિત શા માટે ન કરવું! એટલુંજ નહિ પરંતું પૂર્વ કાળની કર્ત્તવ્યનિષ્ઠ કામિની [સ્રી) ઓ પોતાના પતિની પૂજા-સેવાનેજ જપ, તપ, વૃત, યમ, નિયમ, શમ, દમ, માનનારી હતી; અર્થાત્ પોતાનું સર્વસ્વ (જે કંઇ કહો તે) પતી સેવાનેજ સમજતી; ત્યારે આપણે એવા સત્ય સિદ્ધાન્તથી વિમૂખ થઇ શા માટે અન્ય ઢોંગી-પાખડીઓની પાસે જઇએ! **पतिरेव गुरुः स्त्रीणा** એ મહા વાકયને જયારે પૂર્વ કાળની સતીઓ વારંવાર જપતી હતી; ત્યારે આપણે એ શ્રુતિભગવત્‌ના અટલ સિદ્ધાન્તને ભૂલી નીચ જાતિમાં જન્મેલા શુદ્ર જેવા વેષ ધારી મૂર્ખરાજોની વાણી શા માટે સાંભળીએ અને વિચારીએ! એ પ્રમાણે સદભિમાન સદા રાખવુંજ જોઇએ. પરંતુ મિથ્યાભિમાનથી હમેશાં દૂર રહેવું; એજ સર્વ શાસ્રોનો પરમોપદેશ છે. જે જે પુરૂષો પતિત થયા છે તે અભિમાનથીજ, માટે આપ સર્વ સ્રી જાતિએ તો;—

### રાગ—પ્રજ.

ભજજો ભજજો સદા ભગવાન, ઉરે ધ્યાન ધારીરે;
તજજો તજજો ઝટિતિ અભિમાન, વિજ્ઞાન વિચારીરે. ટેક.
સજજો સજજો પતિ તણી સેવ, સદા સુખકારીરે;
સમજો સમજો એ દેવોનો દેવ, સંસૃતિ દુઃખહારીરે. ટેક.
કરજો કરજો સદા સુભ કર્મ, મલિનતા મારીરે;
ધરજો ધરજો સનાતન ધર્મ, વ્હેમોને વીદારીરે. ટેક.
ડરજો ડરજો દુર્જનથી સહુ વ્હેન, જૂઠી જાણી પ્રીતીરે;
તરજો તરજો ભવસિન્ધુથી શિઘ્ર, સુવ્રાત સ્વિકારીરે. ટેક.
હરજો હરજો એસી સારે હામ, બીજાને પણ હારીરે.
સ્મરજો સ્મરજો ઋષિ પ્રભાકરના સ્યામ, શ્રી કુંજ વિહારીરે. ટેક. ૫૬

**( શ્રી બ્રહ્મર્ષિ વાણી. )**

એવા અત્યુતમ સદ્બોધક સંગીત પદોને લલકારી પોતાના માનવ જીવનને સાર્થક કરવુ જોઈએ. પવિત્ર બ્હેનો! આ અભિમાન સંબંધી જે મેં આપની પાસે ઉપદેશ પ્રદાન કર્યો છે. તેમાંથી બુદ્ધિ પૂર્વક સાર ગ્રહણ કરી. સદભિમાનમાં અનુરાગ ધારણ કરો મિથ્યાભિમાનનો ત્યાગ કરશો, એમ હું આશા રાખું છું—હવે આપને હું "પતિ આજ્ઞા પ્રભાવ" એ વિષય સમ્બંધી આવતી કાલે ઉપદેશ આપીશ. આજ સમય થવાથી આ પ્રસંગની હમણાંજ પૂર્ણાહુતી કરૂં છું. એ પ્રમાણે કહી શ્રી સુરેન્દ્ર બાલાએ પોતાના તૃતિય દિવસનું વ્યાખ્યાન સમાપ્ત કર્યું. જેથી

મણિપુર નગર નિવાસી સર્વ સ્ત્રી સમાજ "જય જય સુરેન્દ્રબાલા" "જય જય મહાદેવી!" જય જય યોગીનિ "જય જય તરણુ તારિણી" જય જય જગદમ્બા સ્વરૂપ સુરેન્દ્રબાલા વિગેરેથી જયધ્વની બોલી પોતપોતાના આશ્રમ તરફ ચાલતી થઇ. અત્રતૃતિય દિવસ પરિપૂર્ણ થાય છે.



## ચતુર્થ દિવસ સમારંભઃ—

# પતિ આજ્ઞા પ્રભાવ.





હમેશના નિત્ય નિયમ પ્રમાણે ચોથે દિવસે પણ સ્ત્રી સમાજ સર્વ નિયમિત સમયે શ્રીમન્ શશિ શેખર મન્દિરના મધ્ય ભાગના વિશાલ ચોકમાં એકત્ર થઇ. શાસ્ત્રોકત પદ્ધતિ અનુસાર શ્રી મહાન્ યોગીની સુરેન્દ્રબાલાનું પૂજન-અર્ચન કરવામાં આવ્યું બાદ " **सर्वस्त्री समाजेभ्यो नमोनमः** " એ પ્રમાણે મંગલ કરી સુરેન્દ્રબાલાએ ગંભીર સ્વર સંયુકત મૃદુલ મંજુલ, કોમલ વાણીથી જણાવ્યું કેઃ- પવિત્ર બ્હેનો ! આજે હું આપને "પતિ આજ્ઞા પ્રભાવ" સંબંધી બે બોલ કહેવાની છું તે ઉપર આપ અવશ્ય એકાગ્ર વૃતિ પૂર્વક લક્ષ આપશો. જુઓ મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

**धर्मकार्येनुकूलत्वे चार्थ कार्येपि संचये ॥**
**गृहोपस्कर संस्कारे सक्ताया प्रतिवासरं ॥ ૯૭ ॥**

**ભાવાર્થઃ**-ધર્મ કાર્ય વિષે તથા દ્રવ્યાદિકનો સંચય કરવા વિષે હમેશાં અનુકુળ વર્ત્તવું અર્થાત્ પતિ કહે તેમ કરવું. તેમજ ગૃહોપસ્કર ( ઘરમાં જે વાસણો વિગેરે ચીજ

વસ્તુઓ હોયે તે ) પણ સ્વચ્છ કરી સુશોભિત કરી રાખવાં જોઈએ. એ સર્વ સ્ત્રી જાતિની સુઘડાઈ છે. ચતુર ચતુરાઓની ચાતુરી શેમાં છે! એ હું આપને આગળ વર્ણવી કહીશ અ-ત્યારે વર્ત્તમાનકાળમાં કળીયુગના પ્રભાવથી અને સનાતન ધર્મના સદ્બોધના અભાવથી કેટલીક ભોળી સ્ત્રીઓ તથા કેટલીક કુટીલ કર્મી કામિની (સ્ત્રીઓ) પોતાના પતિ સેવારૂપ મોક્ષકારક સ્વતઃ સિદ્ધ સનાતન ધર્મથી ભ્રષ્ટ થઇ; બેચાર ઉ-લટાં-સુલટાં ભાષાના થોથાં-પોથાં સાંભળી, દોહુરા સાચા જૂઠા શીખી તથા વ્રતાદિકથી અમે પવિત્રજ છઈએ એમ પોતાને માની બેસે છે. તેવી આપણી બ્હેનોએ આ ધર્મ સ્મૃતિનું વાક્ય અવશ્ય સાંભળવું જોઇએ. જુઓઃ-મહર્ષિ પરાશરજી શું કહે છે !

व्रतोपवास नियमान् पति मुल्लंघ्यया चरेत् ॥
आयुष्य हरते भर्तु मृत्वानर कमिच्छति ॥ ५८ ॥

**ભાવાર્થઃ**—જે સ્ત્રી વ્રત; ઉપવાસ; તથા નિયમાદિક પતિની આજ્ઞા વિના કરેઅર્થાત્ પતિ સેવાથી તે વ્રતાદિક અધિક છે; એવું જાણે તો તે વ્રતાદિક નિષ્ફળ થઇ પોતાના પતિનું આયુષ્ય હરણ કરે છે. અને તે સ્ત્રી પોતે નરકમાં પડે છે. માટે પતિ આજ્ઞા એજ પરમેશ્વરની આજ્ઞા છે" એમ પતિવ્રતા સુન્દરીઓને માનવાનું છે. આ ઉપરથી હું આપને "પતિ અનુકૂલા અને પતિ પ્રતિકૂલા" એ બે પાડોશણુની હાસ્યજનક કથા કહું છું તે આપ સર્વ શાંત વૃત્તિથી શ્રવણ કરશો.

# પતિ અનુકૂલા અને પતિ પ્રતિકૂલાની કથા.



પૂર્વકાળમાં એક કુન્દનપુરમાં દેવીસિંહ નામક ક્ષત્રિય રહેતો હતો; તેની સ્ત્રીનું નામ અનુકૂલા હતું. અનુકૂલા તે અનુકૂલાજ હતી; અર્થાત્ **"यथा नामाः तथा गुणाः"** એટલે સર્વ પ્રકારે પોતાના પતિ દેવીસિંહને અનુકૂલજ રહેતી હતી. તે માત્ર એટલુંજ સમજતી હતી કે **"પતિને અનુકૂલ રહેવું એજ પતિવ્રતા સ્ત્રીનો ધર્મ છે."** જેથી તે એક ખરેખરી પતિવ્રતા હતી. તે અનુકૂલા એક દિવસે પોતાને ઘેર ચોખા ખાંડવા બેઠી હતી એટલામાં તેનો પતિ દેવીસિંહ બ્હારથી આવ્યો અને બહુજ તૃષાતુર હોવાથી જલપાનાર્થે પાણીની યાચના કરી. પોતાના પ્રાણપતિ અકસ્માત્ બ્હારથી પધાર્યા; તેની પ્રસન્નતામાં તથા પ્રાણવલ્લભ પતિને જલ જોઇએ છે તેમાં વિલંબ ન થાય, એવી પૂર્ણ શ્રદ્ધાવિવશ હાથમાંથી ચોખા ખાંડવાનું સાંબેલું મુકવાની ખટપટમાં પણ ન પડતાં તે અનુકૂલા એમની એમ તરતજ ઉઠી ગૃહમાં પાણી લાવવા સારૂં ગઈ પરમ દયાબ્ધિ પરમાત્માની પ્રબળ પ્રેરણાથી એટલામાં આશ્ચર્ય એ થયું કેઃ–તે સાંબેલું જેમનું તેમ અધરજ ઉભું રહી ગયું; એજ અરસામાં તેની પાસમાં રહેનારી (પાડોશણ) પ્રતિકૂલા પણ કોઇ ચીજ–વસ્તુ લેવા અનુકૂલાના ઘેર આવી હતી; જેથી આ સર્વ વૃતાન્ત તેને સમ્પૂર્ણ જોવામાં આવ્યું. તેથી તેને બહુજ આશ્ચર્ય લાગ્યું. અનુકૂલાને પૂછવા લાગી કે "કેમ અનુકૂલા બ્હેન ! કંઇ મંત્ર તંત્રની વિદ્યા જાણે છે કે ! કિમ્વા જાદુગરની વિદ્યા શીખી છો કે ! !" એ પ્રમાણે પ્રતિકૂલાના વચન સાંભળી અનુકૂલાએ નિરાભિમાની થઈ મીઠાશ ભરેલી વાણીથી જણાવ્યું, કેઃ–ના બ્હેન પ્રતિકૂલા !

હું કંઈ જાદુગરની વિદ્યા કે મંત્ર તંત્ર જાણતી નથી-તેમ જાણવા ઈચ્છતી પણ નથી. હું તો એટલોજ સાર જાણું છું કે:-"પતિને અનુકૂલ રહેવું" એજ સર્વ મંત્ર જંત્ર અને સાચી જાદુગર વિદ્યા છે. તે સિવાય અન્ય હું કંઇ પણ જાણતી નથી અને એ ચમત્કાર જે તને જોવામાં આવ્યો, તે માત્ર પતિ આજ્ઞાનોજ પ્રભાવ છે. તે સિવાય બીજી મને કંઈ પણ ખબર નથી; એ પ્રમાણે અનુકૂલાના વચન સાંભળી તથા પ્રત્યક્ષ અનુભવથી પ્રતિકૂલાએ પણ વિચાર્યું કે:-આ વાત યથાર્થ છે. જેથી તરત ત્યાંથી ઉઠી પોતાના ઘેર ગઈ; આ પ્રતિકૂલા તે પ્રતિકૂલાજ હતી. અર્થાત્ હમેશાં પોતાના પતિની સાથે પ્રતિકૂલ (અવળી) વર્તી પતિને પજવનારી કુભાર્યા હતી; પરંતુ પતિવ્રતા અનુકૂલાના પ્રભાવને જોઇ તરતજ તેનું અનુકરણ કરવાની અભિલાષા થઇ; એટલામાં તેનો પતિ પણ ક્યાંક બ્હાર ગયો હતો તે ઘેર આવ્યો તેને જોઇ પ્રતિકૂલા કહેવા લાગી. "પ્રાણનાથ? પધાર્યા?" આ ભાઇ સાહેબ જયારથી પ્રતિકૂલાને પરણ્યા હતા ત્યારથીજ આ પ્રતિકૂલાબાઇ પતિની સાથે પ્રતિકૂલજ ચાલતી હતી; અને આજે તો આ પ્રમાણે ઉત્તમ સત્કાર જનક શબ્દ શ્રવણ કરી પ્રતિકૂલાનો પતિ તો જરાવાર ચકિત બની ગયો; અરે! આ શું!! આજ આદિત્ય ભગવાન (સૂર્ય) પશ્ચિમમાં ઉગ્યા કે શું! આતો મહાન્ ગજબ જેવી વાત! અરે! જેણે આજ દિવસ સુધી મને પજવવામાં બાકી નથી રાખી, તેણે આજ ઉત્તમ શબ્દોથી આવકાર આપ્યો એનો અર્થ શું સમજવો? એ પ્રમાણે પતિ મનમાં વિચાર કરે છે એટલામાં તો પુનઃ પ્રતિકૂલા કહેવા લાગી:- "પ્રાણનાથ! જાઓ! તમે ગૃહમાં શયન કરો; હું ચોખા ખાંડવા બેસું છું અને પછી તમે સૂતાં સૂતાં મારી પાસેથી પાણી માંગજો; આ વાકય સાંભળી પ્રતિકૂલાબાઇનો પતિ

પુનઃ વિચારમાં પડયો કે અહો! આજે એમ કેમ! કોણ જાણે શામાટે સૂવાનું કહે છે અને વળી પાણી માંગજો;" એમ કહ્યું તેનું પણ કાંઈ કારણ સમજાતું નથી; પરંતુ હવે કરવું શું વિચાર કર્યો કે જો આના કહ્યા મુજબ નહિ કરૂં તો પ્રતિકૂલાને તો પ્રતિકૂલપણાનીજ પ્રતિમા છે માટે દુઃખ દેશે, કંકાસ કરશે; એજ પ્રમાણે નિશ્ચય કરી ઘરના અંદરના ઓરડામાં પ્રતિકૂલાના કહ્યા મુજબ જઇને સૂવા લાગ્યો; શરીરને બહુ પ્રકારે શ્રમ થાય એવો પોતાનો નિરંતર ઉદ્યોગ હોવાથી તથા આ પ્રતિકુલા બાઇના પ્રતિકૂલ-પણાથી કયારે પણ સુખી નહોવાથી થોડા સમયમાંજ નિદ્રા દેવીએ તેને સમ્પૂર્ણ રીતે વશ કરી લીધો. અને "સૂતાં સૂતાં પાણી માંગજો." એ પ્રતિકુલાની વાતની વિસ્મૃતિ થઇ ગઈ; અહીં પ્રતિકુલાએ ચોખા ખાંડતાં ખાંડતાં થોડીકવાર સુધી વાટ જોઇ; પરંતુ જયારે પાણીની હજી સુધી માંગણી નહીં થવાથી; ઉઠી અંદરના ઓરડામાં પોતાના પતિને જોવા ગઇ; તો પતિ ભરનિદ્રાથી અન્વિત્ છે. જેથી જાતિ સ્વભાવ પ્રમાણે અર્થાત્ મૂળથીજ સ્વભાવ અવળાઇનો હોવાથી બહુજ ક્રોધને પ્રાપ્ત થઇ. ચોખા ખાંડવાના સાંબેલાના પ્રહારવડેજ તેને જાગૃત કરી કહેવા લાગી—કેમ! "પાણી માંગજો" એમ મેં કહ્યું હતું તે ભૂલી ગયા કે!" આ પ્રમાણે પોતાની સ્ત્રી પ્રતિકુલા દ્વારા સાંબેલાના પ્રહારવડે ઘભરાઇ જઈ; કરગરી નિચે મુજબ કહેવા લાગ્યો! અરે! હું ભૂલી ગયો! મારી ભૂલ દરગુજર કરશો.

એ પ્રમાણે પોતાના પતિના વચન સાંભળી પુનઃ પ્રતિકૂલાએ જણાવ્યું કેઃ— ખબરદાર! હવે ભૂલશો ના! સૂઈ રહેસો નહિં!! જાગતા રહેજો! સંભાળજો! નહિં તો આ સાંબેલું છે અને તમે છો! પછી જોઇ લેજો મ્હારા સપાટા! અને હવે જરૂર પાણી માંગજો" એવી રીતે ફરી

સાંભેલા વડે ચોખા ખાંડવા બેઠી; થોડીવાર પછી પ્રતિકૂલાના ધણીએ પાણીની માંગણી કરી જેથી આ પ્રતિકૂલા બાઇ સદ્વિચાર સમ્પન્ન પતિવ્રતા અનુકૂલાની દેખાદેખી કરવા માટે સાંભેલાની દરકાર રાખ્યા સિવાય જેવી પાણી લેવા ઉઠી કે:—તે સાંભેલું તેના મસ્તક ઉપર તુટી પડયું; જેથી તેનું કપાળ પુટી ગયું અને બહુજ રૂધિર નિકળવા લાગ્યું એથી પ્રતિકૂલાને આકસ્મિક મહા દુ:ખની પ્રાપ્તી થઇ; અને તેનો પતિ આવી કરી જોવા લાગ્યો તો “ **यादृशी भावना यस्य सिद्धिर्भवती तादृशी** ” જેને જેવી ( કક્ષાની ) ભાવના હોય છે. તેને તેવી (કક્ષાની)જ સિદ્ધિ મળે છે. સુશીલ સખીઓ ( જે સ્ત્રીઓ પોતાના પ્રાણુનાથ વિગેરે પૂજ્યપાદોથી જે પ્રતિકૂલ ચાલે છે તે સ્ત્રીઓ મહાન્ દુ:ખની અધિકારિણિ થાય છે. સાંભળો—મહર્ષિ યાજ્ઞવલ્કય-શું કહે છે કે:—

**दरिद्रं व्याधितं मूर्खं भर्तारंया न मन्यते ॥**

**सा मृता जायते व्याली विधवा च पुनः पुनः ॥ ५९ ॥**

**ભાવાર્થ**:—જે સ્ત્રી દરિદ્રી, વ્યાધિગ્રસ્ત, તથા મૂર્ખ પતિની અવજ્ઞા કરે છે તે સ્ત્રી મૃત્યુ પછી સર્પિણી થાય છે, તથા તેને વારંવાર વૈધવ્ય (વિધવાપણું) ભોગવવું પડે છે, એવી રીતે પતિ પ્રતિકૂલ વર્ત્તનારી સ્ત્રીઓ સંબંધી સચ્છાસ્ત્રોમાં અનેક પ્રકારે ઉલ્લેખ છે. તે હું આપની આગળ યથામતિ જણાવીશ. **પતિનો અનાદર કરનારી કામિની** (સ્ત્રી) મહા કલ્મષિની (પાપિણી) કહેવાય છે. તેવી દુષ્ટ કાર્ય કારિણી દારા (સ્ત્રી)નો કયારે પણ ઉદ્ધાર થઇ શકતો નથી એટલુંજ નહિ પણ આ સંસારમાં પણ તેવી દુરાચારિણી સ્ત્રીઓની સર્વત્ર નિન્દા થાય છે. કિમ્વા તિરસ્કાર ( ધિ:કાર )પણાને પ્રાપ્ત થાય છે, તો જે પુરૂષો કિમ્વા સ્ત્રીઓને, સંસારસ્થ સભ્ય મહા પુરૂષો-( પ્રમાણિક

મનુષ્યો ) ધિઃકારની દ્રષ્ટિથી જુએ તો તેવા પ્રકારના પુરૂષ અથવા સ્ત્રીના જીવતરમાં ધુળ પડી. તેમનું જીવન પૃથ્વિ ઉપર માત્ર ભાર રૂપજ છે; કેમકે:—"**અપકીર્ત્તિવાળા મનુષ્યનું જીવન નિરર્થક છે.**" આ મહર્ષિઓનું મહાન સૂત્ર સર્વ શાસ્ત્રોમાં સુપ્રસિદ્ધજ છે. એટલા માટે સદ્‌ગુણ સમ્પન્ન પુરૂષ કિમ્વા સ્ત્રી જાતિએ સત્કીર્ત્તિ સમ્પાદન કરવાની અવશ્ય જિજ્ઞાસા રાખવી. અર્થાત્ જે કાર્યોથી સત્કીર્ત્તિ ઉપાર્જન થાય તેવા સત્કાર્યોમાં પ્રવેશ કરવો. પરંતુ **અપકીર્ત્તિકારક કાર્યોમાં યદ્યપિ સ્વાર્થ હોય તથાપિ પણ** સુજ્ઞ પુરૂષ વા સ્ત્રીએ પ્રવિષ્ઠ થવું નહિં, એમાં પણ આપણ (સ્ત્રીનો વર્ગ) ને તો સંસારથી દરેક પ્રકારે ડરી ચાલવું જોઈએ. જેને જગત્‌નો ડર છે તેને ઈશ્વરનો પણ ડર છે. એ અનુમાન પ્રમાણથી સિદ્ધ થાય છે. કેટલીક કુલટાઓ કુમાર્ગગામિની સ્ત્રીઓ જે પોતાના કર્ત્તવ્યા-કર્ત્તવ્ય ઉપર લક્ષ ન આપી સર્વદા યથેચ્છાચારમાં વર્ત્તે છે. તેવી સ્ત્રીઓને સ્ત્રી સમજવી નહિં. કિંતુ તે વિષ્ટા ભક્ષિણી ભૂંડણો છે, અને અન્તિમ દક્ષિણ દિશા પરાયણ થઈ નાના પ્રકારના નરકો સંબંધી મહાન દુઃખની ભોકતા થાય છે. માટે હે પવિત્ર બ્હેનો! આપ સર્વ એવા અસત્ય માર્ગમાં ભૂલેચૂકે સ્વપ્નમાં પણ પ્રવેશ કરશો નહિં! એમ આપને મારો પરમ પ્રબોધ છે. પોતાના ઘરમાં પણ પતિ, સસરા, નણંદ, જેઠ, જેઠાણી સાસુજી. વિગેરે જે કોઈ પૂજ્ય હોય તેને તેવા અધિકાર પ્રમાણે સંતુષ્ઠ કરી–પોતાના અખંડ શિયળવ્રતનું સમ્પાદન કરવું એજ સુશિક્ષિત, સદાચાર સમલંકૃત સુન્દરીઓનું સર્વોત્કૃષ્ટ મૂખ્ય કર્ત્તવ્ય છે તે ઉપર આપ સર્વ સ્ત્રી જાતિ યથાર્થ રીતે લક્ષ આપશો.

કેટલીક સ્ત્રીઓ પોતાના વડીલોનું કથન ન સ્વિકારી યથેચ્છા (જેવી પોતાની ઇચ્છા હોય તે પ્રમાણે કરવું) માં પ્રવર્તે છે તે સ્ત્રીઓ પોતાના જીવને પણ કયારેક ગુમાવી બેસે છે, તે ઉપર હું એક આપને હાસ્ય યુક્ત કથા કહું છું તે આપ એકાગ્ર ચિત્તે શ્રવણ કરશો.



## " અવળચંડી બાઈની અવળાઇ ! "



પૂર્વકાળમાં કાત્યાયન નામક નગરમાં એક નિર્મલચન્દ્ર નામક વૈશ્ય નિવાસ કરતો હતો; તે નિર્મલચન્દ્રના આત્મજ ( પુત્ર ) સુશીલચન્દ્રની પત્નિ ( સ્ત્રી ) કુશાલા નામક હતી. યદ્યપિ આ બાઇ (!) નું મૂખ્ય નામ કુશીલા હતું તથાપિ તેની અવળાઇના પ્રતાપે નગરના લોકોએ તેને " અવળચંડીબાઈ " એ ઉપનામ આપ્યું હતું. આ કુશીલા વહુ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનારી હતી; અર્થાત્ ઘરમાં જે કંઈ કામકાજ હોય તે પોતાની ઇચ્છા પ્રમાણે કરતી; ઘરમાં તેનો સસરો કિમ્વા સાસુ જો કહે કેઃ— " કુશીલા વહુ આ કાર્ય કરો ! " તો ત્વરિતજ જવાબ આપે કેઃ—"બસ ? એ કામ મારાથી નહિ થાય." અને જો કોઈ કહે કે " કુશીલા વહુ ! આ કામ કરશો નહિ " તો ઝટ બોલી ઉઠે કેઃ—એ તો હું જરૂર કરવાની ! " એવી રીતે કુશીલા વહુના લક્ષણોથી ઘરનાં મનુષ્યો સમ્યક્ પ્રકારે અનુભવિ હતાં. જેથી જે કાર્ય તેની પાસેથી કરાવવું હોય તે કાર્યની તેને આનાકાની કરતા; એટલે આ કુશીલા વહુ ( અવળચંડી બાઇ ) યદ્ધા તદ્ધાં બબડી પોતાને જે કાર્ય કરવાની મનાઇ હોય તે કાર્ય તત્ક્ષણ પૂર્ણ કરતી. પરંતુ કવચિત્ " આટલું કામ કરશો " એ પ્રમાણે જો કહેવામાં આવે તો તે કહેનારને હમેશા નિરાશજ

થવું પડતું. એવા વિચિત્ર સ્વભાવની આ કુશીલા વહુ (અવળચંડી બાઇ) હતી. પ્રસંગોપાત્ એક સમયે તે કાત્યાયન નામના નગરમાં કોઇ એક પુરાણી–કથા વાંચનાર સદ્‌ગુણ સમ્પન્ન સ્વધર્મ નિષ્ઠ બ્રહ્મદેવ (બ્રાહ્મણ) ની પધરામણી થઈ. આ ભૂદેવ નિખિલ શાસ્ત્ર નિષ્ણાત તથા શાન્ત મૂર્તિ હોવાથી આખા નગરને પ્રિય થઇ પડયો. વળી આ પુરાણી બાવા માત્ર કથાકારજ નહતો કિન્તુ શ્રૃંગાર, વીર, કરૂણા, હાસ્ય, વિગેરે પૃથક પૃથક રસોની પણ પોતાની વ્યાખ્યોનામાં રૂડે પ્રકારે જમાવટ કરતો. તેમજ અસ્ખલિત વાકધારા; યુક્તિ પ્રયુક્તિથી વિષયને પ્રતિપાદન કરવામાં પરિપૂર્ણ દક્ષ તથા વિવિધ દ્રષ્ટાન્ત સિધ્ધાન્તોથી શ્રોતૃવર્ગને પોતાના વ્યાખ્યાનથી બહુજ પ્રસન્ન કરતો; વિશેષ કથન પ્રમાણેજ આચરણ હોવાથી તે અધિક શોભાને પામતો હતો. એ પ્રમાણે સંસારમાં દેવી જિવોને સદ્‌બોધ રૂપી સુધાનું પાન કરાવી પોતાનો નિર્વાહ પણ એજ ઉત્કૃષ્ટ કાર્યથી ચલાવતો હતો. એ પ્રમાણે અનેક ગામોમાં ઉપદેશ આપતો આ કાત્યાયન નગરમાં આવી એક રામચન્દ્રજીના મન્દિરમાં શ્રીયુત આચાર્યકુલ ચૂડામણિ વેદવ્યાસ વિરચિત " **श्री महाभारत** નામક ઇતિહાસની કથા કરવા માંડી. મૂળે ગ્રંથની આખ્યાયિકાઓ વિવિધ રસોથી ભરપૂર અને વળી વકતા પણ મહાન્ વિચક્ષણ વિદ્વાન હોવાથી, આખા કાત્યાયન નગરમાં આ બ્રહ્મ દેવની પાંડિત્યતા વિષે પરિપૂર્ણ પ્રશંસાની પવિત્ર પતાકા (ધ્વજા) એ ઘર ઘરમાં ફરકવા લાગી; જેથી ગામમાંના સંખ્યાબંધ પુરૂષો અને સ્રીઓ આ પુરાણી બાવાની કથા સાંભળવાને એકત્ર થવા લાગ્યા. એ પ્રમાણે કેટલાક દિવસો વ્યતીત થયા બાદ એક દિવસે નિર્મલચન્દ્રના ગૃહના તમામ મનુષ્યો કુશીલા વહુ ( અવળચંડી બાઈ ) થી ગુપ્ત રીતે ભેળા થઇ વિચાર કરવા લાગ્યા કે:—" હમણાં પરમાત્માના પરિપૂર્ણ પ્રસાદથી આપણા

ગામમાં કથાના વાંચનાર ” “ એક બહુ જ્ઞાની અને સદાચરણી બ્રાહ્મણ પધાર્યા છે માટે જો આ કુશીલા વહુ ” “(અવળચંડી બાઈ )” ઉકત મહાત્મા–બ્રાહ્મણનો સદ્‌બોધ કથારૂપે શ્રવણ કરે ” “ તો તેની આ અવળાઇ અવશ્ય દૂર થાય અને ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તી થાય ” “ માટે આવતી કાલથી ગમે તેવા ઉપાયો યોજી કુશીલાને કથા શ્રવણમાં તેડી જવાનો “ યુકિત રચવી જોઈએ ” અને એ વિચાર સર્વાનુમતે પસાર થયાબાદ સાથે તેડી જવાનું કાર્ય કુશીલા વહુ ( અવળચંડી બાઇ ) ના સાસુજીને સોંપવામાં આવ્યું. એ પ્રમાણે કુશીલા વહુથી ગુપ્ત રીતે વિચાર કરી શયન સમય થઇ જવાથી સર્વ નિદ્રા દેવીને શરણ થયા. બીજે દિવસે પ્રાતઃકાળ થતાં સવારના ૮ વાગે કથા શ્રવણનો સમય નિર્મિત થયો હોવાથી કુશીલા વહુના આડાઈ ભરેલાં વિચિત્ર સ્વભાવને જાણનારા સાસુજી કહેવા લાગ્યા કેઃ–કુશીલા વહુ ! સાંભળો આપણા ગામમાંની કેટલીક કામ વગરની નવરી સ્ત્રીઓ કથા શ્રવણ કરવા દરરોજ જાય છે. તે ઠીક નથી માટે તમે કયારે પણ ભુલે ચૂકે ત્યાં જશો નહિ ( આમ મનાઇ કરવાનું કારણ એજ કે કુશીલા વહુનો સ્વભાવ મૂળથીજ અવળાઇ ભર્યો હતો એટલે જે કામ કરાવવું હોય તેની મનાઇ કરવી પડે અને જે કામ ન કરાવવાનું હોય તેની આજ્ઞા કરવી પડે.) “ કથા સાંભળવા જશો નહિ ” સાસુજીના એ વચનો શ્રવણ કરી કુશીલા વહુ તરતજ ક્રોધ પૂર્વક બોલી ઉઠયા “હું તો હમણાં જઇશ” તમે શું કરવાના છો આ........ચાલી”

સાસુઃ—બહુ સારૂં જાઓ તો ભલે, પરંતુ મહારાજની પાસે ધરાવવા કંઈ ધાન્ય કિમ્વા પૈસો–ટકો લઇ જશો નહિ! કારણ તેથી આપણને નકામું ખરચ થાય ?

કુશીલા વહુઃ—જાઓ ! જાઓ ! ! હું તો ચાર આના રોકડા અને ચાર પાલી ધાન્ય લઇ જઇશ.” અમારી

થી તો ખાલી હાથે જવાય નહિં ?;

**સાસુઃ**—અરે ! એવી રીતે તો આપણુને બહુજ ખરચ થાય; માટે જવુંજ હોય તો આજે એક દિવસેજ જાજો દરરોજ જશો નહિં ?

**કુશીલા વહુઃ**—બસ ? હું તો દરરોજ જવાની ? શું કથા ન સાંભળીએ કે ! એ પ્રમાણે યુક્તિ પ્રયુક્તિથી સાસુજી દાવ રમવામાં તો ફાવી ગયા અને કુશીલા વહુ તો પોતાના સાસુથી પણ પ્રથમ કથા શ્રવણ કરવા જાવા લાગી; અને મુખ્ય શ્રોતા તરીકેનો ભાગ ભજવવા લાગી; કથા વાંચનાર મહારાજની શૈલી એવી આકર્ષણીય હતી કે,—જે જે સદ્બોધક વિષય પ્રતિપાદન કરતા તે સરળ-સાદી અને મૂર્ખથી તે વિદ્વાન પર્યન્ત સર્વ શ્રોતૃ વર્ગને યથાર્થ રસ પડતો અને વળી મહાભારતની આખ્યાયિકાઓ એટલે પછી પૂછવુંજ શું ! એ પ્રમાણે કેટલાક દહાડા સુધી કથા કરી અન્તિમ મહાભારત કથા પૂર્ણ થઇ; અને શ્રોતૃવર્ગે યથાશક્તિ દક્ષિણા પ્રદાન કરી સર્વ પ્રકારે બ્રાહ્મણનો રૂડો સત્કાર કરવામાં આવ્યો. મહારાજશ્રી બે ચાર દિવસ આ કાત્યાયન નગરમાં રહી પુનઃ અન્ય નગરમાં સદ્બોધ હિંતાર્થ ભ્રમણ કરવા ગયા. સાસુજી મનમાં વિચારવા લાગ્યા કે,—આજ ઘણા દહાડાથી કુશીલા વહુ કથા શ્રવણમાં ચાલતી હતી; જેથી અવશ્ય જ્ઞાનને પ્રાપ્ત થઈ હશે તથા તેની રેહણીમાં પણ કેટલોક ફેરફાર થયો હશે તેની પરિક્ષા લેવા માટે સાસુ પુછવા લાગીઃ—"પ્રિય કુશીલા વહુ ! તમે હાલ ઘણા દિવસથી કથા શ્રવણ કરવા ચાલતા હતા તેમાંથી શું ! શું ! સાર ગ્રહણ કર્યો ! તે કહી સંભળાવો જોઇએ ! ! " એ પ્રમાણે સાસુના વચન સાંભળી કુશીલા વહુ કહેવા લાગીઃ—સાસુજી ! શું કહું ! આવી રસવાળી કથા તો

આ મારા આખા જન્મમાં મેં ક્યારે પણ સાંભળી ન હતી; મહારાજ કથાકાર બહુ જ્ઞાની હતા આવી સમજણ વાળી કથા તો રોજ રોજ વંચાતી હોય તો હું દરરોજ સાંભળવા જાઉં; અહો મહારાજની બોલવાની છટા બહુજ મનહર હતી. સાંભળો મેં તો એ પ્રમાણે સાર ગ્રહણ કર્યો કે,—દ્રૌપદીજીના પાંચ પતિ હતા છતાં પણ તે સતિ કહેવાયાં; ત્યારે સાસુજી આપણે પણ તે (દ્રૌપદી)ની પેઠે કરીએ તો તે કંઇ પણ અયોગ્ય ગણી શકાય નહિં. વળી સાસુજી! મહારાજ એમ પણ કહેતા હતા કે; ભીમસેને પોતાના શત્રુ (દુઃશાસન)નું એટલે મનુષ્યનાં રૂધિર (લોહી)નું પાન કર્યું માટે આપણે પણ તેમ કરીએ તો તે વાજબી છે. ત્રીજુ અર્જુને જેમ પોતાના કુટુમ્બ (કૌરવો)નો નાશ કર્યો તેવીજ રીતે આપણે પણ કરવો; ચોથું ગાન્ધારીએ સ્તેય (ચોરી)થી આમ્રફળ (આંબાનું ફળ) ખાધું તો આપણે પણ ખાવાને માટે ચોરી કરીએ તો તેમાં પાપ નથી. એવી રીતે કેટલીક વાતો જે પોતે સમજી (!) હતી તે સર્વ કુશીલા વહુએ પોતાની સાસુની પાસે વર્ણન કર્યું કુશીલા વહુની આ અદ્વિતિય (!) જ્ઞાન ગોષ્ઠી સાંભળી ઘરનાં સર્વ મનુષ્યો દિગ્મૂઢજ થઇ ગયા તથા મનમાં વિ-ચારવા લાગ્યા કે,—અહો ! આ કુશીલા વહુના આવા જ્ઞાને તો ઉલટું ઘર ઘાલ્યું હર ! હર ! ! આ તો ઉચિત બોધ પણ આ અવળચંડી બાઇ પાસે અનુચિત નિવડયો અરેરે ! અનાધિકારીઓને સુબોધ પણ દુર્બોધનાજ રૂપમાંજ ગોઠ-વાઇ જાય છે. એમાં યત્કિંચિત્ પણ શંસય નથી; અહો ! જેમ એકાન્ત વાસ યોગી પુરૂષોને આત્મ વિચાર માટે ઉપયોગમાં આવે છે; તેજ એકાન્ત વાસમાં અબુધ પુરૂષોને કામવાસના જાગ્રત થાય છે ખરેખર સુપાત્ર અને કુપાત્ર માટે જે શાસ્ત્રકારોએ ઉલ્લેખ કર્યો છે તે યથાર્થ જ છે;

અરેરે ! અમે તો એમ જાણી બેઠાં હતાં કે આ કુશીલા વહુનો વિચિત્ર સ્વભાવ વખતે કથા શ્રવણથી બદલાઇ ગયો હશે; પરંતુ તેના બદલે ઉલટીજ વાત બની; અવશ્ય. આ શ્લોક શું સૂચવે છે;—

**मुक्तस्य हारोनच मर्कटस्य मिष्ठान्नाहारं न च गर्दभस्य ॥**
**अन्धस्य दीपं बधीरस्यगीतं मूर्खस्य किं ज्ञानकथा प्रसंगः ॥ ६०**

**ભાવાર્થ**:—મુક્તાફળ ( સાચા મોતી ) નો હાર મર્કટને શું ઉપયોગમાં આવી શકે ! ગર્દભ ( ગધેડા ) ને મિષ્ટાન્ન, અંધની આગળ દીપ ( દીવો,) અને બધિર ( બ્હેરા ) મનુષ્યની પાસે જેમ સંગીત વિદ્યા વ્યર્થ છે તેમજ મૂર્ખ પુરૂષની પાસે જ્ઞાનકથા પણ વ્યર્થજ છે; અહો ! આ કુશીલા વહુના જ્ઞાન (!) થી તો મહાન્ દુઃખની પ્રાપ્તિ થશે; એ પ્રમાણે કુટુમ્બનાં સર્વ મનુષ્યોને મ્હોટી દિલગીરી ઉત્પન્ન થઇ; પરંતુ સર્વથી અધિક વ્યાધી તો કુશીલા વહુના પતિ સુશીલચન્દ્રને હતી; જેથી સુશીલચન્દ્ર પણ અહર્નિશ એજ વિચારમાં રહેતો હતો કે " **આ વળગેલા ભયંકર ભૂતથી કે'મ મુક્ત થવાય** " એ પ્રમાણે વિચાર કરતાં કરતાં અન્તિમ્ એક પ્રતિકાર ( ઉપાય ) તેને પ્રાપ્ત થયો તે એ પ્રમાણે એક સમયે વર્ષા ઋતુનો સમય હોવાથી પર્જન્ય ( વરસાદ ) પરિપૂર્ણ રીતે પડતો હતો; તેથી પોતાના ગામની પાદરમાં સરિતા ( નદી ) પણ પૂર જોશમાં વહન કરી રહી હતી; અને આ કુશીલા વહુનું પિયર ( માવિત્ર ) નદી પાર માત્ર પાંચેક કોશને અંતરે રહેતું હતું, જેથી આ સુશીલચંદ્ર પોતાની પ્રાણવલ્લભ (!) કુશીલાના અવળાઇ ભરેલા સ્વભાવને જાણી તેને કહેવા લાગ્યો કે, " હમણાં થોડા સમય સુધી ત્હારે માવિત્રે જવું નહિ;"

**કુશીલા**—" શા માટે ન જવું ! એટલે ! " હું તો

અવશ્ય જઈશ! આ.... .... ....ચાલી" એમ કહી ચાલવા માંડી એ વચન સાંભળી શુશીલચન્દ્ર વિચારવા લાગ્યો કે શરીર ઉપર ઘરેણાં પ્હેર્યાં છે તે પણ જશે, તેથી જો અલંકારો કાઢી નાંખે તો ઠીક થાય. જેથી પુનઃ નિચે પ્રમાણું કહેવા લાગ્યોઃ—

**શુશીલચંદ્રઃ**—"ભલે જવું હોય તો ભલે જાઓ, પરંતુ ઘરેણાં (દાગીનાઓ) પ્હેરીને જજો; કારણ કે ઘરેણાં સિવાય ત્યાં શોભા નહિં લાગે ઉલટી હાંસી થાય,"

**કુશીલાઃ**—"અમારે દાગીના નથી પ્હેરવા. અમને દાગીનાની કંઇ પરવા નથી;" એમ કહી ઝટ પ્હેરેલા ઘરેણાં ઉતારી પતિની પાસે ફેંકયાં; સુશીલચંદ્રે પણ ઘરેણાં તરફ નજર કરી નહિં અને દમામમાં કહેવા લાગ્યોઃ—

**શુશીલચંદ્રઃ**—અરે! પણ આમ ઉતાવળ કરવાનું શું કારણ છે! હમણાં જઈશ નહિં! જો વરસાદ વરસે છે! તેથી ભીંજાઇ જઈશ; બેશી રહે!!

**કુશીલાઃ**—ભીંજાઇ જઇશ તો હું, તેમાં તમારા બાપનું શું જસે! આ..........ચાલી; એ પ્રમાણે કહી એકદમ ઉતાવળી ચાલતી થઇ પતિ પણ પાછળ પાછળ જઈ મનાવવા માટે શબ્દોચ્ચાર કરતો સદ્બોધ આપતો ચાલવા લાગ્યો; જેમ જેમ પતિ (સુશીલચંદ્ર) સમજાવતો તેમ તેમ આ કુશીલા વહુ (અવળચંડીબાઇ) વધારે વધારે જોશમાં દોડતી ગઇ; પરંતુ આગળ પાણીથી ભરપૂર નદી જોઇ ઉભી રહી; ત્યારે પતિ (સુશીલચંદ્ર) તેની હમેશની અવળાઇની ટેવ મુજબ એકદમ ક્રોધથી કહેવા લાગ્યો કે "ખબરદાર! જો આ નદી વહે છે! એમાં પડીશ નહિં; નહિં તો ડુબી જઇશ! તણાઇ જઇશ! એવા દમામના વચન સાંભળી કુશીલાએ જણાવ્યું કેઃ—"મારી મરજી તમે કોણ પૂછનાર! આ પડું છુંઃ—એમ કહી પોતાના સ-

દૈવના અવળાઈના સ્વભાવ અનુસાર ક્રોધમાં જીવની પણ બીક ન રાખતાં નદીમા કુદકો માર્યો કે તરતજ તણાતી-ડુબકાં ખાતી મરવા લાગી; ત્યારે તેને જ્ઞાન થયું કે:— અરેરે! આ તો મૃત્યુનું સાટું કર્યું; હવે તો હું મરી જવાની; પરંતુ પછી તે વિચાર શા કામનો! જેથી અન્તિમ ડુબકાં મારતી મારતી મૃત્યુને પ્રાપ્ત થઈ; **સુશીલચન્દ્ર** તેની આવી દશા (સ્થિતિ) જોઇ ઇશ્વરેચ્છા બલીયસી "**दैवा विचित्रागति**" વિગેરે વાકયોનું સ્મરણ કરી પોતાના ઘર પ્રત્યે આવી આ વૃતાન્ત સર્વ કુટુમ્બી વર્ગને જણાવ્યું ઘરના સર્વ મનુષ્યો આ વૃતાન્ત સાંભળી પ્રસન્ન થયા; અને સર્વ એકમત થઈ કહેવા લાગ્યા કે:—**પરમેશ્વરની પરમ કૃપાદ્રષ્ટિ કે આ કુશીલા વહુ (અવળચંડી બાઈ)થી વ્હેલા વ્હેલા મુકત થયા.** હે પવિત્ર બ્હેનો! દુષ્ટ સ્વભાવવાળી સ્ત્રીઓને આથી અધિક શું શિક્ષા! આ દ્રષ્ટાન્તથી આપ સર્વ સ્ત્રી સમાજને સમ્યક પ્રકારે વિદિત થયું હશે કે યથેચ્છાચારમાં વર્તનારી દુષ્ટ નારીઓની કેવી માઠી દશા થાય છે. માટે આપણે એવી યથેચ્છાચારમાં વર્તનારી સ્ત્રીઓનો સંસર્ગ પણ કરવો ઉચિત્ત નથી એ વાત આપ સર્વે અવશ્ય યાદ રાખજો; વળી આપણે જે કંઈ કાર્ય કરવું હોય તે કાર્ય સમ્બંધી પરિણામ ઉપર દ્રષ્ટિ કરવી. એટલે દરેક કાર્ય બહુજ વિચાર પૂર્વક શાન્તિ પૂર્વક કરવું; પરંતુ વિચાર વગર સાહસ કાર્ય કરવું નહિ; જગન્નિયતા જગદીશ્વરે જયારે આપણને બુદ્ધિ પ્રદાન કરી છે તે દરેક કાર્યના વિચાર માટેજ આપી છે; જેથી જો આપણે બુદ્ધિનો ઉપભોગ ન કરીએ ત્યારે બુદ્ધિઅન્ય શા કર્તવ્ય હિતાર્થ છે! એટલા માટે હમેશાં જે કાર્ય આરમ્ભવું તત્સમ્બંધી ભૂત વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળમાં કર્તવ્યનું પરિણામ શું આવશે! એ

પ્રમાણે વિચાર પૂર્વક કરેલાં કાર્યો અવશ્ય સુખપ્રદાયક જ થાય છે; અને જે વગર વિચારથી કાર્ય કરવામાં આવે છે તેથી દુઃખજ ઉત્પન્ન થાય છે; માટે આપ સર્વ વિચાર પૂર્વક કાર્ય કરશો એવી મારી આપને ભલામણ છે. જુઓ જ્યારે કુશીલા વહુ (!) એ વગર વિચારથી કાર્ય કર્યું ત્યારે પોતાનું અમૂલ્ય શરીર કે જેની વતી ઐહિક-તેમજ પારલૌકિક સુખના સાધનોનો સંચય કરવાનો હતો. તેને પોતાના આવા અવળાઈના દુર્ગુણને લીધે ગુમાવી દીધું. હવે હું તમને **સાહસ** સંબંધે કાંઈક કહેવા માગું છું તે લક્ષ-પૂર્વક સાંભલશો.



# સાહસ સમ્બંધી સદ્બોધ.



## द्रुतविलंबितवृत्तम्

**सहसा विदधीत न क्रिया मविवेक परमापदांपदम् ॥**
**वृणुतेही विमृश्य कारिणं गुणलुब्धाः स्वयमेव सम्पदम् ॥६१॥**

**ભાવાર્થ**:-કોઇપણ પ્રકારની ક્રિયા સાહસ (વિચાર વગર)થી કરી હોય તો આપત્તિ ગણાય એટલુંજ નહિ પરંતુ આપત્તિનું મ્હોટું સ્થાન થઈ પડે છે; અને જે મનુષ્ય વિચાર પૂર્વક કામ કરે છે. તો તેને લુબ્ધ થયેલી સંપત્તિ પોતાની મેળેજ આવીને પ્રાપ્ત થાય છે. સારાંશઃ કેઃ- વિચાર કરીને જે કાર્ય કરવામાં આથે છે તેમા સંપત્તિજ પ્રાપ્તી થાય છે અને અવિચારમાં આપદાજ હોય છે. વળી જુઓ; બોધમાલામાં કહ્યું છે કેઃ—दोहा;

**बारम्बार बिचारीकें; कीजें अपनो काम ॥**
**यातैं यह संसारमैं सबजन करैं प्रणाम ॥ ६२**

बिन बिचारके कार्यमैं; होवहीं दुःख महान्
ऋषिप्रभाकर याहि बिध; समजहु सर्व सुजान ६३ ॥

**ભાવાર્થ**:—પોતાનું કામ વારંવાર વિચાર પૂર્વક કરવામાં આવતું હોય તો તેનાથી આ સંસારમાં સર્વ મનુષ્યો પ્રણામ (સત્કાર) કરે છે; અને વગર વિચારથી જે કાર્ય કરવામાં આવે. તેનાથી મહાન્ દુઃખની પ્રાપ્તી થાય છે. એ પ્રમાણે સર્વ સુજ્ઞ પુરૂષોએ સમજવું જોઇએઃ- તેમજ સદ્‌ગુરૂ ક્ષેમેન્દ્ર મહારાજે જણાવ્યું છે કેઃ—

इस संसारमैं जो विवेकी सद्विचार सम्पन्न पुरुष हैं उन्हकों साहस कबीभी करना चाहिये नहि; जिन्ह जिन्ह लोगोंने साहसका सेवन कियाथा उन्ह उन्ह लोगोंकों महान कष्ट हुयांहे. जिसको विस्तृत व्याख्यान सव शास्त्रोमै प्रसिद्धहीहे यातैं विद्वान् पुरुषनकुं यह साहस कबी करना चाहिये नहि.

(ક્ષેમેન્દ્ર વચનામૃત.) હે પવિત્ર બ્હેનો! એ પ્રમાણે મહાપુરૂષોનું કથન આપ સર્વેને લક્ષમાં રાખવું જોઇએ. હવે હું આપને એક, એ સાહસ ઉપર દ્રષ્ટાન્ત કહું છું તેપણ આપ એકાગ્ર ચિત્તે શ્રવણ કરશો એમ હું આશા રાખું છું.

# વિવેકહીનવર્મા અને પાખંડી ફકીર.



સૌન્દર્યપુર નામક રમણિય નગરમાં પૂર્વે વિવેકહીનવર્મા નામે એક ધનાઢય નિવાસ કરતો હતો; તેનું વિવેકહીનવર્મા એ પ્રમાણે નામ હોવાથી તે ખરેખર વિવેકહીન ( રહિત )જ હતો. એટલે જે કંઇ કાર્ય કરતો તે પોતાની ઇચ્છા પ્રમાણે

કરતો હતો; પરંતુ તત્વસંબંધી કંઇ વિચાર કિંવા. પોતાથી વડીલ અન્ય સજ્જન–વિદ્વાન પુરૂષનો અભિપ્રાય લેવો વિગેરે કંઈજ કરતો ન હતો. વિવેક એ દૈવી સંપત્તિમાંનો એક સર્વોત્તમ ઈશ્વરી સદ્ગુણ છે. અને એ વિવેક દરેક માનવ જાતિનું ભૂષણ રૂપ છે; વિવેક એ આ સંસાર રૂપ મહાસાગરમાંથી પાર ઉતારવા માટે એક અખંડ પવિત્ર પાજ છે. જેમ શ્રીમન્ દશરથ નન્દન આનન્દ કન્દન જગત્વંદ્ય પરમાત્મા શ્રી રામચંદ્રજી ભગવાને પોતાની સૈન્યને લંકામાં લઇ જવા માટે પ્રચરણ પાજ બાંધી છે તેવીજ શ્રીવેદ ભગવાને પણ સંસારરૂપ સાગરથી પાર ઉતરવા માટે વિવેકરૂપ પાજ બાંધી છે; એટલે જે પુરૂષમાં વિવેક નથી તે મનુષ્ય નથી કિન્તુ ગર્દભજ છે; સાંસારિક ક્રિયાઓ પણ સર્વ વિવેક ઉપરજ નિર્ભર છે. વિવેક સિવાય કોઇ પણ ન્હાનું, મ્હોટું કાર્ય થઇ શકતું નથી; પરંતુ વિવેકહીનવર્મા ગર્ભશ્રીમન્ત હોવાથી "વિવેક" એટલે શું? "કંઇ નહિં" એ પ્રમાણે સ્વેચ્છાનુસાર ચાલ ચલણથી વડીલોપાર્જિત દ્રવ્ય શનૈઃ શનૈઃ સમાપ્ત કરવા લાગ્યો. એક દિવસે વિવેકહીનવર્મા સૌન્દર્યપુરની રમ્ય બજારમાં ફરવા જતાં. એકા ત્યાં ચૌટાના મધ્ય ભાગમાં પોતાના હાથમાં એક પિતલના વિચિત્ર નમૂનેદાર પિંજરામાં પોપટને ધારણ કરી એક ફકીર–ઓલીઆ જેવો મોટા દોર દમામથી ઉભેલ જોવામાં આવ્યો. "પોપટ સંસ્કૃત ભાષા જાણે છે. અને બોલે છે" એ પ્રમાણે જન ચર્ચા ફેલાયાથી એ ફકીરની આગળ પાછળ સંખ્યાબધ્ધ મનુષ્યો એકત્ર થયા હતા. એજ પ્રસંગે વિવેકહીનવર્માનું પણ આગમન થયું અને પોપટ બહુ રમણીય જણાયાથી વિવેકહીનવર્માએ. નીચે પ્રમાણે ફકીરને પૂછયું.

**વિવેકહિનવર્માઃ—क्योंजी फकीर साहेब! यह पोपट बनताहे !**

फकीरः—जी ! बाबू साहब ! यह बडा देवताइ पोपट है क्योंकी जो देवता लोगोंकी भाषा संस्कृत है उसकी यह तोता ( पोपट ) बहुत अच्छी तरहसें जानता हे.

विवेकः—तो क्या ! संस्कृत भाषामें बोलता है !

फकीरः—जी ! हों ! ! क्यो नहि देखी एगा अभी बुलवाता हु એ પ્રમાણે વિવેકહીન વર્માને કહી પછી પોપટ પ્રત્યે ફકીર કહેવા લાગ્યો. अये ! स्वर्ग लोकमें निवास करनेवाला देवताई तोता ! आज अपने न्हां इस गांवके रहीस बडे धनाढय बाबु साहबका आगमन हुयाहे तो इसीके प्रसन्नताके लिये कुछबी तो देवभाषा ( संस्कृत भाषा. ) का उच्चारकीजीएगा એ પ્રમાણે કહ્યું એટલે પોપટે જવાબ આપ્યો કે वरम् अत्रकःसन्देह " પોપટના મુખમાંથી આ સંસ્કૃત વાકયનો ઘોષ સાંભળી વિવેકહીન વર્મા તો ચકિતજ થઈ ગયો. અને તરતજ પોપટને પૂછવા લાગ્યો કેઃ—हे शुक ! तुं संस्कृत भाषा जाणे छे के शुं ! પોપટે પ્રત્યુતર આપ્યો अत्रकःसन्देह અર્થાત્ એમાં શો સન્દેહ. આથી તો વિવેકહીન વર્મા બહુજ પ્રસન્ન થઈ ફકીરને પૂછવા લાગ્યોઃ— क्यों सोई !! यह पोपट बेचनेकाहे !!

" जी हों जो इसका कदरदान ग्राहक मिलेगा तो बेचेंगे "
" ફકીરે કહ્યું तो इसका मूल्य क्या रखा गया हे ! "
" શેઠે–(વિવેકહીન વર્મા ) પૂછ્યું. बाबुसाहेब ! यह बडा
" अमूल्य ओर बडी किम्मतका तोता हे " क्योंकी ऐसा तोता ( पोपट ) इस संसारमें कहीं नहिं मिल सकताहे; " किन्तु बडे श्रम पूर्वक हमारेकों प्राप्त हुयाहे, एकादिन हम
" फकीरी करने करते एक बडे अरण्यमें प्राप्त हुये जहें"

" कोइ मनुष्य नहि जा सक्तेथे ऐसे दुर्लभ्य स्थानपर ह- "
" मारा जाना हुया वहींपर इन्द्र महाराजकी अप्सराऐं "
" जैसैकि तिलोत्तमा, रम्भा, मेनका उर्वसी विगेरे अपने "
" आनन्दके लिये आया करतीथी ओर साथहीमैं इस तो "
" तेकोंबी लाया करतीथी एक दिन वह अप्सराऐं अ- "
" पनी आनंदित क्रिडा समाप्त कर स्वर्गमैं जानें लगी उसी"
" समय दैवेच्छासैं यह तोतेकों वहांही छोड गई (भूल गई)
" जिस्सैं मैं झटिति ( तत्काल ) यह तोतेके पास जा कर
" इनको उठा लिया ओर वहांसैं फिरते फिरते
" आज यह आपके सौन्दर्य पुरमैं आ पहुंचा हुं बाबुजी !
" यह तोता आपसैं नहि लिया जायगा क्योकी
"यह तोतेकों लेनेवाले राजा-महाराजा हि निकलेगा;"
ફકીરના આ પ્રમાણે શબ્દો શ્રવણ કરી વિવેકહીન વર્મા પોતાના ધનાઢયત્વના અભિમાનથી નીચે પ્રમાણે કહેવા લાગ્યોઃ-
"फकीरजी! यद्यपि यह आपका कहेना उचित हैं परन्तु जिन्ह लोगोंका दिल अमीरउमरावों जैसा होता है वह राजा ओंकाबी राजा है. कहियेगा तो सहीकिः- मूसतोतेकी न्यो छावर कया है!":—(ફકીર મનમાં સમજી ગયો કે આ બાબુજી સપાટામાં તો આવી ગયા છે જેથી કહેવા લાગ્યા કેઃ-
सुनएगा बाबु साहब! यहतोता सवालक्ष सुवर्ण मुद्रि... दिये बिना नहि प्राप्त होगा; कयोंकिः- इसके गुणोके आगे यह न्योछावरबी किंचिनमात्र हैं." એ પ્રમાણે સાંભળી વિવેક હીન વર્માતો વિવેક હીનજ એટલે કંઈપણ વિચાર ન કરતાં તે ફકીરને ઘેરે તેડી લાવી તેના કથન મુજબ સવાલક્ષ સુવર્ણ મુદ્રિકા આપી અત્યુત્તમ સન્માન પૂર્વક વિદાય કર્યો. પવિત્ર બ્હેનો! તમે યાદ રાખજો કે આ ફકીર નહતો;

કિન્તુ ઢોંગી–પાંખડી, એક કૃત્રિમ કાય કર્ત્તા કપટી ધુતારો હતો; તેમજ એ પોપટ પણ કંઈ સ્વર્ગીય નહતો અને ઉપરની વાર્તા પણ સર્વ અસત્ય હતી; અર્થાત્ એ સર્વ બાબુ સાહેબને બનાવવા માટેનીજ લીલા હતી; અરણ્ય શું! અપસરાઓ કેવી એ આ ધુતારાએ સ્વપ્નામાં પણ જોયું નહતું; અને એ પોપટ પણ કંઇ દેવ ભાષા (સંસ્કૃત ભાષા) જાણતો નહતો; માત્ર એ ઢોંગી ફકીરે તેને કેટલાક સમય સુધી **वरम्** અને **अत्र कः संदेह** એ બે શબ્દો જ ગોખાવી રાખ્યાં હતાં; જેથી એ પ્રમાણે વિવેક હીન વર્માને ઠગી ફકીર સાહેબ પરબારો પોબારજ ગણી ગયો. હવે આપણા વિવેકહીન વર્માની શી અવસ્થા થઈ તે સમ્બંધી હું આપને હકીકત જણાવું છું તે આપ ધ્યાનમાં રાખશો. આપણા વિવેક હીન વર્મા તો પોતાના અંતઃકરણમાં બહુજ પ્રસન્ન થઇ જાણે કોઇ અપૂર્વ સ્વર્ગીય દિવ્ય પદાર્થની પ્રાપ્તિ થઇ હોય એ આનંદના તાનમાં તલ્લિન થઈ પોપટને આ પ્રમાણે પૂછવા લાગ્યો; હે! સ્વર્ગમાં નિવાસ કરનારા પોપટ! ભૂખ લાગી છે કે કેમ!! કંઈ ખાવાનું જોઈએ! “**वरम् अत्रकः सन्देह**” પોપટે જણાવ્યું ત્યારે વિવેકહીન વર્મા વિચારવા લાગ્યો કેઃ–બરાબર એને ભૂખ લાગી છે એમાં શો સન્દેહ! જેથી વિવેકહીન વર્માએ પુનઃ પ્રશ્ન કર્યોઃ—

પાણી પિવાની અભિલાષા છે કે કેમ! “ **वरम् अत्रकः सन्देह**” પોપટે કહ્યું. શારીરિક સ્થિતિ તો કુશળ છે. “**वरम् अत्र कः सन्देह**” ફરી શેઠે પૂછ્યુંઃ–અરેભાઇ! તને ફકીર છોડી ગયો જેથી તત્સમ્બધી કિંચિત્ પણ ચિન્તા કરીશ નહિ; “**वरम् अत्र कः सन्देह**” પોપટે કહ્યું.—અરે

ઉત્તર હિન્દુસ્તાનમાં શ્રીમાન્ ગૃહસ્થને “બાબુ” એ પ્રમાણે ઉપનામથી સર્વ લોકો બોલાવે છે.

પોપટ ! અપ્સરાઓના સંગમાં વિચરતા ફકીરના હાથમાં કેમ સપડાયો ! **वरम अत्र कः सन्देह** પોપટે કહ્યું. એવી રીતે વિવેકહીન વર્માએ લગભગ પચાશેક વાતો પૂછી તેના પ્રત્યુત્તરમાં આ પોપટે તો **वरम् अत्र कः सन्देह** એ શબ્દનોજ એક સરખો પ્રવાહ ચાલુ રાખ્યો. જેથી વારંવાર એના એજ વાકયો સાંભળી વિવેકહીન વર્માને કંટાળો ઉપજ્યો જેથી પૂછવા લાગ્યો કેઃ–અહો ! હે પોપટ ! એટલુંજ જાણે છે કે બીજું પણ કંઇ જાણે છે. **वरम् अत्र कः सन्देह** પ્રત્યુત્તરમાં પોપટે જણાવ્યું ત્યારે તો વિવેકહીન વર્માને પણ નિશ્ચય થયો કે આ એટલુંજ જાણે છે જેથી ફરી વિવેકહીન વર્માએ પૂછયું. અરે પોપટ ! ફકીરે મને ઠગ્યો કે શું ! **वरम् अत्र कः सन्देह** પોપટે કહ્યું. અહો ! મારી સવાલક્ષ સુવર્ણ મુદ્રિકાઓ ગઈ કે શું ! **वरम् अत्र कः सन्देह** અરે ! તે તો મારી મૂર્ખતાનું મને ફળ મળ્યું કે શું ! **वरम अत्र कः सन्देह** એ પ્રમાણે **वरम** અને **अत्र कः सन्देह** સિવાય ત્રીજો ઉચ્ચારજ નહિ; જેથી વિવેકહીન વર્મા પોતાના મનમાં ગભરાઇ શોક કરવા લાગ્યો; અરેરે ! મારા જેવો અન્ય આ સંસારમાં મૂર્ખ મનુષ્ય કોણ ! અહો ! આ સવાલક્ષ સુવર્ણ મુદ્રિકાઓ ગઇ એ માત્ર વિચાર વગર કરેલા કાર્યનુંજ ફળ છે. પરંતુ હવે શો ઉપાય! ખરેખર જગન્નિયંતાએ આપેલી બુદ્ધિનો મેં યત્કિંચિત્ પણ ઉપયોગ કર્યો નહિં અને સાડુસમાંજ એ પોપટ કોઈને બતાવ્યા સિવાય–કોઈને પૂછવા સિવાય–કોઇ પણ પ્રકારના અનુભવ સિવાય, મેં આ કર્ત્તવ્ય કાર્યો ખરેખરે આ તેનુંજ અનિત્ય પરિણામ પ્રાપ્ત થયું. અહો ! ધિઃકાર છે મારા સમાન વગર વિચાર પુર્વક કાર્ય કરનાર મનુષ્યને ! અહો ! જે સવાલક્ષ સુવર્ણ મુદ્રિકાઓમાં સંખ્યા બંધ પારમાર્થિક

કાર્ય જેમકે:—અનાથાલય (ઓરફનેજ) ઔષધાલય, (હોસ્પીટલ) વિદ્યાશાળા (સ્કુલ) વિગેરે સાર્વજનિક ખાતાઓને ઉત્પન્ન કરી અવિચળ યશ સમ્પાદન કરી પારમાર્થિક કર્તવ્યથી પવિત્ર યશ પતાકાઓને ફરકાવનાર દ્રવ્યનો મેં કેવો ઉપયોગ કર્યો! અરેરે! તે પણ એક પાત્રા પાત્રના વિચાર કર્યા સિવાય! અહો! આજકાલ અમારા આર્ય સંતાનો પોતાના માતા પિતા પ્રભૃતિ સુહૃદોથી વિહિન થઇ અનાથ થઇ પડેલા હજારો મારા જોવામાં આવે છે; અરે જેઓને ક્રિશ્ચિયન ધર્માવલંબીઓ અનેક પ્રકારની સાચી ખોટી આશાઓ આપી વટલાવે છે, અને તે બાલકો પણ પાલન-પોષણના અભાવે પરધર્મમાં પ્રવેશે છે; તેવા અનાથ બાળકોનું પાલન-પોષણ કરવું એ સમાન અન્ય કયું મહત્ કાર્ય છે! અરે પાલન પોષણ તો શું પરંતુ તેની સાથે વિદ્યાદાન પણ અપાય છે. વિદ્યાદાન સમાન અન્ય કોઇ પણ ઉત્તમ દાન નથી; એવા સર્વોત્કૃષ્ટ આશ્રમ માટે જો સવા લક્ષ સુવર્ણ મુદ્રિકાઓ અર્પણ કરી હતે તો આજ શો આનંદ પ્રગટ્યો હોત; પરંતુ હવે પશ્ચાતાપ કરવો નિરર્થક છે; હે ઇશ્વર! હે પરમકૃપાળુ પરમાત્મન્! મારા જેવા ધનાઢયોને સદ્‌બુદ્ધિ આપો કે જેથી પોતાના અમુલ્ય દ્રવ્યનો અમુલ્ય સાર્થક કરી-આ લોક અને પરલોકમાં મહાન સુખને સંપાદન કરવા સમર્થ થાય; એ પ્રમાણે પશ્ચાતાપને સંતો દીનતા પુર્વક ભગવતની પ્રાર્થના કરી એક ક્ષણવારમાં પોતાના વડીલોપાર્જિત પુંજી એક ક્ષણવારમાં સાહસ કરવાથી વિવેકહીનવર્મા ખોઇ બેઠો. હે પવિત્ર બ્હેનો! આ ઉપરનાં દ્રષ્ટાન્તથી આપને રૂડે પ્રકારે વિદિત થયું હશે કે વિચાર વગર (સાહસ) કાર્ય કરવાથી કેવા દુઃખની પ્રાપ્તિ થાય છે એટલા માટે આપ સર્વ સ્ત્રી સમાજે કયારે પણ સાહસ કાર્ય કરવું નહિં એવી મારી સૂચના છે. આપણા ધર્મ શાસ્ત્રના પુસ્તકોમાં સ્ત્રી જાતિને

સ્વતંત્રતા આપવામાં આવી નથી. એ આપ નિશ્ચય કરી રાખશો "બાલ્યા વસ્થામાં પોતાના પતિની આજ્ઞામાં રહેવું અને વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્રની આજ્ઞામાં રહેવું જોઇએ એ પ્રમાણે જે મહર્ષિઓએ સ્ત્રી ધર્મ સંબંધી સદ્બોધ પ્રદાન કર્યો છે અને જગતમાં સ્વાર્થપરાયણ ફકીર જેવા વેષધારી બહુ હોય છે તેઓ આડું અવળું સમજાવી સ્ત્રી જાતિને ઠગી ન જાય માટે તેવા પરોપકારી મહર્ષિઓના વાકયને સદા સર્વદા માન આપી સ્ત્રી જાતિએ તો પોતશ્રેયસ્કર માર્ગમાં પ્રવિષ્ઠ થવું જોઇએ; નહિં તો સ્વેચ્છા પ્રમાણે વર્તવાથી ઐહિક અને આમુષ્મિક એટલે આ લોક અને પરલોકથી પતિત થવાય છે, તેની સર્વ પ્રકારે સંભાળ રાખવી જોઇએ. જે સ્ત્રીઓ એ પ્રમાણે સદાચારમાં પ્રીતિ રાખે છે તેને આ સંસારમાં સન્માન મળે છે. અને તેવીજ સ્ત્રીઓ ચતુર કહેવાય છે; કારણ કે વ્યવહાર સુધરવાથી પરમાર્થ પણ સુધરે છે; અને જો વ્યવહારિકમાં વગોવાય તો તેની પારમાર્થિકમાં પણ નિન્દા થાય છે; સ્ત્રીઓનું મહાત્મ્ય આપણા ધર્મ શાસ્ત્રમાં બહુજ વર્ણવેલું છે. સ્ત્રી એ સાક્ષાત લક્ષ્મી સ્વરૂપ છે. પરંતુ જો પોતાના કર્તવ્યપરાયણ હોય તોજ. હવે હું આપને ચતુરાઈ સંબંધી બે શબ્દ આવતી કાલે કહિશ. તે આપ સર્વ એકાગ્રચિતે શ્રવણ કરશો. સૂર્ય નારાયણ અસ્ત થવાનો સમય થઈ જવાથી શ્રી સુરેન્દ્રબાલાએ પોતાના ચતુર્થ દિવસનું વ્યાખ્યાન સમાપ્ત કર્યું. જેથી સ્ત્રી સમાજ સર્વ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે નમન કરી "જયજય સુરેન્દ્રબાલા" નો ઘોષ કરી આશ્રમ પ્રત્યે ચાલતી થઈ

"સાહસ" સમ્બંધી વિશેષ જાણવાની ઇચ્છા હોય તેમણે અમારૂં બનાવેલ પુસ્તક "શ્રી સુબોધ સિંધુ" પુસ્તક અવસ્ય એક વખત વાંચવું જોઇએ. (જેમાં અનેક પ્રકારના વિવિધ દ્રષ્ટાન્તોજ આપવામાં આવ્યા છે.)

# પંચમ દિવસ પ્રારંભ સ્ત્રીઓનું ચાતુર્ય શેમાં?



નિત્ય નિયમ પ્રમાણે મણિપુર નિવાસનું સર્વ સ્ત્રી સમાજ શ્રીમન શશિ શેખર મંદિરમાં એક પછીએક નિયમિત સમયે આવવા લાગી. શ્રીમતી સુરેન્દ્ર બાલાના અપૂર્વ સદ્બોધથી આજે મંદિર શ્રોતૃવર્ગથી ચિકાર ભરાઈ ગયેલ જોવામાં આવતું હતું, વ્યાખ્યાન સમય હોવાથી "જયહો **શ્રી સ્વધર્મ નિષ્ટ સતી સુંદરીઓનો** એ પ્રમાણે મંગલધ્વનિ કરી શ્રીમતી યોગિની સુરેન્દ્રબાલાએ પોતાના વ્યાખ્યાનનો આરંભ કરતાં જણાવ્યું કે પવિત્ર બ્હેનો! ગઈ કાલે સમય થઈ જવાથી આપને "સ્ત્રીઓનું ચાતુર્ય શેમાં! એ વિષય ઉપર આજે સદબોધ આપવાનું સૂચન કર્યું હતું; દિનપ્રતિદિન શ્રોતૃવર્ગ અધિક જોવામાં આવેછે જેથી મને મહાનંદની પ્રાપ્તિ થાય છે. કારણ કે આવા કઠિણ કળિકાળમાં આપની ધર્મ પ્રત્યે અડગ શ્રધ્ધા જોઈ મારો શ્રમ સાફલ્ય થશે એવી મને આશા રહે છે. (સ્ત્રી સમાજ તરફથી કરતલ ધ્વની થઈ.) સાંભળો! પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના અંતઃકરણમાં દરેક પ્રકારે ચતુરાઈ રાખવી જોઈએ એ સર્વ સદ્વિચારસમ્પન્ન સુંદરીઓનું સર્વથી પ્રથમ કર્તવ્ય છે, અને જેમ પોતાનો પતિ કહે તદનુસાર કરવું એ સ્ત્રી ધર્મની સર્વોત્તમ નીતિ છે. તે શિવાય અન્ય સર્વ વાતો નિરસ ફીકી, અને અશ્રેયસ્કરછે. ચતુરાઈ એટલે વ્યાવહારિક કાર્યોમાં બહુજ દક્ષતા રાખવી અર્થાત ગૃહમાં જે જે ચીજ, વસ્તુઓ હોય તેને શોધવાની જરૂર ન રહેતાં તરતજ પ્રાપ્ત થાય તે પ્રમાણે ગોઠવી રાખવી તથા ગૃહ સંબંધી સર્વ કાર્યોમાં બહુજ સાવધાન રહેવુ

જોઇએ પાક શાસ્ત્ર સંબંધી અભ્યાસ અવશ્ય કરી શિખવો જોઈએ, અર્થાત ચૂલો કેમ સળગાવવો ! કસાંર ખીચડી; દાળ, અને ભાત સારૂ આધરણ કેટધું મૂકવું; દાળમાં નિમક, ( મીઠું ) મરચું, હળધર, કુકુમ વિગેરે ખટાસ તથા મસાલો કેટલો નાખવો ! કંસારમાં ગળપણ શા પ્રમાણે નાંખવું ! મોદક ( લાડુ ) પુરીમાં કેટલું મોવણ જોઇએઈત્યાદી સર્વ રસોઇ સંબંધી અનુભવ મેળવવો હરેક પ્રકારે તાંબા-પીતળ, વિગેરે ધાતુઓના વાસણો સદા સ્વચ્છતા પૂર્વક રાખવા જોઇએ. જુઓ શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

**संमार्जनोपलेपाभ्यां गृह मंडल वर्तनै ॥**
**स्वयंच मंडिता नित्यं परिमृष्ट परिच्छदा ॥ ६४ ॥**

**ભાવાર્થ**:—સ્ત્રી જાતિએ ગૃહ સમ્બંધી સર્વ વસ્તુ સ્વચ્છ રાખવી, તથા પોતે પણ સ્વચ્છ વસ્ત્ર અને ભૂષણથી રહેવું; તેમ સર્વ પદાર્થો ગૃહની અંદર બરાબર ગોડવીને મૂકવા. એટલુજ નહિં કિંતુઃ—

**वाह्यदागत मालोक्य त्वरिताच जलासनै ॥**
**ताम्बुलै व्यंजनैश्चैव पादसंवाहनादिभि : ॥ ६५ ॥**

**ભાવાર્થઃ**—પોતાના પ્રાણનાથ ( પતિ ) ને બહારથી આવતા દેખીને તરત ઉઠવું; તથા પતિને બેસવા માટે ઉત્તમ સ્વચ્છ, આસન પ્રદાન કરવું વળી જલ, પાન, સોપારી વિગેરે આપી વિંજણેથી વાયુ ઢોળવો, તેમજ.

**सुखं : सुप्तं सुखासीनं रममाणं यदृच्छया ॥**
**आतुरेष्वपि कार्येषु पतिनोत्थापयेत् क्वचित् ॥ ६६ ॥**

**ભાવાર્થઃ**—પોતાના પ્રાણવલ્લભ ( પતિ ) સુખમાં સુતા હોય કિંવા સુખમાં બેઠા હોય, અથવા રમણ

કરતા હોય તો તેને કોઇ જરૂરના કામ સારૂં પણ કદી ઉઠાડવા નહિં; વળી સાંભળોઃ—

ना विरंतिष्टते द्वारि न द्वारमुपसेवयेत् ॥
स्वामिना दापितं किंचित् कस्मै चिन्नददात्यपि ॥ ६७ ॥

**ભાવાર્થઃ**—ચતુર સ્ત્રીઓએ પોતાના ઘરના બારણાં ઉપર બહુ સમય ઉભા રહેવું નહિં; તથા દ્વાર ઉપર બેસવું નહિં; અને પોતાના પતિએ જે કંઇ આપ્યું હોય તે કોઈને આપી દેવું નહિં. તથાઃ—

आहूता ग्रहकार्याणि त्यक्त्वा गच्छेच सत्वरं ॥
किमर्थं व्याहृता स्वामिन् स प्रसादं विधीयतां ॥ ६८ ॥

**ભાવાર્થઃ**—જ્યારે પોતાનો પતિ બોલાવે ત્યારે ઘરનાં સર્વ કાર્ય તજીને ઝટિતિ ( ઉતાવળું ) પોતાના પતિ પાસે આવી હાથ જોડી પૂછવું; હે સ્વામિન ! હે પ્રાણપતિ ! ! શા માટે આ અનુચરી ( દાસી ) ને બોલાવી તે આ કિંકરી ઉપર કૃપાદ્રષ્ટિ કરીને આજ્ઞા આપો; એવી રીતે પતિવ્રતધર્મ પરાયણ ચતુર સ્ત્રીઓએ પોતાના પતિ પાસે પ્રાર્થના કરવી.

कथ्यमाना कथा भर्त्रा श्रोतव्या सादर स्त्रिया ॥
पत्युः संभाषण स्याग्रे नान्यत् संभाषयते स्वयं ॥ ६९ ॥

**ભાવાર્થઃ**—પોતાના પતિ જો કંઇ વાર્તાલાપ કરવા માંડે તો તે ચતુર સ્ત્રીઓ આદર પૂર્વક શ્રવણ કરવું કિંતુપતિના વાકયની વચમાં પોતે અગાઉથી ભાષણ કરવું નહિ વળી વિશેષ એ નિયમ સ્મરણમાં રાખવો કેઃ—

यच्च भर्त्तानिं पिबति यच्च भर्त्तान खादति ॥
यच्च भर्त्तनि चाश्नाति सर्वं तद् वर्जयेत्सती ॥ ७० ॥

**ભાવાર્થઃ**—પોતાનો પતિ જે વસ્તુનું પાન ન; કરે

જે ખાય નહિં; અને જેનો સ્વાદ લે નહિ તેવી સર્વ વસ્તુઓ પતિવ્રતા ( સતી ) સ્ત્રીએ તજવી. વળી

**गृह व्ययनि मित्तंच यद्रव्यं पतिनार्पितं ॥**

**निवृत्य गृह कार्यसा किंचिद् बुध्या वशेषयेत् ॥ ७१ ॥**

**ભાવાર્થ**:—પતિ જે કંઇ દ્રવ્ય ઘરખરચ માટે આપે તેમાંથી ગૃહ સંબંધી કાર્ય કરવું અને કંઇક તેમાં કર કસર કરવી વિગેરે વ્યાવહારીક કાર્યોમાં ચતુરાઇ રાખવી આવશ્યક છે; અને એજ સન્નારીઓનો નિરંતરનો પરમ ધર્મ છે. અને એનુંજ નામ ચતુરાઇ છે માત્ર ગ્રામ્યગીતઃ--જેમકે-ફલાણીનું આમ અને ઢીકણીનું તેમ વિગેરે આડી અવળી વાતો કરવામાંજ કંઇ ચાતુર્ય સમાયલું નથી. પોતાના સાસુ, સસરો, નણંદ, જેઠ, જેઠાણી, દિયર, દેરાણી, વિગેરે ઘરના માણસોમાંથી જેને જેવું માન ઘટે તેને તેવું સન્માન પ્રદાન કરી સર્વને પ્રિય થવું અને પતિની સર્વ પ્રકારે પ્રસન્નતા મેળવવી તેવીજ સ્ત્રીઓ ચતુર કહેવાય છે. પોતાના પતિના વચનમાં કયારે પણ શંસય રાખવો નહિ; કિન્તુ નિશંસય રહેવું.

“ **शंशयात्माविनश्यति** ” ७२ **श्री मदभगवत गीता.**

આ શ્રી કૃષ્ણચંન્દ્ર પરમાત્મા કથિત શ્રીમુખ વાકય છે. તેને અવશ્ય લક્ષમાં રાખવું જોઇએ. જેના અંતઃકરણમાં શંશયરૂપ કીટ ( કીડો ) ઉત્પન્ન થાય છે તે તેમના પવિત્ર વપુ ( શરીર ) ને ધીરે ધીરે કોલી ખાઈ નાશ કરી આપે છે; આમાં સુખ કે તેમાં સુખ આ ઇષ્ટ કે તે ઇષ્ટ એ પ્રમાણે શંશયી જીવાત્માને કયારે પણ સુખની ઉપલબ્ધિ થતી નથી. કલ્પના કરો કેઃ—આપણે કોઇ શુભ પ્રસંગે આપણાં સગાં વહાલાંઓ ને ઘેર વિવાહ ઉપર ગયા અને ત્યાં આપણે ભોજન કરવા બેઠા, તે સમયે વિવિધ પ્રકારના મિષ્ઠાન્નથી ભરેલ

ભાણું આપણી પાસે આવ્યું, અને તે મિષ્ઠાન્નમાંથી કોઇ પણ પદાર્થને ખાધા શિવાયઃ—' આ **જલેબી સારી કે આ બદામી હલવો સારો** ' આ **બરફી સારી કે સુતરફેણી** એ પ્રમાણે વિચાર કરતાં શંશયાત્મા થઇ કોઇ પણ પદાર્થને ખાઇએ નહિ તો તેથી આપણી ક્ષુધા નિવૃત થતી નથી તેજ પ્રમાણે શંશયાત્મા પુરૂષોની ગતી થાય છે. માટે સ્વધર્મનિષ્ઠસુન્દરીઓએ તો પોતાના ભગવત્ સ્વરૂપ પતિના વાકયમાં કયારે પણ અવિશ્વાસ રાખવો નહિં:

**बिन विचारतें जानीएं; सुखदायक पति बात ॥**
**ऋषि प्रभाकर याहितें; पत्निलैंहें कुशलात ॥७२॥**

**ભાવાર્થ**:—પોતાના પ્રાણનાથની વાત-વગર વિચારે સુખદાયકજ સમજવી જોઇએ કારણ કે જેથી સ્ત્રી કુશળપણાને પ્રાપ્ત થાય છે. પતિ જે કંઈ સદબોધ કરે તે યથાર્થજ હોય માટે તેમાં સન્દેહ શા માટે રાખવો પતિના વાકયમાં સન્દેહ રાખનાર સ્ત્રી જાતિને કયારે પણ સુખની પ્રાપ્તી થાય તેમ નથી. પોતાના પ્રાણનાથ જગદગુરૂ વિદ્યામ્વારિધિ સદાશિવ ( શંકર ) ના વચનમાં શંશય રાખનારી સતીની કેવી દશા થઇ છે. એ વાતજ વિદ્વાન પુરૂષો જાણે છે. અને આપે પણ એ વાર્તા શ્રવણ કરી હશે પરંતુ સર્વ કોઇ આ વાર્તાને જાણી શકે એટલા માટે હું આપની પાસે સંક્ષિપ્ત કહું છું તે શ્રવણ કરો.

# શંકર અને સતી.



ત્રેતા યુગમાં જગદ્ગુરૂ શ્રી સદાશિવ સ્વરૂપ મહાદેવ પોતાની પ્રાણપ્રિયા સતી સહિત એક સમયે અગસ્ત્ય ઋષિના આશ્રમ પ્રત્યે પધાર્યા હતા. ત્યાં કેટલાક કાળ પર્યંત ભગવત કથા કરી પુનઃ કૈલાસ તરફ પધારતા હતા જે સમયમાં મર્યાદા પૂર્ણ પુરૂષોતમ શ્રી રામચંદ્ર ભગવત મનુષ્યાવતાર ધારણ કરી અનેક માનુષીક લીલામાં પ્રવ્રત થઈ રહયા હતા. જેથી પોતાની પ્રાણવલ્લભા સીતાજીની શોધમાં પોતાના અનુજ લક્ષમણજી સાથે વિચરી રહયા હતા; તે પ્રસંગે મહાદેવ મનમાં વિચારવા લાગ્યા કેઃ—અહો! પરબ્રમ્હ પરમાત્મા ગુપ્ત રૂપથી સાક્ષાત પૃથ્વિ ઉપર વિચરે છે જેથી તેમનાં દર્શન થાય તો બહુ સારૂં ઇત્યાદિક વિચારમાં ચાલ્યા આવે છે. એટલામાં તો સન્મુખ શ્રી રામચંદ્રજી લક્ષમણ સહિત પધારે છે તેમના દર્શન કરી મહાદેવ મહા આહ્લાદમાં આવી કહેવા લાગ્યાઃ—

“ **जयसच्चिदानन्द जगपावन** ” હે જગતને પવિત્ર કરનાર ભગવન્સત્ ( ત્રીકાલાબાધ્ય ) ચિત ( ચૈતયનસ્વરૂપ ) આનંદ ( પરમાનંદ રૂપ ) રૂપ આપનો જય હો ” એ પ્રમાણે કહ્યું આ ઉપરથી સતીના મનમાં શંશય ઉત્પન્ન થયો કેઃ—અહો મારા સ્વામીનાથ ! મહાદેવ !! જેને મ્હોટા મ્હોટા, ઋષિઓ યોગી પુરૂષો, તપસ્વિઓ, સિદ્ધ પુરૂષો ભજે છે અહો તેઓએ એક રાજ કુમારને **जय सच्चिदानंद** એ વિશેષણ આપી નમન કર્યું. એ તે શું કહેવાય. આ પ્રમાણે સતીના મનમાં સંકલ્પ વિકલ્પ ઉત્પન્ન થવા

લાગ્યા સર્વાંતરયામી સદાશિવ આ વાત ને સમાધીથી જાણી કહેવા લાગ્યા:—

સતી! જેની કથા અગસ્ત્ય ઋષિ કરતા હતા તેજ આ મારા ઇષ્ટદેવ સાક્ષાત બ્રહ્મસ્વરૂપ રામ છે અને હમણાં પૃથિવ ઉપર સત્પુરૂષોના સંરક્ષણ માટે તથા દુષ્ટ પુરૂષોના વિનાશ માટે મનુષ્યાવતાર ધારણ કરી વિચરી રહયા છે. એ પ્રમાણે શંકર સતીને બહુ સમજાવવા લાગ્યા, પરંતુ દૈવેચ્છા વિચિત્ર હોવાથી સતીને સદબોધ લાગ્યો નહિં કારણ કે.

**विनाशकाले विपरितबुद्धि :**

આ વાકય--સતીજીમાં સર્વ પ્રકારે સંઘટ્ટિત થયો હતો જેથી મહાદેવ કહેવા લાગ્યા:—હે પ્રિયા! જો તમારા મનમાં સન્દેહ રહેતો હોય તો જાઓ પરિક્ષા લઈ આવો હું ત્યાં સુધી આ વટવૃક્ષ નિચે બેસું છું. એ પ્રમાણે મહાદેવના વચન સાંભળી સતી ચાલતાં થયાં. અને પોતાના અંતઃકરણમાં વિચારવા લાગ્યાં કે પરિક્ષા કેવા પ્રકારે લેવી! અંતે નિશ્ચય કર્યું કે:— હમણા શ્રી રામચંદ્રજી સીતાજીની શોધમાં વિચરી રહેલા છે તો મારે પણ સીતાજીનું જ સ્વરૂપ ધારણ કરવું કે જેથી તરતજ પરિક્ષા થઈ શકશે. જેથી સીતાજીનું સ્વરૂપ ધારણ કરી જયાંથી ભગવત રામચંદ્ર પધારતા હતા ત્યાં ગયાં—તો દુરથીજ સર્વાંન્તયામી, ઘટ ઘટ વ્યાપક રામ તરતજ કહેવા લાગ્યા કે- હે માતુશ્રી! આપના પ્રાણપતિ શંકરને છોડી આપ એકલાં આ વિપિન (વન)માં કેમ વિચરો છો, હું દશરથ રાજાનો પુત્ર આપ ને નમસ્કાર કરૂં છું. આ પ્રમાણે ભગવત રામચંદ્રના મુખમાંથી નિકળેલાં વચનો સાંભળી સતીજીતો બહુજ શરમીંદાં બની ગયાં. એટલુંજ નહિં. પરંતુ ભગવત રામચંદ્રજીએ પોતાની માયાનું એવી રીતે ત્યાં આ-

કર્ષણ કર્યું. સતીજી જ્યાં જુએ ત્યાં રામ, લક્ષ્મણ અને સીતાજીજ જોવામાં આવવા લાગ્યા— સતીજી તો ભગવત રામની આ અપાર માયાથી મુંઝાઈ જઈ અંતિમ નેત્ર બંધ કરી માર્ગમાં બેશી રહયાં. પરમાત્મા રામચંદ્રજીએ તેટલામાં પાછી પોતાની માયાને આકર્ષિ લીધી. પ્રથમના વટ વૃક્ષ નીચે મહાદેવ બિરાજમાન થયા છે તેમની પાસે મનમાં બહુજ ખેદને પામતાં સતીજી ચાલતાં થયાં. મહાદેવજીએ પૂછયું " "સતી પરિક્ષા લઈ આવ્યાં કેમ અત્ર પ્રત્યુતરમાં પણ ભયને લીધે પુનઃ સતીજીએ કપટ-કળા કરી— મહાદેવજીએ સમાધી દ્વારા સતીએ સીતાજીનું સ્વરૂપ ધારણ કર્યું એ સર્વ વૃતાંન્ત જાણી અને મનમાં પોતાના ઈષ્ટ દેવશ્રી રામ તેમના પત્નિનું સ્વરૂપ ધારણ કર્યું. જેથી. સતીજીનો તત્કાલ ત્યાગ કરવાની મનમાં દ્રઢ પ્રતિજ્ઞા કરી. સતીજી આ દશાને જોઈ મનમાં અતિ ખેદ પામવા લાગ્યાં. અને અંતિમ પોતાના પિતા દક્ષના યજ્ઞમાં મહાદેવનો ભાગ બાકી ન જોઇ પોતાના અંગુઠામાંથી અગ્નિ પ્રદીપ્ત કરી પોતાના દેહનો પરિત્યાગ કર્યો. પવિત્ર બ્હેનો!

આ અલ્પ કથા ઉપરથી સિધ્ધાંન્ત. એ નિષ્પન્ન થાય છે

કે, સતીજી જેવા પતિભકિત પરાયણ જગદંબાએ પણ જ્યારે પોતાના પ્રાણનાથ શંકરના વાકયમાં અવિશ્વાસ કર્યો ત્યારે તેનો પરિણામ એ આવ્યોકે મહાન દુઃખને વેઠી અંતે શરીરનો પરિત્યાગ કરવો પડયો. જ્યારે પતિના વાકયમાં અવિશ્વાસ કરવાથી સતીજીની આવી દશા થઈ તો અન્ય ઇતર સ્ત્રીઓની કેવી દશા થાય એ વિચારવાનું કાર્ય હું આપનેજ સમર્પણ કરૂં છું. તે ઉપર આપ જરા વિચાર કરશો. માટે સર્વ સ્ત્રી સમાજે ધ્યાનમાં રાખવું જોઇએ કે:—**પતિની આજ્ઞા એજ પરમેશ્વરની આજ્ઞા છે.** સ્ત્રી જાતિની શોભા સ્વામી (પતિ) સેવામાં

જ છે. એવા ભગવત્ સ્વરૂપ પતિની સાથે કપટ કરનાર સ્રીઓ નાના પ્રકારનાં નરકાધિકારિણી થાય છે. પોતાના પતિથી કપટ કરવું તેને અધર્મ કહે છે; અને અધર્મથી દુઃખની પ્રાપ્તિ સર્વ શ્રુતિ, સ્મૃતિ, પ્રભૃતિ સચ્છાસ્ત્ર સમ્મત છે. જુઓ ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**अधार्मिकोनरोयोही यस्यचाप्यनृतंधनम् ॥**
**हिंसारतश्चयो नित्यं नहासो सुख मेधते ॥ ७४ ॥**

**ભાવાર્થ**:—જે પુરૂષ અધાર્મિક (કપટી) છે; જેનું અસત્ય એજ ધન છે; અને સદૈવ હિંસામાંજ જેનું ચિત લાગેલું તે આ લોકમાં ક્યારે પણ સુખને પ્રાપ્ત થતો નથી; સાંભળોઃ—

**ना धर्म श्चरितो लोके सद्यः फलति गोरिव ॥**
**शनैरावर्तमानस्तु कर्तुमुलानि कृन्तति ॥ ७५ ॥**

**ભાવાર્થ**:—યદપિ અધર્મનું ફળ ત્વરિત પ્રાપ્ત થતું નથી તથાપિ તે કાળે કરીને અર્થાત્ યોગ્ય સમયે અવશ્ય ફૂટી નિકળે છે. જેમ ગૌ એટલે પૃથ્વમાં બીજ વાવ્યું કે તરતજ તેમાંથી ફળ નિકળતું નથી; પરંતુ રૂતુએ ફળ થાય છે; અને પછી ધીમે ધીમે જરા જરા વૃદ્ધિને પામીને અંતે અધર્મથી ચાલનાર મનુષ્યને જડ મૂળમાંથી ઉખાડી નાંખે છે; અર્થાત્ અંતિમ્ પાપ ઘટ ( પાપનો ઘડો ) ફુટી જાય છે. માટે સર્વ પ્રકારે ( મન, વાણી અને કર્મ ) છળતા ( કપટ ) નો ત્યાગ કરી પોતાના પ્રાણનાથ ( પતિ ની તન, મન, અને ધનથી શુશ્રુષા ( સેવા ) કરવી. કપટ કરવું એ કાર્ય કૂકર્મ પરાયણ દુષ્ટ મનુષ્યોનું છે; સત્યપ્રિય પુરૂષોનું એ કર્તવ્ય નથીજ. પૂર્વ કાળમાં જેણે જેણે જ્યાં જ્યાં કપટકળા કરી છે ત્યાં ત્યાં

તેમને મહાન દુઃખનીજ પ્રાપ્તિ થઇ છે. એવી અનેક કથાઓ મહાભારતાદિક ઈતિહાસોમાં સુપ્રસિદ્ધજ છે. કપટ એ પુણ્યરૂપી એકત્ર થયેલાં વાદળાંઓને વિખેરવામાં પ્રચંડ વાયુ છે. માટે કપટકળાથી મુક્ત રહેવું એજ મહાપુરૂષોનું કથન છે, અરે! જે પોતાના પતિ જેની સાથે વેદ, ઇશ્વર, સૂર્ય, ચંદ્ર, બ્રાહ્મણ, પોતાની જ્ઞાતિ વિગેરેની સાક્ષીથી જોડાયા તેની સાથે કપટ કરનાર કામિની (સ્ત્રી) કૃતઘ્ન કહેવાય છે. અને તે કૃતઘ્ની મનુષ્ય મહા પાપનો ભોકતા થાય છે. જુઓ તેમાં પ્રમાણ છે કેઃ—

**ब्रह्मघ्नेच सुरापेच चोरे भग्न व्रतेतथा ॥**
**निष्कृति र्विहिता लोके कृतघ्ने नास्ति निष्कृतिः ॥ ७३ ॥**

**ભાવાર્થઃ**—બ્રહ્મહત્યા (બ્રાહ્મણહત્યા) કરનાર, મદિરા પીનાર, ચોરી કરનાર, અને વ્રતનો ભંગ કરનાર એટલા પુરૂષોને લોકમાં પ્રાયશ્ચિત કહેલું છે; પરંતુ જે કૃતઘ્ન છે તેનું કંઇ પણ પ્રાયશ્ચિતજ નથી. માટે હે પવિત્ર બ્હેનો! આપને એથી અધિક શું વિશેષ કહેવાય! આપ સર્વ સુજ્ઞ અને સ્વધર્મ નિષ્ઠ છો. માટે આપ સર્વ આપના પતિના વાકયમાં વિશ્વાસ રાખી તેની ભગવત્ પેઠે સેવા કરી—વ્યાવહારિક ચાતુર્યથી આ લોક અને પરલોકમાં મહા સુખને પ્રાપ્ત થાઓ એ મારો આશીર્વાદ છે. જુઓ સ્થાવર જંગમના નિયામક પરમાત્માએ પોતે શું કહ્યું છે. તે હું આપને ટુંકમાં કહું છું તે આપ ધ્યાનમાં રાખશો.

---

# ગોપીઓના પ્રત્યે શ્રી કૃષ્ણુચંદ્ર પર-માત્માએ શું કહ્યું છે!



શ્રી પૂર્ણ પુરૂષોતમ શ્યામસુન્દર શ્રી કૃષ્ણુ ભગવાનની પાસે જ્યારે વ્રજવાસી ગોપીઓ દર્શન કરવાને ગઈ ત્યારે શ્રીમુખથી પરમાત્માએ આજ્ઞા કરી કે:—હે વ્રજ-વનિતાઓ! હે પ્રેમલક્ષણા ભક્તિપરાયણ સુંદરીઓ

" दुः शीलो दुर्भगो वृध्धो जडो सेव्य धने पिवा " ॥
" पतिः स्त्रीभिर्न हातव्यो लोके प्सुभिरपातकी " ॥ ७७ ॥
" भर्तुः शुश्रुषणं स्त्रीणां परो धर्मोह्य मायया "
" तद् बन्धुनां च कल्याण्य प्रजानांचानु पोषणं " ॥ ७८ ॥
" अस्वर्ग्यम यश स्यंच फलगु कृच्छं भयावहम् " ॥
" जुगुप्सितंच सर्वत्र औपपत्यं कुलस्त्रिया " ॥ ७९ ॥

( श्रीमद् भागवत, दशमस्कंदः )

ભાવાર્થ:—ભગવત્ શ્રીકૃષ્ણુચંદ્ર પોતે ગોપીઓને કહેવા લાગ્યા કે:—હે કલ્યાણીઓએ અર્થાત્ પોતાના સ્વધર્મ પરાયણ પતિવ્રત સમલંકૃત કલ્યાણરૂપ સ્ત્રીઓએ પોતાનો પતિ નઠારા સ્વભાવવાળો હોય, અથવા ભાગ્યહિન હોય; કિંવા વૃદ્ધ હોય; વા જડ હોય, રોગી હોય, નિર્ધન હોય, તથાપિ પણ તેવા પતિનો ત્યાગ ન કરવો; એ પ્રમાણે જ્યારે સ્ત્રીઓ આચરણ કરે છે ત્યારેજ તે સ્વર્ગ લોકને પ્રાપ્ત થાય છે. સ્રીઓનો એજ પરમ સનાતન ધર્મ છે કે હમેશાં નિષ્કપટ ભાવથી પોતાના પતિની શુશ્રુષા ( સેવા ) કરવી; તથા તે પતિના સંબંધી વર્ગની પણ યથોચ્ચિત સેવા કરવી; પ્રજાનું પાલન કરવું તથા સર્વાતે શુભાચરણ રાખવું પરંતું પોતાના પતિ સાથે

કપટકરી અનિત્ય ( ખરાબ ) આચરણ કરવું તે તો સ્વર્ગના રસ્તાને નાશ કરે છે; અપકીર્તીને આપે છે; તથા ભય પ્રદાયક હોય છે; તેમજ તે કાર્ય તુચ્છ, અને નિંદિત છે માટે તેવા અનિત્ય આચરણ કરવાની ઈચ્છા બીલ્કુલ પણ કયારે કરવી નહિ. એજ મારો આપને પરમોપદેશ છે. અને હમેશાં દુરાચારથી દુર રહી સદાચારમાં પ્રીતી રાખવી એજ આપને મારી શુભાજ્ઞા છે તે પ્રત્યે આપ લક્ષ આપશો. જુઓ સદાચાર અને દુરાચારમાં શું જુદા પાડ્યું છે.

## સદાચાર અને દુરાચાર.



સનાતન ધર્મ પરાયણ સુન્દરીઓ! સાંભળો મનુધર્મ શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

आचारः प्रथमो धर्मः नृणां श्रेयस्करो भवेत् ॥
इहलोके परार्कीर्ति परत्र परमं सुखम् ॥ ८० ॥
आचारा ल्लभते ह्यायुः आचारा दीप्सिता प्रजाः ॥
आचारा द्धन मक्षयमाचारो हनत्यलक्षणम् ॥ ८१ ॥
सर्व लक्षण हीनोऽपि यः सदाचार वान्नरः ॥
श्रद्धधनो निसुयश्च शतं वर्षाणी जीवती ॥ ८२ ॥
एवमाचरतो द्रष्टवा धर्मस्य मुनयो गातिम् ॥
सर्वस्य तपसो मुलमाचारं जगृहु परम् ॥ ८३ ॥

ભાવાર્થઃ—મનુષ્યનો આચાર એજ મુખ્ય ધર્મ છે; અને એ આચારજ કલ્યાણકારક છે; એટલું નહિં પરંતુ આ લોક અને પરલોક પણ આચારથીજ સુધરે

છે; ( ૧ ) આચારથી આયુષ્ય વૃધ્ધિને પામે છે; સદાચારથી પ્રજા મનેચ્છા પ્રમાણે ઉત્તમ થાય છે; સદાચારથી અખુટ ધનની પ્રાપ્તિ થાય છે; અને આચારજ અશુભફળ ઉપજાવનારા અપલક્ષણોનો નાશ કરી આપે છે; ( ૨ ) યદપિ અન્ય સારાં લક્ષણથી હીણુ હોય પરંતુ જે પુરૂષ સદાચારમાં પ્રવર્તે છે; વેદ શ્રૃતિ, સ્મૃતિ વિગેરે સત્શાસ્ત્રોના વાકયમાં શ્રદ્ધાવાન્ છે; અને પારકાં છિદ્ર પ્રકાશિત કરવાની જેની ટેવ નથી તે પુરૂષ બરાબર સો વર્ષ સુધી જીવે છે ( ૩ ) એ પ્રમાણે આચારથીજ ધર્મ પ્રાપ્તિ થાય છે; એ પ્રમાણે જયારે શિષ્ઠ—આપ્ત—મહર્ષિઓને જોવામાં આવ્યું ત્યારે સમ્પૂર્ણ તપશ્યાના મૂળરૂપ આચારનેજ માન્ય કરવા લાગ્યા. ( ૪ ) જે મનુષ્ય પોતાના આચારને છોડી અનાચારમાં પ્રવેશ કરે છે, તે મનુષની આ સંસારમાં મહાન્ દુર્દશા થાય છે. અને પુનઃ પુનઃ ચોરાસીની ખાણુમાં ભમી રીબાઈ—રીબાઈ ગર્ભવાસ, અને નરકવાસ, જેવા મહાન્ દુઃખનો ભોકતા થાય છે. એટલા માટે પ્રાણાંત થઈ જાય તો પણ—પોતાના પવિત્ર આચારનો પરિત્યાગ કરવો નહિં. સાંભળો દુરાચાર માટે પણ મનુભગવાન્ શું કહે છે.

दुराचारो हि पुरुषो लोके भवति निन्दित ॥
दुःख भागी च सततं व्याधितोऽल्पायुरेवच ॥ ८४ ॥

ભાવાર્થઃ—જે દુરાચારી પુરૂષ છે. તે સંસારમાં સજ્જન પુરૂષોની વચ્ચે નિન્દાપાત્ર, દુઃખ ભાગી, અને નિરંતર વ્યાધી યુકત થઈને અલ્પાયુ ( થોડી આયુષ્ય ) નો પણ ભોકતા ( ભોગવનારો ) થાય છે એટલા માટે દુરાચારથી દુર રહેવું એજ યોગ્ય છે.

मनहरवृत्त

दुराचार थकी बहु संसारमां दुः ख थाय ॥

दुराचार थकी दुष्ट जनमां लेखाय छे
दुराचार थकी निंदा थाय सदा सज्जनोमां
दुराचार थकी पुण्य पुर्वनां पलाय छे
दुराचार थकी लांबी आयुष्यते अल्प थाय
दुराचार थकी अधोगतिने पमाय छे
ब्रह्मऋषि प्रभाकर दुराचारी मनुष्यनी
जींदगी अमुल्य तेतो फोकटमां जायछे. ॥ ७૯ ॥

( श्री ब्रह्मर्षि बोधमाला. )

હે પવિત્ર બ્હેનો ! એ પ્રમાણે દુરાચારને દૂરથીજ આદેશ ( નમસ્કાર) કરી-સદાચાર પરાયણ થવું જોઇએ સદાચાર અને દુરાચાર એ સમ્બંધી જ્ઞાન વિદ્યાથી ઉત્પન્ન થાય છે. માટે સ્ત્રી જાતિએ સદ્‌વિદ્યા અવશ્ય સમ્પાદન કરવી જોઇએ. જે મનુષ્ય વિદ્યાથી વિહિન છે તે પશુસમાન છે. અને વિદ્યાથી શું શું લાભ થાય છે તે હું આપને યથા બુદ્ધિ કહું છું. તે ઉપર આપ ધ્યાન આપશો. સાંભળો વિદ્યામહાત્મ્ય વિષે ઋષિ મૂનિઓએ પોતાના કેવા અભિપ્રાઓ આપ્યા છે.

" શ્રી બ્રહ્મર્ષિ બોધમાલા "—જેમાં સદ્‌બોધ પ્રદાયક એકસોને આઠ ( ૧૦૮ ) મનહરછંદો વિવિધ વિષયો ઉપર રચવામાં આવ્યા છે જેમની ઇન્છા એ પુસ્તક વાંચવાની હોય-તેમણે અમારી પાસેથી એ પુસ્તક મંગાવી લેવું.

## વિદ્યા ( સરસ્વતી ) મહાત્મ્ય.



પ્રિય બ્હેનો ! વિદ્યા ( સરસ્વતી ) ની ઉપાસના કરનાર મનુષ્ય પોતાના અમૂલ્ય જીવનને સાર્થક કરી સાર અને અસાર જાણવામાં સમર્થ થાય છે. વિદ્યાથી કર્તવ્યાકર્તવ્ય જ્ઞાતવ્યાજ્ઞાતવ્ય. મન્તવ્યામન્તવ્ય વિગેરેને

જાણી યથાર્થ સુખ ભોકતા થાય છે. વિદ્યા દેવીના પ્રભાવે દુઃસાધ્ય કાર્ય સુસાધ્ય થઈ શકે છે. આજ કાલ વિદ્યાની ઉપાસનાથી આપણુને નવા નવા ચમત્કાર જોવામાં આવે છે; વિદ્યાના પ્રભાવ દ્વારાજ વહ્નીનૌકા ( આગબોટ. ) વહ્નીરથ ( આગગાડી ) વિદ્યુતશકટિકા ( વિજળીક ટ્રામ ) વિગેરેથી આજ પોતાની પ્રચંડ ગતિથી મનુષ્યોની મતિને મોહીત કરી દીધી છે. પૂર્વ કાળમાં આપણા ભરતખંડમાં બહુજ વિદ્યા હતી. એ પ્રમાણે સર્વ શાસ્ત્રો મુકત કંઠથી વર્ણન કરે છે. હમણાં પણ અન્ય દેશોમાં જે કંઈ વિદ્યા જોવામાં આવે છે. તે સર્વ આપણા ભરતખંડમાંથીજ તે દેશોમાં ગઇ છે. એમ આપણેજ નહિં કિન્તુ પાશ્ચાત્ય વિદ્વાનો નાના પ્રકારના પ્રમાણો દ્વારા પ્રતિપાદન કરે છે. હાલ મેસ્મેરિઝમ નામની એક વિદ્યા—કે જે થોડા વર્ષ ઉપરથી એક આંગલભૂમિ નિવાસી સંશોધક મેસ્મેર નામકે શોધી કાઢી છે. જેને જોઈ હજારો લોકો આશ્ચર્ય થઇ ગયા છે. પરંતુ એજ વિદ્યા—આપણા ભરતખંડ નિવાસી મનુષ્યોમાં તો શું પણ વાન્દર જાતિમાં પણ હતી. જ્યારે દશાનન ( રાવણ ) ની સભામાં અંગદ વિષ્ઠી નિમિત ગયો, ત્યારે તેણે પોતાનો પગ રાખી રાવણને કહ્યું કે અરે હે મદાંધ નિશાચરાધિપ ! આ પગને જરા હલાવતો તારાથી હાલે છે ! એ પ્રમાણે તેણે ત્યાં એજ વિદ્યાનો પ્રયોગ કર્યો હતો. અને એ વિદ્યા તો આપણી યોગ વિદ્યામાંનો હજી એકજ ભાગ છે. પરંતુ હમણાં તેજ અમૂલ્ય વિદ્યાથી આપણે હાલ પતિત થયા છઈએ. એ કંઈ આપણી અલ્પ ભૂલ નથી ! જે જે દેશમાં જ્યારે જ્યારે વિદ્યાની ઉન્નતિ થાય છે તે તે દેશ ત્યારે ત્યારે ઉન્નતિપદને પ્રાપ્ત થાય છે. અને જે જે દેશમાં જ્યારે જ્યારે વિદ્યાની અવન્નતિ થાય છે ત્યારે

ત્યારે તે તે દેશની પણ અવનતિ થાય છે. સાંભળો શતપથ નામના વેદ પુસ્તકમાં શું કહ્યું છે.

विद्यया तदारोहन्ति यत्र कामा: परागता: ॥
नतत्र दक्षिणा यान्ति ना विद्वा * सस्तपस्विनः ॥ ८६ ॥
शतपथ. कांड० १० प्रपाठक० ४ ब्रा० २ कं १६.

ભાવાર્થ:—વિદ્યાના પ્રભાવથી મનુષ્ય તે પદને પ્રાપ્ત થાય છે કે જ્યાં સર્વ સુખોની અવધિ ( સીમા ) છે. તથા જે પદાર્થ-ધન, ચાતુર્યતા, વિદ્યા વગરના તપથી પ્રાપ્ત થતા નથી તે સર્વ પદાર્થો વિદ્યાના પ્રતાપથી પ્રાપ્ત થાય છે. સાંભળો એવીજ રીતે બૃહદારણ્યક નામક ઉપનિષદમાં પણ કહ્યું છે કે:—

विद्यया देव लोको वै लोकाना *
श्रेष्टस्तस्माद्विद्यां प्रश * सान्ति ॥ ८७ ॥

ભાવાર્થ:—જે મનુષ્ય વિદ્યાભ્યાસ કરે છે; તેજ પુરૂષ દેવતાના સ્થાનને પ્રાપ્ત થાય છે; એજ હેતુથી વિદ્યાની પ્રશસ્તિ પ્રશંસા કરવામાં આવે છે. એજ પ્રમાણે ઐતરીય નામક ઉપનિષદમાં પણ લખ્યું છે કે:-

विद्यया जयन्ति लोकान् ॥
ऐतरीय उपनिषद् वाक्य ॥ ८८ ॥

ભાવાર્થ:—વિદ્યાથીજ લોકોને જીતાય છે અર્થાત્ વિદ્યાદ્વારાજ આ લોક ( જગત્ ) માંથી મુકત થવાય છે; જુઓ મહર્ષિ યાસ્કાચાર્ય નિરૂકત નામક શાસ્ત્રમાં પ્રતિપાદન કરે છે કે:-

विद्यातः पुरुष विशेषो भवति ॥ ८९ ॥
निरुक्त ९ पुर्वव० अ० १ पा० ५ खंड २

ભાવાર્થ:—વિદ્યાથીજ પુરૂષ સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠતમ અને માનનીય થાય છે.

**विद्ययाऽमृत मश्नुते ॥ मनुधर्मशास्त्र ॥ १० ॥**

**ભાવાર્થઃ**--વિદ્યાવડેજ પરમ અમૃત સમાન સુખની પ્રાપ્તી થાય છે.

એ પ્રમાણે જયારે આપણા ભારતવર્ષ ( ભરતખંડ) માં ઉદ્‌ભવેલા સ્ત્રી-પુરૂષો વિદ્યાભ્યાસ કરી સર્વ વિદ્યામાં નિપૂણ, અને વિદ્વાનો થતા હતા તે સમયમાં આપણો આ ભરતખંડ દેશ, બળ, બુદ્ધિ, પરાક્રમ, ઐશ્વર્યાદિ સર્વ પદાર્થોમાં અન્ય સર્વ દેશોથી શ્રેષ્ઠ ગણાતો હતો. પરંતુ વર્તમાન સમયમાં આ આપણા ભારતવર્ષમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો ઉર્ધ્વ લિખિત સદ્વિદ્યાથી રહીત થઇ જવાથી આજ પોતાના સર્વ પ્રકારના સુખોથી વિમૂખ થઇ બેઠા છે. કારણ કે સૃષ્ટિના સર્વ વિદ્વાન્ પુરૂષોનું આ સ્વતંત્ર સિદ્ધાન્ત છે કેઃ- દેશની ઉન્નતિ વિદ્યા ઉપરજ નિર્ભર છે. સાંભળો ભોજપ્રબંધમાં લખ્યું છે કેઃ-

**मातेव रक्षति पितेव हिते नियुङ्क्ते**
**कान्तेव चाभिरमयत्यपनीय खेदम्**
**कीर्तिंच दिक्षु विमलां वितनोतिलक्ष्मीं**
**किंकिंनसाधयति कल्पलतवेविद्या ॥ ११ ॥**

**ભાવાર્થઃ**-જે પ્રમાણે જનની ( માતા ) પોતાના પુત્રનું પાલન, પોષણ, તથા રક્ષણ કરે છે એજ પ્રમાણે વિદ્યા પણ મનુષ્યનું પાલન, પોષણ, તથા રક્ષણ કરે છે. યદ્યપિ માતા પોતાના આત્મજ ( પુત્ર ) નું માત્ર બાલ્યાવસ્થામાંજ રક્ષણ કરે છે; પરંતું વિદ્યારૂપ માતાનો સર્વ ( બાલ, તરૂણ વૃદ્ધાદિ ) અવસ્થામાં મનુષ્યની રક્ષા કરે છે; જેવી રીતે પિતા પોતાના પુત્રનું જે કાર્યમાં હિત્ત હોય તેવાજ ઇષ્ટ કાર્યમાં પુત્રને યોજે છે; એવીજ રીતે વિદ્યા રૂપ પિતા પણ મનુષ્યને કર્તવ્યાકર્તવ્ય ( કરવા લાયક ન કરવા લાયક ) ની સમજણ આપી કર્તવ્યમાંજ

પ્રવર્તાવે છે; જેવી રીતે પતિવૃત્ય ધર્મપરાયણ સ્ત્રી પોતાના પતિને સર્વ પ્રકારે સુખ આપે છે; કિન્તું દુઃખ થવા દેતી નથી તેવીજ રીતે વિદ્યારૂપ સ્ત્રી પણ મનુષ્યને સર્વ પ્રકારનાં સુખો આપી–દુઃખમાંથી રક્ષા કરે છે એટલુજ નહિં પરંતુ વિદ્યા. એવી વસ્તુ છે કેઃ— મનુષ્યની સંસારમાં મહત્ કીર્તિનો વિસ્તાર કરી યથેચ્છ ધનની પ્રાપ્તી કરાવે છે; અહો! વિશેષ તો શું!! પરંતુ સંસારમાં એવી કઇ વસ્તું છે કેઃ—જે વિદ્યા રૂપ કલ્પલતાથી પ્રાપ્ત ન થઈ શકે!!!

સાંભળો શ્રીયુત વિષ્ણુશર્મા વિરચિત હિતોપદેશ નામક શાસ્ત્રમાં શું કહ્યું છે;

**सर्व द्रव्येषु विद्यैव द्रव्यमा हुरनुत्तमम् ॥**
**अहार्य्यत्वादन र्ध्यत्वादक्षयत्वाच्च सर्वदा ॥ ९२ ॥**

ભાવાર્થઃ—સર્વ ધનોમાં વિદ્યા રૂપી ધન ઉત્તમ છે. કારણ કે વિદ્યા રૂપી ધનને તસ્કર (ચોર) લોકો ચોરી શકતા નથી, તેમ વિદ્યા રૂપી ધનનો નાશ પણ થતો નથી; તથા અમૂલ્ય હોવાથી કંઇ મુલ્ય આપવાથી પણ બજારમાંથી "વિદ્યા" પ્રાપ્ત થઇ શકતી નથી એ માટેજ તે સર્વદા અક્ષય છે.

**विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम् ॥**
**पात्रत्वा द्धन माप्नोति धनाद्धर्मं ततः सुखम् ॥ ९३ ॥**

ભાવાર્થઃ—વિદ્યાથી વિનય (નમ્રતા) ની પ્રાપ્તી થાય છે; નમ્રતાથી મનુષ્ય સત્પાત્રપણાને પામે છે; સત્પાત્રપણાથી ધન, અને ધનથી ધર્મ તથા ધર્મથી સર્વ પ્રકારનાં સુખની પ્રાપ્તી થાય છે. એજ પ્રમાણેઃ— સાંભળો!

**अनेक शंसयोच्छेदि परोक्षार्थस्य दर्शकम् ॥**
**सर्वस्य लोचनं शास्त्रं यस्यनास्त्यन्ध एवसः ॥ ९४ ॥**

ભાવાર્થઃ—સર્વ સંશયોને છેદન કરનાર, પરોક્ષ ( અપ્રત્યક્ષ ) પદાર્થોની રૂડે પ્રકારે બોધ આપનાર સર્વ સંસારની ચક્ષુરૂપ એવો શાસ્ત્રરૂપ વિદ્યા જેની પાસે નથી તે અંધજ છે. અર્થાત્ ચર્મચક્ષુ સિવાય જેમ કોઇ વ્યાવહારિક કાર્ય થઇ શકતું નથી. તેમ વિદ્યારૂપ જ્ઞાન ચક્ષુ સિવાય પણ કોઇ પારમાર્થિક કાર્ય થઇ શકતું નથી.

हर्तुर्याति नगोचरं किमपिशं पुष्णातियत्सर्वदा ॥
ह्यर्थिभ्यः प्रतिपाद्यमानमनिशं प्राप्नोति वृध्धिंपराम ।।
कल्पान्ते ष्वपिन प्रयाति निधनं विद्यारव्य मन्तर्धनम् ॥
येषांतान्प्रतिमान मुञ्झत नृपाः कस्तै सहस्पर्धते ॥ ९५ ॥

( श्रीभर्तृहरि नीति शतक )

ભાવાર્થઃ—વિદ્યા એ એક એવા પ્રકારની વસ્તુ છે કે; જે ચોર લોકોની પણ નજરે પડી શકતી નથી; અને સર્વદા સુખનીજ આપનારી છે; અધ્યયન કરનારાઓને તે સદા કલ્યાણ ( મોક્ષ ) દાયિની ( આપનાર ) થાય છે; તથા સર્વદા પોષણ કરે છે; પ્રતિદિન વિદ્યાર્થિ પ્રત્યે પ્રદાન કરવાથી ઉલટું વૃધ્ધિને પ્રાપ્ત થાય છે; એ પ્રમાણે વિદ્યાનો કલ્પાન્તરમાં પણ નાશ થતો નથી એવું વિદ્યારૂપી ગુપ્ત ધન જેની પાસે છે; તેની બરાબરી, કોણ કરી શકે છે; માટે રાજર્ષિ ભર્તૃહરિ કહે છે કેઃ—હે રાજાઓ ! તમે વિદ્વાન પુરૂષોની સન્મુખ કયારે પણ અભિમાન કરો નહિં, કેમકેઃ—

विद्यानाम नरस्य रुपमाधिकं प्रच्छन्न गुप्तं धनं ॥
विद्या भोगकरी यशः सुख करी विद्या गुरुणां गुरुः ॥
विद्या बन्धुजनो विदेश गमने विद्यापरं दैवतम् ॥
विद्याराजसुपुजिता नतुधनं विद्या विहीन पशुः ॥ ९६ ॥

**ભાવાર્થ**:—વિદ્યા એ મનુષ્યનું અધિક રૂપ છે; ગુપ્ત ધન છે; ભોગ, યશ, ને આપનારી પણ વિદ્યાજ છે; તેમ વિદ્યા શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે; વિદેશમાં બન્ધુ ( ભાઈ ) ની સમાન રક્ષક, અને રાજા લોકોમાં પૂજાવવાની અનૂપ સામગ્રી છે એટલા માટે જે પુરૂષમાં વિદ્યા નથી તે મનુષ્ય નથી કિન્તુ મનુસ્યના આકારમાં માત્ર પશુ છે; ગુરૂની ગુરૂરૂપ વિદ્યા અને પરમદૈવતરૂપ વિદ્યાજ છે. ધનની પૂજા થતી નથી વિદ્યાની પૂજા થાય છે.

**नचोर हार्य नच राजहार्य न भ्रातृभाज्यं नच भारकारी॥**
**व्यये कृते वर्धत एवनित्य विद्याधनं सर्वधन प्रधानं ॥१७॥**

**ભાવાર્થ**:—જે ( વિદ્યા ) ને ચોર ચોરી શકતા નથી: રાજાઓ લઈ શકતા નથી; ભાગીદારો ભાગ પડાવતા નથી; તેમ કોઇને ભાર પણ લાગતો નથી અને જેમ ખરચી નાંખે તેમ નિત્ય વૃધ્ધિને પામે છે એવું વિદ્યારૂપી ધન સર્વ ધનમાં પ્રધાન ( મુખ્ય ) છે. કારણ કે:—

**धनहीनो न हीनस्तु हय धन न्निमर्ले कुलम् ॥**
**विद्या विहीनोयः कश्चित् सहीनः सर्व वस्तुषु ॥ १८ ॥**

**ભાવાર્થ**:—જેની પાસે દ્રવ્ય નથી તે વાસ્તવમાં નિર્ધન નથી કિન્તુ જેની પાસે વિદ્યા રૂપિ ધન નથી તેજ યથાર્થ રીતે નિર્ધન ( ધન વગરનો ) છે. કારણ કે:—

**रुप यौवन सम्पन्ना विशाल कुल सम्भवाः ॥**
**विद्याहीना न शोभन्ते निर्गन्धा इव किंशुका ॥ १९**

**ભાવાર્થ**:—મનુષ્ય રૂપ, યૌવન સંપન્ન અને વિશાળ કુલમાં ઉત્પન્ન થયો હોય પરંતુ સુગંધી રહિત કિંશુક ( પુષ્પ ) ની પેઠે વિદ્યાવિના શોભાને પામતો નથી.

**विद्यावा न्यूज्यते लोके ना विद्यः परिपूज्यते॥**

ભાવાર્થ:—વિદ્યાવાનનીજ સંસારમાં પૂજા અને પ્રતિષ્ઠા થાય છે; અવિદ્વાનની નહિંજ.

**धर्माधर्मों न जानति लोकोऽयं विद्यया विना ॥**
**तस्मात्सदैव धर्मात्मा विद्यादान समाचरेत् ॥ १०० ॥**

ભાવાર્થ:—વિદ્યા સિવાય મનુષ્યને ધર્માધર્મ એટલે ધર્મ અને અધર્મના યથાર્થ સ્વરૂપની પ્રાપ્તી થઈ શકતી નથી; તે માટે ધર્માત્મા પુરૂષોને ઉચિત છે કે:—સ્વયં-વિદ્યાભ્યાસ કરી બીજા પુરૂષોને પણ વિદ્યાપ્રદાન કરી ઉન્નતિ કરાવે. સાંભળો ! મહાભારતના શાંતિપર્વમાં નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રત સમલંકૃત ભિષ્મપિતામહ શું કહે છે; "**नास्तिविद्या समंचक्षु**" ॥ અર્થાત્ વિદ્યાની બરાબર સંસારમાં અન્ય કોઇ પણ નેત્ર નથી તેમજ

**पुरुषं साहस क्लेशा ग्रर्जन नायास कारिणम ॥**
**लक्ष्मी विंमुंचति क्वपि विद्याऽभ्यस्ता न मुञ्चति ॥ १०१ ॥**

ભાવાર્થ:—યદપિ ઘણા પ્રકારનાં દુ:ખોથી ઉત્પન્ન કરેલા દ્રવ્યનું વિનાશ થવું સંભવ છે; તથાપિ સમ્યક પ્રકારેથી અધ્યયન કરેલી વિદ્યાનું નાશ કયારે પણ થઇ શકતું નથી; એ પ્રમાણે મહર્ષિ વશિષ્ઠજી વર્ણવે છે કે:—

**किंतस्य मानुषत्वेन बुध्धिर्यस्य न निर्मला ॥**
**बुध्यापि किं फलं तस्य येन विद्या न संचिता ॥ १०२ ॥**

ભાવાર્થ:—જે પુરૂષમાં બુદ્ધિ નથી તેને કદાપિ મનુષ્ય શરીરની પ્રાપ્તી થઇ ગઇ તો પણ તેથી કંઇ લાભ થતો નથી; કદાચિત્ બુદ્ધિ હોય પરંતુ તે મનુષ્યે વિદ્યાભ્યાસ કર્યો નહિં તો વિદ્યા વગરની બુદ્ધિથી તેને કિંચિત્ માત્ર પણ ફળની પ્રાપ્તી થતી નથી જુઓ નીતિશાસ્ત્રકાર

શ્રીમાન્ શુક્રાચાર્યજી પોતાની શુક્રનીતિ નામક શાસ્ત્રમાં શું કહે છે!

**विद्याधनं श्रेष्ठतरं तन्मूल मितरद्धनम् ॥**
**दानेन वर्धते नित्यं न भाराय न नीयते ॥ १०३ ॥**

**ભાવાર્થ**:—વિદ્યા રૂપી દ્રવ્યજ બીજા સર્વ દ્રવ્યો થી ઉત્તમ છે; કારણ કે દેવાથી વૃદ્ધિને પામે છે; તેમજ ઉપાડવું પડતું પણ નથી: એટલુંજ નહિ પરંતુ ધનની રક્ષા વિગેરે પણ વિદ્યાથીજ થાય છે; તેમજ મહર્ષિ શ્રી જૈમિનીએ પોતાના પૂર્વ મીમાંસા નામના શાસ્ત્રમાં લખ્યું છે કે:—

**विद्या प्रशंसा ॥ पूर्वमीमांसा. अध्याय. पाद०२ ॥ १०४ ॥**

**ભાવાર્થ**:—વિદ્યાથીજ મનુષ્ય સુશોભિત અને પ્રશંસનીય થાય છે. એજ પ્રમાણે આચાર્ય શ્રી જૈમિનીના સૂત્રના ભાષ્યમાં શ્રીમાન શબર સ્વામીએ લખ્યું છે કે:—

**शोभतेऽस्यमूखम् ॥ १०५ ॥**

વિદ્યાથીજ મુખની શોભા છે. એટલુંજ નહિં પરંતુ સંસારિક સુખોથી અધિક પારમાર્થિક સુખ ( મોક્ષ ) ની પ્રાપ્તી પણ વિદયાથીજ થાયછે. સાંભળો મહર્ષિ શ્રી કણાદ આચાર્યે વેદના ષટ શાસ્ત્રમાંના વૈશેષિક શાસ્ત્રમાં લખ્યું છે કે:—

**विद्यवत् निर्धारणात् ॥ १०६ ॥**

અર્થાત્ મોક્ષનુ સાંધન કેવળ વિદ્યાજ છે. તેમજ નીતિશાસ્ત્ર રચયિતા ચાણાક્ય નામક મૂનિ કહે છે કે:—

**शुनः पुच्छमिव व्यर्थं जीवितं विद्यया विना ॥**
**न गुह्य गोपने शक्तं नच दंश निवारणे ॥ १०७ ॥**

**ભાવાર્થ**:—વિદ્યા વિનાનું મનુષ્યનું જીવિત શ્વાનના પુંછડાંની પેઠે વ્યર્થ છે; કારણ કે શ્વાનનું પુંછડું જેમ ગુહ્ય

ભાગને આચ્છાદન કરી શકતું નથી તેમ તે માંખીઓને ઉડાડવામાં પણ ઉપયોગી થતું નથી. એ પ્રમાણે વિદ્યા સંબંધી વેદ, ઉપનિષદ્, શ્રુતિ, સ્મૃતિ વિગેરે સચ્છાસ્ત્રોમાં બહુ પ્રકારે ઉલ્લેખ કરવામાં આવેલ છે. અત્ર તો આપને આ સંક્ષિપ્તજ પ્રમાણ વાકયો કહેવા ઉચિત ધાર્યું છે કારણ કે હવે વિશેષ સમય નથી. અને એટલાં પ્રમાણો પણ આપ સવ અધિકારિણીઓ ને બહુજ છે. હવે માત્ર વિચારવાનું એટલુંજ છે કે આપણી સ્ત્રી જાતિને વિદ્યાભ્યાસનો અધિકાર છે કે નહિ. તે ઉપર હું આપની પાસે આવતી કાલે મારો શાસ્ત્રીય વિચાર સંભળાવીશ જેને આપ સર્વ એકાગ્રચિત્ત પૂર્વક શ્રવણ કરશો. એ પ્રમાણે શ્રી સુરેન્દ્ર બાલાએ કહી પોતાના પંચમ દિવસનું વ્યાખ્યાન સમાપ્ત કર્યું જેથી સર્વ સ્ત્રી સમાજ શ્રીમતી સુરેન્દ્ર બાલાના સદ્ બોધની પ્રશંસા કરી પોત પોતાના આશ્રમ પ્રત્યે ચાલતી થઇ.

---

## ષષ્ઠ દિવસ સમારંભ સ્ત્રી વિદ્યાભ્યાસ વિચાર,



જયજય યોગિની સુરેન્દ્રબાલા ‘જયજય મહાદેવ’ જયજય અધમ ઉદ્ધારિણી સાક્ષાત્ જગદમ્બા સ્વરૂપ “શ્રી સુરેન્દ્રબાલા” “જયજય પતિવ્રતા ધર્મ પ્રબોધિની પવિત્ર મૂર્તિ” “જયજય શ્રી જગત્ જનની” વિગેરે અનેક પ્રકારના વિશેષણો દ્વારા શ્રી સુરેન્દ્રબાલાની પ્રશંસા કરતી એક પછી એક મણિપુર નિવાસી સ્ત્રી વર્ગ શ્રીમન્ શશિશેખર નામક

મંદિરમાં આવવા લાગી. વ્યાખ્યાન સમય સુધીનો આજે મણિપુર નિવાસી આબાલ વૃદ્ધ સ્ત્રી સમાજ એકત્ર થયેલી જોવામાં આવતી હતી; શ્રી સુરેન્દ્રબાલાની અસ્ખલિત વાકધારા, તથા વૈદિક સિધાન્તાનુસાર યથાર્થ સદ્‌બોધ, અને દ્રષ્ટાન્ત સિધાન્તદ્વારા સ્વિકૃત વિષયનું પ્રતિપાદન વિગેરેથી શ્રી સુરેન્દ્રબાલાએ સર્વના અંતઃકરણને આકર્ષી લીધાં હતાં વ્યાખ્યાન સમય થયો એટલે શ્રી સુરેન્દ્રબાલા પોતાના આશ્રમમાંથી બહાર આવી પાદુકાથી પૃથ્વિને પાવન કરતી સભાના મધ્ય ભાગમાં સજ્જીત થયેલ ઉચાસન ઉપર બિરાજી જે સમયે કેટલીક મણિપૂર નિવાસી સ્ત્રી સમાજે આહ્‌લાદ પામી શ્રી સુરેન્દ્રબાલા ઉપર સુવાસિત પુષ્પ વૃષ્ટિ કરી પોતાના અહો ભાગ્ય સમજવા લાગી. ત્યાર બાદ નિત્ય નિયમ પ્રમાણે શ્રી સુરેન્દ્રબાલાનું પૂજન કરી, આરતી ઉતારવામાં આવી. એ પ્રમાણે સમગ્ર સભા મહદાનન્દરૂપ અબ્ધિમાં અવગાહન કરતી જોઈ. શ્રી સુરેન્દ્રબાલાએ- “ જયહો વેદ વિદ્યા સમ્પન્ન સતી સુન્દરીઓનો ” એ પ્રમાણે મંગલાચરણ કરી વ્યાખ્યાન આરંભ કરતાં જણાવ્યું કેઃ—

સદ્‌ગુણ સમ્પન્ન બહેનો ! આ શરીર ઉપર આપની આટલી શ્રધ્ધા જોઈ મને આનંદ ઉદ્‌ભવે છે. પરંતુ તે સર્વ આપનો ધર્મ છે; હું તો આપને માત્ર વૈદિક સિધ્ધાન્ત ( સનાતન ધર્મ ) અનુસાર બે બોલજ કહું છું માટે આ આપની ભગિની ( બહેન ) ઉપર આપની સર્વની કૃપા દ્રષ્ટિજ જોઇએ મને બહારની ભાવના પ્રિય નથી. કારણ કે, આ શરીર વિરકત છે. તથાપિ આટલી બધી આપની મમતા જોઇ આપની સેવાને સ્વિકાર કરૂં છું ( સ્ત્રી સમાજ તરફથી કરતલધ્વની—જયજય શબ્દોચ્ચાર. અને પુનઃ પુષ્પ વૃષ્ટિ થવા લાગી, અને

અમારો આજ સર્વના ધન્ય ભાગ્ય કે આપ સમાન્ તત્વદર્શિની સાધ્વીના દર્શન થયા. એ પ્રમાણે ચારે બાજુથી એક સ્વરે શબ્દ ઘોષ થયો.

પ્રિય બ્હેનો ? ગઈ કાલે મેં આપને વિદ્યા મહાત્મ્ય વિષે ભિન્નભિન્ન શાસ્ત્રકાર રૂષિ મહર્ષિઓના સંખ્યાબંધ પ્રમાણો સંભળાવ્યા છે. હવે આજે આપણી સ્ત્રી જાતીને વિદ્યાભ્યાસનો અધિકાર છે કે નહિ ! એ વિષય ઉપર હું મારી બુદ્ધિ અનુસાર બે શબ્દ કહિશ આજનો વિષય ગહન છે. શાસ્ત્રીય છે જેથી આપ યથાર્થ રીતે લક્ષ આપશો એમ પુનઃ હું આપને સુચના કરૂં છું. આ સંસારમાં મનુષ્ય શરીરને પ્રાપ્ત થઈ જેણે વિદ્યાભ્યાસ કર્યો નથી તેનું જીવન આ સંસારમાં નિષ્ફળ ગણાય છે. વિદ્યાભ્યાસનો અધિકાર પુરૂષ અને સ્ત્રી એ ઉભયને છે. એમાં કોઈ પણ પ્રકારનો શંસય નથી. આ મારો નિશ્ચિત્ સિદ્ધાંત છે. કેટલાક વિદ્યા વિહિન મૂર્ખ અવિદ્યા ગ્રસિત પુરૂષોનું એ કથન છે કેઃ—સ્ત્રી વર્ગને વિદ્યાભ્યાસની શી જરૂર છે ! અને સ્ત્રી વર્ગને ભણાવવાથી તે સુધરવાને બદલે ઉલટી બગડી જાય છે. પરંતુ સૂક્ષ્મ બુદ્ધિથી સમીક્ષા કરતાં આ કથન તેમનું સર્વથા ભૂલ ભરેલું છે. અહો ! વિદ્યા દેવીની ઉપાસનાથી કોણ અનિષ્ટ માર્ગમાં પ્રવેશ કરશે ! અરે ! ! સરસ્વતીની સેવાથી કોણ બગડી જાય ! ! કદાચ કોઈ મનુષ્ય વિદ્યાભ્યાસી દુરાચારી થાય તો તેમાં વિદ્યા દેવીનો કંઇ વાંક નથી પરંતુ તે કુપાત્રનોજ દોષ છે. અથવા તેણે યથાર્થ રીતે વિદ્યાભ્યાસ કર્યો નથી. કારણ કે દુરાચારી પુરૂષ અથવા સ્ત્રી કદી પણ વિદ્વાન કિંવા વિદુષી કહી શકાયજ નહિ; કેમકે વિદ્યા તો તેનુંજ નામ છે કે જેનાથી સચ્છાસ્ત્ર વિહિત ધર્માચાર પ્રમાણે આચરણ કરવામાં આવે જે જે મનુષ્યો શુભાચાર–વિચારના અભ્યાસી છે, હું તો તેને

પણ વિદ્યાભ્યાસીજ કહું છું. કેમકેઃ--" વિદ્યા " એટલે શું !" એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં ઋષિ મૂનિઓએ વિદ્યાનું લક્ષણ આ પ્રમાણે યોજ્યું છે કેઃ--

**वेत्तियथावत्तत्व पदार्थ स्वरुपंयया सा विद्या "॥ १०८ ॥**

**અર્થાતઃ**--જેનાથી પોતાના યથાર્થ સ્વરૂપ ( ધર્મ ) ની પ્રાપ્તી થાય તેનું નામ વિદ્યા. પરંતુ એકાદ બે આડાં પોથાં થોથાંને શીખી જે પુરૂષ કિંવા સ્ત્રી દુરાચારમાં પ્રવૃત્ત થાય તો તેને હું અવિદ્યાભ્યાસીજ કહીશ. કારણ કે માત્ર એકાદ બે ગ્રંથ શીખવાથીજ કંઇ વિદ્યાભ્યાસી થઇ શકાતું નથી. કિંવા બે ચાર-આડાં અવળાં થોથાં પોથાંઓને શિખવાથીજ કંઇ વિદ્યા શીખ્યા એમ નથી-કારણ કે જેનાથી સદ્‌માર્ગમાં પ્રવિષ્ઠ થવાય તેનુંજ નામ વિદ્યાભ્યાસ છે. પરંતુ અવિદ્યાના અભ્યાસથી કોઇ મનુષ્ય બગડે તો તેમાં શુધ્ધ, નિરવદ્ય, નિર્મલ, વિદ્યા દેવીનો વાંક નથી; કિન્તુ તેવા કુપાત્રનોજ અપરાધ છે. શું ! સમસ્ત સંસારને પુષ્ટિ કરનાર પય ( દુધ ) તાપવાળા મનુષ્યને અપ્રિયકર લાગે તો તેમાં પયનો અપરાધ છે કે તે તાપવાળા મનુષ્યનો ? રોગી મનુષ્યને વૈદ્યરાજ યથાર્થ ઔષધ પ્રદાન કરે અને તે રોગ ગ્રસિત મનુષ્ય પથ્ય (પરેજી) પાળે નહિં તો તેમાં દોષ વૈદ્યરાજનો કે પહેલા રોગી મનુષ્યનો ! એજ પ્રમાણે કદાચ કોઇ મનુષ્ય વિદ્યાભ્યાસ કરી અનિષ્ટ આચરણમાં પ્રવિષ્ઠ હોય તો તેને અધ્યયન કરાવનાર કિમ્વા વિદ્યા દેવીનો વાંક નથી; કિન્તુ તે તેની અપૂર્ણ વિદ્યાભ્યાસનુંજ પરિણામ સમજવું જોઇએ. જો સ્ત્રી જાતિને વિદ્યાભ્યાસ કરાવવામાં જગન્નિયંતા પરમેશ્વરની સંમતિ ન હોત તો સ્રી જાતિને પુરૂષની પેઠે બુધ્ધિ, નેત્ર, અંતઃકરણ, વિગેરે કદાપિ આપત નહિ, એથી સૃષ્ટિક્રમથી પણ સિધ્ધ થાય છે કેઃ—સ્રીજાતિને વિદ્યા

ભ્યાસ કરવાનો અધિકાર છે. વળી સ્ત્રીજાતિને વિદ્યાભ્યાસનો અધિકાર યુક્તિથી પણ સિધ્ધ છે; જેમકે જગન્નિયંતાએ ચક્ષુ ( આંખ ) ઇન્દ્રિય જોવાને માટે આપી છે જેથી ચક્ષુ દ્વારા જોવાનું કામ અવશ્ય લેવું જોઇએ; તેવીજ રીતે પરમ દયાળુ પરમપિતા પરમાત્માએ બુધ્ધિ વિદ્યા ગ્રહણ હિતાર્થે અર્થાત્ વિદ્યાભ્યાસ કરી સત્—અસત્, કર્તવ્યાકર્તવ્ય, ઉપાદેય ( ગૃહણ કરવા લાયક ) હેય ( ત્યાગ કરવા લાયક ) મન્તવ્યા મન્તવ્ય સિધ્ધાન્તનાં વિચાર માટેજ પ્રદાન કરી છે; જેથી વિદ્યા એ મનુષ્યના અંતઃકરણની એક દિવ્ય ચક્ષુ છે. જેવી રીતે ચર્મચક્ષુ ફોડવાવાળાને રાજ્યદંડ થાય છે એવીજ રીતે અંતઃકરણની આંખો ફોડવાવાળાને પણ રાજ્યદંડ થવાની આવશ્યકતા છે. યાવત્ ( જ્યાં સુધી ) ભારત વર્ષમાં સ્ત્રી શિક્ષણનો સમ્યક્ રીતે પ્રચાર નહિં થાય તાવત્ ( ત્યાં સુધી ) ભારત વર્ષની ઉન્નતિ થવી શશ સૃંગવત્ ( શશલાના શીંગડાની પેઠે ) છે કારણ કે જે ભૂમિકામાંથી સુન્દર જીવનરૂપ—અન્ન ઉદ્દભવે તે ભૂમિકાજ જ્યારે કલરવાળી હોય તો પછી અન્નની આશા કેમ રાખી શકાય ? તેવીજ રીતે સ્ત્રી જાતિરૂપ ભૂમિકામાંથી જે રત્નો પ્રગટ થાય તે ખાણુજ જ્યારે સંસ્કારી ન હોય તો પછી તેવા રત્નરૂપ વીરપુત્રોની ઉપલબ્ધિ કેમજ થઇ શકે ? માટે સ્ત્રી જાતિ તો રત્નોની ખાણુ છે અતએવ સ્ત્રી જાતિને તો અવશ્ય સંસ્કૃત કરવાની આવશ્યકતા છે. પૂર્વકાળમાં પણુ જ્યારે આપણા ભરતખંડમાંની સ્ત્રીઓ વિદ્યાભ્યાસી તથા સદાચાર પરાયણુ હતી ત્યારેજ આ દેશ અન્ય સર્વ દેશો કરતાં સર્વ પ્રકારે ઉત્કૃષ્ટ હતો. આ વાર્તા નિશંશય તથા યથાર્થજ છે. પ્રખ્યાત કવિશ્વર દલપતરામનું કથન છે કેઃ—

मनहरवृत्त.

छोटा छोकरां वरावी फावीशुं फुलावानुं छे,
फुलावानुं फोक ऐतो कांटा छे कलेशना
प्रवासनी ना पाडे ते देशनां शुं हितस्वी छे!
हितस्वी न होय येतो दुशमनो देशना
धर्मनोन मर्म जाणे ते शुं धर्म गुरुओ छे
गुरुओ नहि हराम--खोर छे हमेशना
वनितानो विद्याभ्यास वारे तेशुं विद्वज्जन!
विद्वज्जन नहि सोटा वृषमो महेशना ॥ १०९ ॥

तेवीज रीते.

સદ્‌ગુરૂ મહર્ષિ શ્રી હેમચન્દ્ર મહારાજ પોતાના વચનામૃતમાં સદ્‌બોધ પ્રદાન કરતાં જણાવે છે કે:—

सनात्तन धर्म परायण सर्व सज्जनों को उच्चित है कि-यह भारत वर्षमें जैसा प्राचीन कालमें स्त्री जातिकों सुशिक्षित किया जाताथा वैसा अवभी प्रवंध करना चाहिये "यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता" यह मानव धर्म के वाक्यको सदा सर्वदा स्मरणमें रखना चाहिये जिस्सें स्त्री जाति संस्कृत हों ऐसे स्त्री शिक्षण, स्त्रीधर्म सम्बंधीय प्रत्येक ग्राममें शाले पाठशाले खुलनी चाहिये जवतक आप यह सिध्धांतको न स्विकारेंगे तवतक आपका इष्ट न होगा--यह मेरा निश्चित सिध्धान्त है यानें आपसव भारतवर्षीय भद्र पुरुष इस वात पर दत्त चित्त होकर यथा शक्ति सुधाराका प्रतिकार करना.

એ પ્રમાણે અનેક મહા પુરૂષોનું કથન છે. હવે આપણને એ એક વિચારવાની વાત છે કે:—પૂર્વકાળમાં સ્ત્રીજાતિ અભ્યાસ કરતી હતી કે નહિ!

# શ્રીમતી ઋષિ પુત્રી ગાર્ગી દેવી અને યોગીરાજ યાજ્ઞવલ્કય.



હે પવિત્ર બ્હેનો ! બ્રહદારણ્યક નામના ઉપનિષદના પાંચમા અધ્યાયના છઠા બ્રમ્હણમાં મહાનતત્ત્વવેત્તા મહર્ષિ યોગીરાજ શ્રી યાજ્ઞવલ્કય સાથે એક ઋષિપુત્રી નૈષ્ઠિક બ્રમ્હચારિણી મહાન્ પંડિતા ગાર્ગી દેવીએ કેવો ઉત્તમ સંવાદ કર્યો છે. જેનું સવિસ્તર વર્ણન ત્યાં કરેલું છે. જેમકેઃ—

अथ हैनं गार्गीवा चक्रवमिपच्छ याज्ञवल्कयेति होवाच ॥
(इत्यारम्भ )गार्गिमातिप्राक्षीरितिततो ह गार्गी वाचक्र॥१०१॥

ब्युपरराम बृ० उ० अ० ५ बा० ६

એ પ્રમાણે મહાન્ વિદૂષી ગાર્ગી દેવીએ મહર્ષિ યાજ્ઞવલ્કય સાથે બહુ શાસ્ત્રાર્થ કર્યો ત્યારે યાજ્ઞવલ્કય મૂનિએ અંતિમ્ ઉત્તર આપી એ પ્રમાણે જણાવ્યું કેઃ—

"હે ગાર્ગી ! વિશેષ પુછમાં !" જુઓ ! ગાર્ગીદેવી કેવી મહાન પંડિતા હતી કે જેની સાથે ઉત્તર દેવામાં યાજ્ઞવલ્કય જેવા મહર્ષિએ પણ એમ કહી દીધું કેઃ— "હવે હે ગાર્ગી ! તું બહુ પૂછમાં !" અહો ! ખરેખર આ તો ભારતવર્ષને એક સ્વપ્નજ થઇ ગયું કે શું ! અરે ! જે પવિત્ર ભૂમિ ( ભરતખંડ) માં આવી સચ્છાસ્ત્ર સિધ્ધાન્ત સમ્પન્ન ઋષી પુત્રીઓ નિવાસ કરતી તે ભૂમિમાં આજ કાલ કેટલી અજ્ઞ સ્ત્રીઓ નિવાસ કરી રહી છે. હર ! હર ! શિવ ! શિવ !! શું ! એ અલ્પ ખેદની વાત છે કે ! કહો બ્હેન ! આ મહાન પ્રમાણ

વાકયથી સિધ્ધ નથી થતું કે સ્ત્રીઓને ભણવાનો અધિકાર અવશ્ય છે એટલુંજ નહિ પરંતુ.

**अथ य इच्छेदुहिता मे पंडिता जायेत सर्व मायुरियादिति तिलौदनं पाचयित्वा सपिर्ष्मन्तमश्नीयातामीश्वरौजन यित वै ॥**

**बृ० उ० अ० ८ ब्रा० ४ ०**

**ભાવાર્થ**:—મનુષ્યની એવી ઈચ્છા હોય કે મારે ત્યાં પંડિતા પુત્રી ઉત્પન્ન થાય; તો તેવા મનુષ્યને ઉચિત્ત છે કેઃ-તિલ અને ભાતને પકવ કરી તેમાં ઘૃતનો સંયોગ કરી સ્ત્રી અને પુરૂષ બંને ખાઈ પંડિતા પુત્રી ઉત્પન્ન કરવાની ઇચ્છા કરે. આ બ્રહદારણ્યકના ઉપનિષદ્‌ની શ્રુતિમાં કન્યાને વિદૂષી ( પંડિતા ) બનાવવાની આજ્ઞા આપવામાં આવી છે; જેથી સ્ત્રી જાતિને વિદ્યાભ્યાસ કરવાનો અધિકાર સ્પષ્ટ જ સિદ્ધ થાય છે. એ પ્રમાણે મૈત્રેયી પણ મહાન્ પંડિતા હતી; તથા ઋતુધ્વજગંધર્વની પત્નિ મદાલસા પણ મહાન્ વિદૂષી હતી એ ઉભયનું મેં આપની પાસે આગળ વર્ણન કર્યું છે જેથી અત્રપુનઃ પિષ્ટપેષણ કરવાનું હું ઉચ્ચિત સમજતી નથી. જેથી હું અન્યજ વાત કહું છું તે ઉપર આપ લક્ષ આપશો.

---

# રાજ કન્યા સુલભા અને રાજર્ષિ જનક વિદેહી.





શ્રી માન્ આચાર્ય ચુડામણી મહર્ષિ વેદવ્યાસ વિરચિત શ્રી મહાભારતના શાન્તિ પર્વના ૩૨૧ મા અધ્યાયમાં વિસ્તાર પૂર્વક કથા છે કેઃ—એક વખત મહાન્ જ્ઞાન મૂર્તિ રાજર્ષિ જનક વિદેહીની

સભામાં નૈષ્ઠિ બ્રહ્મચારિણી રાજ કન્યા સુલભા નામક ગઇ-આ-અપ્રતિમ આકૃતિવાળી દિવ્યમૂર્તિના દર્શન કરી રાજર્ષિ જનક વિદેહી એ રાજ કન્યા સુલભાને પૂછ્યું કેઃ—" તું કોણ છે "! એ પ્રમાણે રાજર્ષિ જનક વિદેહીના પ્રશ્નના પ્રત્યુત્તરમાં રાજકન્યા સુલભાએ જણાવ્યું કેઃ—

**सांहतस्मिन कुलेजाता भर्त्तर्य सतिमद्विधे ॥**
**विनीता मोक्ष धर्मेषु चराम्ये कामूनि व्रतम् ॥ महाभारत ॥१०२॥**

**ભાવાર્થઃ**—હે રાજર્ષિ જનક! હું વિશાલ-ક્ષત્રિયકુળ અર્થાત્ રાજય કુળમાં ઉત્પન્ન થઇ છું; તથા મેં સમ્યક (રૂડે) પ્રકારે વિદ્યાભ્યાસ કર્યો છે; પરંતુ મને વિદ્યાદિ સદ્દગુણ સમ્પન્ન મારા લાયક પતિ ન મળવાથી નૈષ્ઠિક બ્રહ્મચર્ય ધારણ કરી હું પારમાર્થિક કાર્ય (મોક્ષ) માટે એકલી મૂનિવ્રત લઇ વિચર્યા કરૂં છું.

એવી રીતે સુલભાની સત્યવાણી, તેમના શરીરની દીવ્ય મનોહરતા, તપની કાંતિ જોઇ જનક વિદેહીની સમગ્ર સભા ચકચકિત થઇ ગઇ હતી. એ પ્રમાણે એજ મહાભારત શાસ્ત્રના વનપર્વ અધ્યાય ૨૭ માં લખ્યું છે કેઃ—

**" प्रिया च दर्शनीयाच पण्डिताच प्रतिव्रता " ॥ ११३ ॥**

આ પ્રમાણ વાકયથી પણ સિધ્ધ થાય છે કેઃ-સતી દ્રૌપદીજી પણ વિદુષિ (પંડિતા) હતી; અહો! જ્યારે દ્રૌપદીજી વિદ્યાભ્યાસ તથા સદાચારમાં પ્રવિષ્ઠ હતી ત્યારેજ તો અસહ્ય મ્હોટાં મ્હોટાં દુઃખો સહન કર્યો છતે પણ પોતાના પતિવ્રત ધર્મથી યત્કિંચિત્ પણ પતિત થઇ નહિં! એ સર્વ પ્રભાવ સદ્દવિદ્યા અને સદાચારનો! અને ૧૪ વર્ષ સુધી પોતાના પતિની સાથે વનવાસ ભોગવી તેમને પળે પળે શાંતિ, ધૈર્યના વાકય શ્રવણ

કરાવી તેમના દુઃખાવિષ્ટ અંતઃકરણને સંતુષ્ટ કરતી હતી. દ્રૌપદીજીની પતિભક્તિ માટે મહાભારત રચયિતા મહર્ષિકુલ શિરોમણી શ્રીમાન વેદવ્યાસ વદે છે કેઃ—"દ્રૌપદીજીની સેવામાં સહસ્ત્ર ( હજારે-હજાર ) પરિચરિકા ( દાસી ) ઓ હોવા છતાં પણ પોતાના પતિ ( પાંડવો ) ની શુશ્રુષા જાતે પોતેજ કરતી હતી. તથા તેમના માટે રસોઇ વિગેરે પણ સર્વ પોતાના હાથેજ કરતી હતી." કારણ કે જે આનંદ પોતાની પતિવ્રતા સદ્‌માર્ગનિષ્ઠ સ્ત્રીના હાથથી તૈયાર થયેલ ભોજનમાં ઉપજે છે; શું તત્સદૃશ અન્ય સ્ત્રીઓ કિમ્વા પરિચરિકા ( દાસી ) ઓ અથવા ભાડુતી પગારદાર પાચકના હાથથી આનંદ ઉપજી શકે ! કદિજ નહિં ! વર્તમાન કાળમાં કેટલીક સ્ત્રીઓ માયા મદમાં ઉન્મત થઇ માત્ર એટાંણું પોતાને જમવું એટલુંજ કામ કરે છે; એ તે માયાવી માનિનીઓની મહાન ભૂલ છે. અલબત, વિશેષ મનુષ્યના સમૂદાયના હિતાર્થ કિંવા જેમને ત્યાં દિનપ્રતિદિન સંખ્યાબંધ સજજનો-સ્નેહીઓ-ભોજન કરતા હોય તેમને તો વૈતનિક ( પગારદાર ) પાચક રાખવાની આવશ્કતાજ છે. તથાપિ પોતાના પ્રાણનાથ ( પતિ ) ની તો સર્વ પ્રકારે શુશ્રુષા સ્ત્રી જાતિએજ કરવી યોગ્ય છે કારણ કેઃ—

**एत द्धिपरमं नार्याः कार्य लोके सनातनं ॥**
**प्राणानपि परित्यज्य यद्भर्तृ हितमाचरेत् ॥ ११४ ॥**

ભાવાર્થ—આ લોકમાં સ્ત્રીઓનો સનાતન પરમ ધર્મ એજ છે કેઃ—સ્ત્રીઓએ પ્રાણત્યાગ કરીને પણ પતિનું હિત કરવું એજ સ્ત્રી જાતિને સર્વથી પ્રથમ સંપાદનીય સર્વોત્તમ કર્તવ્ય છે. જે સંબંધી સર્વસચ્છાસ્ત્રો તથા ઋષિમૂનિ મહાત્મા પુરૂષો એકે અવાજથી સમ્મત છે.

પવિત્ર બ્હેનો ! પતિ એ સેવ્ય અને સ્ત્રી એ સેવક

છે આ મહાન્ સૂત્રને ક્યારે પણ વિસ્મૃત કરશો નહિ. પ્રાચીન કાળમાં અનેક પતિવ્રત ધર્મ નિષ્ઠ નિર્મલ નારીઓ થઇ ગઇ છે. જેમાંથી હું આપને અત્ર સંક્ષિપ્તજ કહું છું તે ઉપર આપ લક્ષ આપશો. તદનુકરણ કરી તે પ્રમાણે સદાચાર અને સ્વધર્મમાં પ્રવેશશો. સ્વધર્મ પાળનારને મહાન્ પુણ્યની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે સર્વ શાસ્ત્રો કહે છે. તમારો સ્ત્રી જાતિનો સ્વધર્મ એજ છે કે:—

પોતાના પતિને પરમેશ્વર સમાન જાણી તેમની તન, મન, અને ધનથી શુશ્રુષા કરવી.

# પ્રાચીનકાળની સતી સુન્દરીઓ.



ભાગ્યશાળી ભામિનિ વૃન્દ ! આપણા ભરતખંડમાં પ્રાચીન કાળમાં ઉત્તમોત્તમ પવિત્ર પતિવ્રતા ધર્મપરાયણ સ્ત્રીઓ થઇ ગઇ છે જેમાંથી કિંચિત્‌નાં અભિધાન (નામ) હું આપને શ્રવણ કરાવું છું કે જેથી મહાન્ પુણ્યની પ્રાપ્તિ થશે. જુઓ! વિરાટ રાજાની પુત્રી **ઉત્તરા** મહાન જ્ઞાની તથા સંગીત વિદ્યાને પરિપૂર્ણ જાણનારી હતી. તેમજ મહર્ષિ અત્રીના પત્નિ શ્રીમતી **અનુસૂયા** પણ મહાન્ સતી અને પઠિત હતી. જેમણે જગત્‌માતા શ્રી સીતાજી ને પાતિવ્રત્ય ધર્મ સમ્બંધી સદ્‌બોધ પ્રદાન કર્યો હતો. તેમજ **દમયન્તી**, **દેવહુતી**, **મન્દોદરી**, **રૂકમેણી**, **સાવિત્રી**, **સીતા**, **તારામતી**, **સુભદ્રા**, **સુલોચના**, **ભોગવતી**, **પદ્માવતી**, ઈત્યાદિ સંખ્યાબદ્ધ સ્ત્રીઓ સતી અને વિદ્યાભ્યાસ નિષ્ઠ વિદૂષિ હતી. એમાં લવલેશ પણ સંદેહ નથી. કેમકે નળ રાજાને મહાન્ દુઃખની પ્રાપ્તી થયે છતે પોતાનું

અંતિમ્ વસ્ત્ર પણ પ્રદાન કરી અને પુનઃ વસ્ત્ર પણ જયારે દમયન્તી પાસેથી નળ રાજાએ લઈ લીધું અને અરણ્યમાં છોડી દીધી તે આ કરાલ કાળમાં પણ સતી દમયન્તીએ હે પ્રાણ પ્રિય નળ! હે પ્રાણાધાર નળ! આવા હૃદય ભેદક વાકયોદ્વારા વિલાપતી પતિ પ્રત્યે પોતાની અપૂર્વ ભકિત પ્રદર્શિત કરી હતી. શું! એ વિદ્યાભ્યાસ વિના એ પ્રમાણે પવિત્રતા ઉદ્દભવે છે! તેમજ દેવહુતી જેને ત્યાં સાક્ષાત્ કપિલાવતાર રૂપે ભગવાન્ અવતર્યા હતા. અહો જેની પણ પોતાના પતિ કર્દમઋષિ પ્રત્યે મહાન્ અડગ અપૂર્વ ભક્તિ હતી તેજ પ્રમાણે મન્દોદરી પણ સદ્દવિદ્યાભ્યાસ નિષ્ઠ હતી. જયારે દશાનન (રાવણ) શ્રી જગદમ્બા સીતાજીને હરણ કરી લંકામાં આવ્યો ત્યારે તેને સદ્બોધ સમર્પતાં મન્દોદરીએ જણાવ્યું કેઃ—હે નાથ!

" जानकी न लया येहो निशानी घर जानकी " ११५ ॥

તમે જાનકીજીને હરણ કરી લાવ્યા નથી કિન્તુ ઘર જવાની નીશાની લાવ્યા છો એ પ્રમાણે મન્દોદરીના વચન સાંભળી રાવણે કહ્યું કેઃ—હે મન્દોદરી!

" जान देहुं जान पैं न जान देहुं जानकी " ॥ ११६ ॥

મારા શરીરને જવા આપીશ પરંતુ જાનકીજીને જવા નહિ દઉં આ પ્રમાણે રાવણના દ્રઢ વાકય સાંભળી મન્દોદરીએ પણ નિભ્રાંન્તપણેથી અંતિમ્ કહ્યું કેઃ—

" जानकी दिये बिना कूशल नहि जानकी " ॥ ११७ ॥

હે નાથ! તો જાનકીજી આપ્યા સિવાય આપના જાન (શરીર)ની પણ કુશળતા તો નથીજ. શું! આ પ્રમાણે સ્પષ્ટ સદ્બોધ વિદ્યાભ્યાસ વગર આપી શકાય કે! એજ પ્રમાણે રૂકમણીજી પણ સુશિક્ષિત હતી. કેમકે તેમણે શ્રીકૃષ્ણચન્દ્ર ભગવત્ના સુન્દર-સુખકર-કલ્મષહર, ગુણાનુવાદ શ્રવણ કરી ભગવત્ પતિની પ્રાપ્તિ થવા માટે પો-

તાના હાથેથી પત્ર લખી ભગવત્ પ્રત્યે દ્વારિકામાં પાઠવ્યો હતો. એ સુપ્રસિદ્ધજ કથા છે એવી રીતે મહાન સતી શિરોમણી સાવિત્રીજી પણ યથાર્થ જ્ઞાન મૂર્તિ હતી જેના સ્મારક તરીકે અદ્યાવધિ ( આજ દિવસ સુધી ) સ્ત્રી જાતિમાં "**वड सावित्री**" નામક વ્રત પાળવામાં આવે છે જેનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર હું આપને આગળ વર્ણવી કહીશ. વળી સીતાજી પણ મહાન્ વિદ્યા નિષ્ઠ તથા પતિ શુશ્રૂષા પરાયણ હતી જે માટે કહેવાની કંઇ જરૂરજ નથી. મહાન્ સત્યવાદી રાજર્ષિ હરિશ્ચન્દ્રના પત્નિ સતી તારામતી પણ મહાન્ દુઃખોને સહન કરી અંતિમ પોતાનો શરીર વિક્રય કર્યો. પરંતુ પોતાના પવિત્ર પતિવ્રત્ય ધર્મ તથા સત્યની સાંગોપાગ પ્રતિજ્ઞા પૂર્ણ કરી હતી. એ પ્રતાપ સર્વ વિદ્યાદેવીનોજ કે નહિં ! શ્રી કૃષ્ણચંદ્રના બ્હેન શ્રીમતી સુભદ્રાજી પણ વિદ્યાવાન તથા સતી હતી. એ સુભદ્રા ચરિત્ર વાંચવાથી સ્પષ્ટ જણાય છે. શ્રી દશાનન (રાવણ) તનુજ (પુત્ર) મેઘનાદની સ્ત્રી સુલોચના પણ મહાન્ વિદ્વર્ષા તથા પતિભક્તિ પરાયણ હતી અને તેથીજ મર્યાદા પુરૂષોત્તમ શ્રી ભગવાન્ રામચંદ્રજીએ શ્રી મુખથી તેની પ્રશંસા કરી હતી. તેજ પ્રમાણે ભોગવતી, તથા પદ્માવતી વિગેરે સ્વધર્મ નિષ્ઠ શિયળવ્રત્ત સમલંકૃત્ સુંદરીઓનાં પરમ પવિત્ર જીવન ચરિત્રોનું અવલોકન કરતાં તો સ્પષ્ટ જણાય છે કે:—તેમના સમય આ કાળમાં એ પ્રમાણે સતીઓ થવી દુસાધ્ય છે. જેમ પ્રાચીન કાળમાં સ્ત્રીઓ સ્વધર્મ નિષ્ઠ તથા સદ્દવિદ્યાભ્યાસ પરાયણ થઈ ગઈ છે તેમ મધ્ય કાળમાં પણ એ પ્રમાણે અનેક સ્ત્રીઓ થઇ ગઇ છે જેમાંથી કિંચિત્ માત્રની ગાથા હું આપને સંભળાવું છું તો આપ એકાગ્ર વૃત્તિ પૂર્વક શ્રવણ કરશો.

# ×શ્રી મજ્જગદ્દગુરૂ શંકરાચાર્ય અને પંડિતા સરસ્વતી.



એક સમય એવો આપણા ભરતખંડમાં આવી પડયો હતો કે જે સમયમાં નિરવધ વેદોક્ત સર્વાંત્ર સ્વતંત્ર સર્વ ધર્મ સામ્રાજ્ય સનાતન ધર્મને છિન્ન ભિન્ન કરતા; માયાવાદી બૌધ, જૈન, ચાર્વાક, તથા લોકાપત વિગેરે અનેક નાસ્તિક મતો આપણા સમગ્ર ભરતખંડમાં પ્રવૃત્ત થઇ ગયા હતા. એવામાં પ્રચલિત પ્રબલ પાખંડ મત રૂપ અન્ધઃકારનો નાશ કરનાર માર્તંડરૂપ સનાતન ધર્મનો પ્રકાશ કરનાર સાક્ષાત્ શ્રીમજ્જગદ્દગુરૂ શંકરાચાર્યની ઉત્પતિ શ્રી દક્ષિણમાં કેરલ નામક દેશ કે જેને હમણાં મલબાર એ નામથી ઓળખે છે. ત્યાં પૂર્ણાનદીના કિનારા ઉપર કાલટિ નામક ગ્રામ કે જેમાં મુખ્ય કરી બ્રાહ્મણોનીજ વસ્તી હતી; તેમાં વિદ્યાધિરાજના પુત્ર શિવગુરૂ નામક એક વેદવેદાંગ પારંગત અગ્નિહોત્રી બ્રાહ્મણ નિવાસ કરતો હતો તેમની સ્ત્રીના કુખેથી આજથી અનુમાન ૨૩૭૫ શકાબ્દ ઉપર થઇ હતી. શિવપુરાણના સિદ્ધાન્તાનુસાર શંકરાચાર્ય સાક્ષાત્ શંકરના અવતાર રૂપે મનાય છે. તેમણે સમગ્ર ભરતખંડમાં દિગવિજય કરી—વેદોક્ત ધર્મની પુનઃ સાંગોપાંગ સ્થાપના કરી હતી જેમના **પદ્મપાદાચાર્ય, હસ્તામલકા**

× શ્રીમજ્જગદ્દગુરૂ શંકરાચાર્ય મહારાજ સમ્બંધી વિશેષ ચરિત્ર જાણવાની ઇચ્છા હોય તો વાંચો અસ્મત્ વિરચિત શ્રી શંકરાચાર્ય જીવન ચરિત્ર નામે પુસ્તક જેમાં શંકરાચાર્ય સંબંધી સમસ્ત વૃતાંત લખાયેલ છે (છપાય છે.)

**ચાર્ય, તોટકાચાર્ય, ઉદ્દકાચાર્ય આનન્દગિરિ એ** પ્રમાણે મુખ્ય (પટ્ટ) શિષ્યો પાંચ થયા જેનાથી "अद्वैतवाद" સમસ્ત સંસારમાં પ્રચલિત થઇ ગયેલ જોવામાં આવે છે. એ સમયમાં દક્ષિણ દેશાન્તર્ગત્ માહિષ્મતી પુરીમાં મિમાંસકોનો કૂલગુરૂ મહાન પંડિતાગ્રગણ્ય, કર્મનિષ્ઠ શ્રીયુત મંડનમિશ્ર નામે નિવાસ કરતો હતો; અને તે મંડનમિશ્રની પત્નિ (સ્ત્રી) માત્ર નામમાંજ નહિ કીન્તુ ગુણ તથા વિદ્યામાં પણ સાક્ષાત સરસ્વતી સમાન આ સરસ્વતી હતી. જગદ્ગુરૂ શંકારાચાર્યશ્રીએ આ ભરતખંડ ઉપર અનેક પાખંડીઓનો પરાજય કરી અંતિમ મહાબલવાન્ મિમાંસક શ્રી મંડનમિશ્રની પાસે શાસ્ત્રાર્થ કરવા ગયા જ્યાં કેટલાક દિવસ સુધી શાસ્ત્રાર્થ ચાલતાં અંતે મંડનમિશ્રનો પરાજય થયો અર્થાત્ જે દિવસથી શાસ્ત્રાર્થનો આરંભ થયો તે દિવસથી શ્રી જગદ્ગુરૂ શંકરાચાર્યશ્રીને તથા મિમાંસક મંડનમિશ્રને બેમાળાઓ કદમ્બનામક પુષ્પની પહેરાવવામાં આવી હતી. તે એટલા માટે કે જેનો પરાજય થશે તેના કંઠમાંની પહેરેલી માળા સુકાઇ જશે. એથી ઘણાં દિવસ શાસ્ત્રાર્થ ચાલ્યા બાદ મંડનમિશ્રના કંઠમાંની કદમ્બ પુષ્પની માલિકા શુષ્ક થઇ અને શાસ્ત્રાર્થમાં મંડનમિશ્રની હાર થઇ—અને પોતાની હાર જ્યારે મંડનમિશ્રે કબૂલ કરી ત્યારે તે મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતી જગદ્ગુરૂ શંકરાચાર્યને નિચે પ્રમાણે કહેવા લાગી:—

**सरस्वतीः**—

**अपितु त्वयाऽद्यन समग्र जितः प्रथिता ग्रणी र्ममपतिर्यदहम् ॥**
**त्व पुरधर्मस्यन जितामातिमन्नापि मां विजित्य कुरु शिष्य मिमम्॥**

**ભાવાર્થ**:—જોકે એવી રીતે ભવિષ્ય છે; તથાપિ અદ્યાવધિ (હજી સુધી) વિદ્વાન પુરૂષોમાં અગ્રગણ્ય (આગળ ગણાતા) અર્થાત પંડિતોમાં મુખ્ય પદવી ધરાવનારા

મારા પતિને આપે સમ્પૂર્ણ રીતે જીતેલ નથી કારણ કે એના અર્ધ શરીરરૂપ હું જીતાઈ નથી. માટે હે શંકરાચાર્ય ! મને જીતીને પછી આ મારા પતિને શિષ્ય કરો. પુરૂષની સ્ત્રી અર્ધ્ધાંગ છે. તેમાં પ્રમાણઃ—

"आत्मानोऽर्ध्धपत्नी" तिश्रुतेः તથા પુનઃ સરસ્વતીએ કહ્યું કેઃ-

यदपि त्वमस्य जगतः प्रभवो ननु सर्व विच्च परम पुरुषः ॥
तदपि त्वयैव सह वाद कृते हृदयं बिभर्तिममतृत्कलिकाम्॥ ११९॥

ભાવાર્થઃ—યદપિ આપ સર્વજ્ઞ (સર્વ વિદ્યા જાણનારા) અને જગતના કારણ રૂપ પરમ પુરૂષ છો તથાપિ આપની સાથેજ વાદ કરવાને વાસ્તે મારૂં અંતઃકરણ ઉમંગ ધરાવે છેઃ—

इतिया यजूक सह धर्म चरी कथितं वचोऽर्थवदगर्त्थ पदम् ॥
मधुरं निशम्य मुदितः सुतरां मतिवक्तुमैहत यति प्रवरः॥१२०॥

ભાવાર્થઃ—એવી રીતે મંડનમિશ્રની પત્નિ (સરસ્વતી) નું અનિન્દિત પદોવાળું તથા પ્રૌઢ અર્થવાળું મધુર વચન શ્રવણ કરી અત્યંત પ્રસન્ન થયેલા શ્રી શંકરાચાર્યે તે (સરસ્વતી)ને નિચે પ્રમાણે કહ્યું.

यद् वादिवाद कलहोत्सुकतां प्रति पद्यते हृदय मित्यबले ।
तद् साम्पतं नहि महा यशसो महिला जनेन कथयंति कथम्॥१२१॥

ભાવાર્થઃ—હે અબલે ! તમારા કહ્યા પ્રમાણે મારા સાથે વાદ યુદ્ધ કરવાની તમારા મનમાં ઉત્કંઠા છે; પણ તમારી સાથે વાદ કરવો એ મારે યોગ્ય નથી. કારણકે મ્હોટી કીર્ત્તિવાળા પુરૂષો અબલા જનની સાથે વાદ કરતા નથી. એ પ્રમાણે શ્રી શંકરાચાર્યનું વચન શ્રવણ કરી ઉભય ભારતી (સરસ્વતી) એ કહ્યું કેઃ—

स्वमत्तं प्रभेत्तु मिहयो यतते सवधूजनोऽस्तु यादिवाऽस्त्वितरः ॥
यातित व्यमेव खलुतस्य जये निजपक्षरक्षण परैर्भगवन्॥१२२॥

**ભાવાર્થ:**—હે ભગવન્! હે મહારાજ!! પોતાના મતને તોડવા માટે જે પ્રયત્ન કરે તે ભલે સ્ત્રી જાતિ હોય કે પુરૂષ જાતિ હોય તથાપિ પોતાના પક્ષનું રક્ષણ કરવામાં તત્પરતા ધરાવનારાઓએ તેને જીતી લેવાનો યત્ન કરવોજ જોઈએ.

**अतएव गार्ग्य भिधया कलहं सहवाज्ञ वल्कय मुनिराड करोत्॥**
**जनक स्तथा सुलभयाऽबलया किमभी भवन्ति न यशो**
**निधयः ॥ १२३ ॥**

**ભાવાર્થ:**—એ હેતુથીજ [1]યાજ્ઞવલ્કય નામક મહર્ષિએ ગાર્ગી નામની અબલા સાથે વાદ યુદ્ધ કર્યું હતું. અને જનક રાજાએ સુલભા નામની અબળાની સાથે યુદ્ધ કર્યું હતું. એ યાજ્ઞવલ્કય આદિ પુરૂષો શું મ્હોટી કીર્ત્તિવાળા નહિં હતા કે! એ પ્રમાણે સરસ્વતીની વાણી શ્રવણ કરી તેમની સાથે વાદ કરવાની ઇચ્છા કરી.

**अथ सा कथा प्रवव्रुते स्मतयो रुभयोः परस्पर जयो त्सुकयो :**
**मति चातुरी रचित शब्दझरी श्रुति विस्मयी कृत विचक्षणयोः।१२४।**

**ભાવાર્થ:**—પછી પરસ્પરને જીતી લેવાની ઉત્કંઠાવાળા અને શ્રવણુથી વિદ્વાનોને પણ વિસ્મય પમાડતાં એ બન્ને વચ્ચે જેમાં બુદ્ધિની ચાતુરીથી શબ્દોના પ્રવાહની રચના કરવામાં આવતી હતી એવો વાદ ચાલ્યો.

**अनयो र्विचित्र पद युक्ति भरै निशमय्य संकथनं माकमितम् ॥**
**न फणी शमप्य तुलयन्नपर्पीं न गुरं कविं किमपरं जगति।१२५।**

**ભાવાર્થ:**—એ બન્નેનું (શ્રીમજ્જગદ્ ગુરૂ શંકરાચાર્યનું તથા શ્રી મંડન મિશ્રની સ્ત્રી સરસ્વતીનું વિચિત્ર પદોવાળી યુક્તિઓથી વ્યાપ્ત થયેલું કથન સાંભળી વિદ્વાન

---

૧ યાજ્ઞવલ્કય અને ગાર્ગીનું સમ્વાદ પ્રથમ સંક્ષિપ્ત વર્ણવ્યું છે ૨ તથા રાજર્ષિ જનક અને સુલભા નામનું સમ્વાદ પણ આગળ લખાઇ ગયેલ છે. તથાપિ જેને અધિક જાણવાની જિજ્ઞાસા હોય તો તેમણે ઉપનિષદ્ અને મહાભારત વાંચવું.

પુરૂષો શ્રી શેષ નાગને, સુર્યને, બૃહસ્પતિને કે શુક્રાચાર્યને પણ તેઓના બરાબર નહિ ગણવા લાગ્યા ત્યારે જગતમાં તો બીજા કયા વિદ્વાનને તેઓના જેવા ગણે!

**न दिवा न निश्यपिच वादकथा विरराम नैयामिक कालमृते इति जल्पतोः सम ममनल्पधियो र्दिवसाश्च सप्त दशचात्यगमन् ।१२६।**

**ભાવાર્થ**:—એઓની વાદ કથા કેવળ સન્ધ્યા વંદન આદિના નિમેલા સમય વિના દિવસે કે રાત્રીએ પણ બંધ પડતી ન હતી; આ પ્રમાણે અપાર બુદ્ધિવાળા શ્રીમચ્છંકરાચાર્ય અને સરસ્વતી એઓની પરસ્પરની સાથે વાદ કરતાં કરતાં સત્તર (૧૭) દિવસ વ્યતીત થઈ ગયા; એ પ્રમાણે શ્રીજગદ્દગુરૂ શંકરાચાર્ય મહારાજ સાથે સરસ્વતીનું વાદયુદ્ધ સવિસ્તર વર્ણવેલું છે. સ્ત્રી જાતિને વિદ્યાભ્યાસ અધિકાર પ્રતિપાદન કરવામાં હવે એનાથી અન્ય અધિક પ્રમાણની શી આવશ્યકતા છે! એ સરસ્વતીના નામથી જ પશ્ચિમમાં શ્રી દ્વારિકાપુરીમાં જે મઠની સ્થાપના કરી છે તે આજ દિવસ સુધી **श्री शारदा मठ** એ અભિધાન (નામ) થી ઓળખાય છે અને એ નામ એ મહાન વિદૂષી સરસ્વતીનાસ્મારક માટે આદ્ય જગદ્દગુરૂ શંકરાચાર્ય મહારાજ દ્વારા યોજવામાં આવેલ હોય એમ અનુમાન નામક પ્રમાણથી સાધ્ય થાય છે. ઉપરના લેખોથી આ વાર્તા તો સીદ્ધ થાય છે કેઃ- સ્ત્રીઓને ભણવાનો અધિકાર સર્વ શાસ્ત્ર સમ્મત છે. હવે આપણને એ વિચારની આવશ્યકતા છે કેઃ- સ્ત્રી જાતિનો વિદ્યાભ્યાસ કેવા પ્રકારનો હોવો જોઈએ તથા વર્તમાન કાળમાં સ્ત્રી જાતિને જે કેળવણી આપવામાં આવે છે, તે યોગ્ય છે કિંવા અયોગ્ય અથવા તો પ્રાચીન કેળવણીથી અનુકુલ છે કિંવા પ્રતિકુલ જેથી હવે હું આપને તત્સંબંધીનું કિંચિત્ માત્ર કહું છું. તે ઉપર સાર દ્રષ્ટી રાખી મારા કથનમાંથી સારાંશ સમ્પાદન કરશો એવી મને આશા છે.



# વર્ત્તમાન સ્ત્રી કેળવણી સાથે પ્રાચીન સ્ત્રી કેળવણીની સરખામણી.



સદ્ વિચાર સમ્પન્ન સહિયરો! સામ્પ્રત સમયમાં જે સ્ત્રી જાતિને કેળવણી આપવામાં આવે છે; તે કેળવણીની પદ્ધતિને હું સર્વાંશે સમ્મત નથી; કારણ કે તે કેળવણી માત્ર નામનીજ કેળવણી જોવામાં આવે છે; કિમ્વા કેવળ પોપટીઆ જ્ઞાનની સમાનજ એ કેળવણી છે. સ્ત્રી જાતિને કેળવણી આપવામાં પ્રથમ સ્ત્રી ધર્મની કેળવણી આપવાની આવશ્યકતા છે. અમૂક ભૂપતિ (રાજા) એ કેટલા વર્ષ પર્યન્ત રાજ્ય કર્યું અને તત્પશ્ચાત્ કયો ભૂપતિ ગાદીએ બેઠો તે જો સ્ત્રી વર્ગ નહિં જાણતી હશે તો તે સિવાય ચાલી શકશે; પરંતુ પોતાના ભગવત્ સ્વરૂપ પતિની પ્રસન્નતા કેમ સમ્પાદન કરવી, સાસુ, સસરા, નણંદ, જેઠ, જેઠાણી, દિયર, દેરાણી, વિગેરેથી કેમ વર્ત્તવું! કેવી રીતભાતથી તેમને અનુકુલ થવાય! તથા પોતાના ગૃહમાં અમૂક વસ્તુ કયાં રાખવામાં આવી છે! વિગેરે વિગેરે નહિં જાણતી હશે તો તે સિવાય સ્ત્રી જાતિને એક ક્ષણ પણ ચાલી શકે એમ હું ધારતો નથી. જે વિદ્યાભ્યાસ માટે ઉપદેશ પ્રદાન કર્યો છે તે વર્ત્તમાન સુધારા ભાસની કેળવણી માટેજ નહિ કિન્તુ સ્ત્રી જાતિના પરમ્પરાના સનાતન ધર્મ સમ્બંધી કર્ત્તવ્યોની રક્ષા માટેજ ઉપદેશ કર્યો છે અને એજ મારો પરમોત્કૃષ્ટ ઉદ્દેશ છે.

હાથમાં લેડી ફેશનની છત્રી લઈ, પગમાં બૂટ સ્ટોકીંગ પહેરી, મસ્તક ઉપર મેંઢા જેવા વાળ રાખી જે સ્ત્રી જાતિ પોતાને કેળવણી પરાયિણી તથા સુધારિણી સમજે છે.

પરંતુ હું તો તેવી નિર્લજ, મર્યાદા હિન સ્ત્રી જાતિને વખોડવામાંજ મારૂં કર્ત્તવ્ય સમજુ છઉં. કેમકે આપણા ધર્મ શાસ્ત્રોમાં આપણી સ્ત્રી જાતિને સ્વતંત્રતા આપવામાં આવી નથી; આપણા મહર્ષિ પ્રણીત સિદ્ધાન્ત દર્શક સદ્ગ્રન્થોમાં તો:—

**बाल्ये पितुर्वशे तिष्ठेत् पाणि ग्राहस्य यौवने ॥**
**पुत्राणां भर्तरिप्रेते न भजेत् स्त्री स्वतन्त्रताम् ॥ १२७ ॥**

**ભાવાર્થ:**—બાલ્યાવસ્થામાં પિતાને વશ રહેવું તરૂણાવસ્થામાં સ્વામી પતિને વશ રહેવું; અને પતિ ગુજરી જાય ત્યારે પુત્રને વશ રહેવું પરંતુ સ્ત્રી જાતિએ કયારે પણ સ્વતંત્ર વર્ત્તવું નહિં.

એ પ્રમાણે આપણા ઋષિ મહર્ષિઓ ધર્મ રક્ષા માટે વિવિધ સદ્બોધ પ્રદાન કરી ગયા છે. તે ઉપર ખરા અંતઃકરણ પૂર્વક ધ્યાન આપી તદનુસાર વર્ત્તણુક રાખવામાં આપણી સ્ત્રી જાતિનું હિત છે. આપણી સ્ત્રીજાતિ અલ્પ બુધ્ધિવાન હોવાથી કદાચિત્ સ્વતંત્રતા સમર્પણ કરવામાં આવી હતે તો આપણાથી યોગ્યાયોગ્ય કાર્યની પરિક્ષા થઇ શકે નહિ. એ વાત અવશ્ય લક્ષમાં રાખવા લાયક છે. વર્તમાન કાળમાં કેટલાક પાશ્ચાત્ય કેળવણી પામેલા એક દેશી તરૂણજનો સ્ત્રીજાતિને સ્વાતંત્ર્ય આપવા અપાવવા મથી રહેલા જોવામાં આવે છે; પરંતુ એઓ ( શ્રી ! ) આપણા શ્રુતિ, સ્મૃતિ ધર્મશાસ્ત્રોના અભ્યાસ વગર કેવળ મનસ્વિ સુધારામાંજ મચી રહેલા છે માટે તેમનું કથન પ્રમાણભૂત નથી. સ્ત્રી વર્ગને સ્વતંત્રતા આપનારા યુરોપ દેશ નિવાસીઓના દાંપત્ય ધર્મ ( સ્ત્રી—અને પતિ )માં પરસ્પર કેટલો સ્નેહ છે ! તે સમ્બંધી અવશ્ય વિચાર કરવો જોઇએ એટલુંજ નહિ પરંતુ તેઓનું સ્ત્રી સ્વાતંત્ર્યમાં અનુકરણ કરનારા આજ કાલ પારસી ભાઇઓ

પણ સંખ્યાબદ્ધ વિદ્વાનો સારાસાર જાણનારાઓ પશ્ચાતાપ કરે છે તે ઉપર લક્ષ આપવાની મહાન્ આવશ્યકતા છે. નહિ કે "ગતાનુગતિક" ગાડરી આ પ્રવાહ પેઠે પોતે પણ તેવા સુધારાભાસમાં ઘસડાવું. સ્ત્રી જાતિને ભણાવવાના તરફેણમાં હું સર્વાંશે સમ્મત છું; પરંતુ હું ભણતર તેને જ કહું છું, કે, જે ભણતરની આપણા પૂર્વકાલીન ઋષિ મહર્ષિઓ પ્રશંસા કરી ગયા છે. આજ કાલની પોપટીઆ ડોળઘાલુ, કેળવણીથી તો ઉલટી આપણી સ્ત્રીજાતિ દાંભિક સુધારાભાસના પ્રબલ પ્રવાહમાં તણાઇ જાય છે; અને જેથી સુધારવાને બદલે ઉલટી બગડી જતી જોવામાં આવે છે; અને એવી નિસાર કેળવણીથી તો **अतोभ्रष्ट स्ततोभ्रष्टः** થાય છે કેમકે માત્ર ગ્રંથો ભણી જવાથીજ કંઇ મનુષ્ય ભણેલો ગણાઇ શકાતો નથી; કિંતુ સદાચાર પરાયણ અને સદ્ગુણ સમલંકૃત હોવાથીજ ભણેલો ગણી શકાય છે એટલે જેને આપણે ભણતર—કેળવણી, વિદ્યાભ્યાસ એવા ભિન્ન ભિન્ન નામથી ઓળખીએ છઇએ તેનો ખરેખરો યથાર્થ અર્થ એ છે કે-વિદ્યાભ્યાસ કરી પોતપોતાના સ્વધર્મનિષ્ઠ રહેવું જોઇએ તોજ તે ભણતર સાર્થક થાય છે. આધુનિક સ્ત્રી જાતિ તો પોપટીઆ કેળવણીથી અનેક પ્રકારના તાગડધિન્ના કરી કંઈ બીજાજ રૂવાબમાં આવી જાય છે; શું! આપણી સ્ત્રીજાતિ વર્તમાન કેળવણી લઇ અહંકારમાં ઉન્મત થઇ કોઈને ન ગણકારતાં યથેચ્છ ફરે તે યોગ્ય છે! શું! કેળવાયલી સ્ત્રીજાતિને ઉધ્ધતપણાનાં સુચવનારાં વસ્ત્રો પ્હેરવાં વાજબી છે! શું! ભણીને પોતાના પૂજ્ય વૃધ્ધ સાસુ—સસરો " અરે! એ તો જુના વિચારવાળા છે" અહો! એતો અકકલ વગરના છે"! વિગેરે અપમાન જનક શબ્દો કહેવાં ઉચિત છે! શું! ભણિને પુરાતન આપ્ત—ઋષિ—મહર્ષિઓએ બાંધેલ યથો

ચ્ચિત મર્યાદા માર્ગને તિલાંજલી આપી; ચકચકતા બુટ, સ્ટૉકીંગ (મોજાં), રૂમાલ, સ્ટીક (લાકડી) છત્રી લઇ છૂટે છેડે ફરવું યથાર્થ છે! શું! ભણીને આપણા તત્વદર્શી આચાર્યો–મહાત્માઓ સિદ્ધ પુરૂષો–પાંખડી, ઢોંગી સ્વાર્થી, આપણા સેવ્ય (સેવા કરવા લાયક) દેવતાઓ જૂઠા, આપણા સદ્‌બોધ પ્રતિપાદક ઇતિહાસો ખોટા, કપોલ કલ્પીત, વિગેરે નાસ્તિકત્વ ધારણ કરવું વાસ્તવિક છે! શું! ભણીને પોતાના પ્રાણપ્રિય ભગવત્સ્વરૂપ પૂજ્યપતિની આજ્ઞાને તુચ્છકારી સ્વેચ્છા સ્થાપિત કરવી યોગ્ય છે! શું! ભણીને પોતાના સાસુ સસરો વિગેરે પૂજનીય મંડળને પજવવું પ્રમાણિકતા છે કે! શું! ભણીને બેંડ સ્ટન્ડ, પાલવા, અને ચોપાટી ઉપર પરપુરૂષની સાથે ફરવા જવું વિહિત છે! શું! ભણીને સૃંગારાદિ નાટક, ચેટક જોવાની લાલસાથી પતિ સાથે કજીઓ કરવો શાસ્ત્રોકત છે! શું! ભણીને સ્નેહીઓને સંતાપવું! શું! ભણીને નીચ કુળ કિમ્વા ઉચ્ચ કુળના દોષ ગુણ ન જોતાં; અપકીર્તિ કિમ્વા કિર્તિ ન ગણતાં, પોતાની ઇચ્છા પ્રમાણે આચરણ કરવાં! શું! ભણીને ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, કૃત્યાકૃત્ય, ઉપાદેય, હેય, નો વિચાર વિસરી જવો! ઉપર લખેલાં લક્ષણો સામ્પ્રત સમયની સ્ત્રી કેળવણી પામેલી પોતાને ભણેલી વિદૂષી–સુશિક્ષિત માનનારી ભામિની (સ્ત્રી)ઓમાં ઘણેખરે ભાગે જોવામાં આવે છે; અને તેથીજ ઉર્ધ્વ લિખિત પ્રશ્નોનો પ્રાદુર્ભાવ થયો છે; એટલા માટે ઉપર લખેલા લક્ષણો જે સ્ત્રી જાતિમાં જોવામાં આવે તે સ્ત્રી ભણેલી સુધરેલી કિમ્વા સુશિક્ષિત કહી શકાય નહિ કિન્તુ આ સંસારમાં નિંદ્ય, અને માત્ર ભાષા જાણનારીજ ગણી શકાય છે. માટે વર્ત્તમાન સ્ત્રી કેળવણીમાં સ્ત્રી ધર્મ કેળવણી ન અપાતી હોવાથીજ એ શુષ્ક કેળવણીનુંજ પરિણામ જણાય છે એટલા માટે વર્ત્ત

માન કેળવણીમાં વિદ્વાન પુરૂષોએ બહુ પ્રકારે સુધારો વધારો કરવાની જરૂર છે. જ્યાં સુધી આપણી સ્ત્રી જાતિને ધાર્મિક કેળવણી વગરની માત્ર શુષ્ક–નિરસ–પોપટીઆ કેળવણી આપવામાં આવશે ત્યાં સુધી સ્ત્રી જાતિ પોતાના કર્ત્તવ્યાકર્ત્તવ્યને કયારે પણ જાણી શકશે નહિં. માટે જેમ પ્રાચિન કાળમાં પ્રથમ સ્ત્રી જાતિને ધાર્મિક કેળવણી આપવામાં આવતી હતી તેજ પ્રમાણે જયારે અર્વાચીન કાળમાં આપવામાં આવશે ત્યારે આપણી સ્ત્રી જાતિ ઉન્નત્તિ પથમાં પ્રવેશ કરી શકશે એ સર્વાંશે નિસ્સન્દેહ વાત છે એમ મારૂં માનવું છે.

# ભણેલી સ્ત્રીનાં લક્ષણો કેવાં હોવાં જોઇએ !





પરમ પ્રિય પવિત્ર બ્હેનો ! ભણેલી–સુશિક્ષિત સ્ત્રી જાતિનું મુખ્ય કર્ત્તવ્ય એજ છે કેઃ—જે જે વાકયોચ્ચાર કરવાં તે પોતાનાં વડીલોને ઉદ્વેગ ન કરે તેવાં, પ્રિય–લાગે તેવાં હિતરૂપ, અલ્પ અક્ષરવાળાં; પરંતુ અનેકાર્થ સમલંકૃત, યથોચ્ચિત કોમલ, મધુર શબ્દોથી હસ્તે મ્હોયે બોલવાં; ભણેલી સ્ત્રીઓ પોતાની માનસિક પ્રવૃત્તિ આ સંસારના શ્રેયમાંજ સમન્વિત કરવી જોઇએ એજ સાચી સુશિક્ષિત સ્ત્રી કેળવણીની વિભૂતી છે. યથાર્થ ભણેલી ભલી ભામિની (સ્ત્રી)ઓનું કર્તવ્ય એજ છે કેઃ— પોતાનો વેષ ( ડ્રેસ ) દેશ, કાળ, અને જાતિને ઉચ્ચિત, તથા વિદ્વાન પુરૂષોને સંતોષ જનક રાખવો જોઇએ. સમ્યક્ અધિતા સ્ત્રીઓનું કર્ત્તવ્ય એજ છે કેઃ—પારકું હિત તે

પોતાનું હિત, પારકું સુખ તે પોતાનું સુખ અને પારકો અભ્યુદય તે પોતાનોજ અભ્યુદય માનવું જોઇએ. તથા પોતાના પતિની દરેક પ્રકારે શક્તિની નિરિક્ષા કરી તદનુસાર વ્યાવહારિક વસ્તુઓની યાચના કરવી જોઇએ. સંસ્કારી સુંદરીઓનું એજ કર્ત્તવ્ય છે કે:--પોતાના સાસુ, સસરા, વિગેરેને સર્વ પ્રકારે પ્રસન્ન રાખવા; એટલુંજ નહિં પરંતુ પોતાના તન મન અને ધનથી તેમની સેવા કરવી પ્રત્યેક સમયે તેમની બરદાસ રાખવામાં આહલાદિત થવું; પોતાના સગાં વ્હાલાં વિગેરે સર્વે સુહ્રદ વર્ગની સાથે સ્નેહ પૂર્વક વર્તવું જેનાથી પોતાની ભાવિ પ્રજા તથા પોતાના પરિચયી સજ્જનોની ઉન્નતિ થાય તેવા સદોપાય સદૈવ યોજવાની તજવીજ રાખવી; તથા સંક્ષિપ્તમાં પોતાના પતિને સુખે સુખ, અને પતિના દુઃખે દુઃખમાની મન, કર્મ, અને વચનદ્વારા ભૂલેચૂકે કયારે પણ પોતાના પતિની આજ્ઞા ઉલ્લંઘન કરવી નહિં; વ્યાવહારિક ચાલ ચલણ સાદી અને પોતાના પરમ્પરાના કુળાચાર પ્રમાણે રાખવી, એ પ્રમાણે જે સ્ત્રીઓ વિદ્યાભ્યાસ કરી સદાચારમાં પ્રવૃત થાય છે. તેવી સ્વધર્મ નિષ્ઠ સુન્દરીઓનાં પવિત્ર યશ આ સંસારમાં સ્વયં પ્રકાશપણાને પ્રાપ્ત થાય છે. અને જેથી પોતાના "सुन्दरी" એવા ગૌરવ દર્શક નામને તેઓ સાર્થક કરે છે. સ્ત્રી જાતિ જો પોતાના સ્વધર્મ અને સ્વકર્ત્તવ્ય પરાયણ હોય તો તે સાક્ષાત્ લક્ષ્મી સમાનજ છે. એ વાતમાં યત્કિંચિત્ પણ શંશય નથી. અને એવા સુશિક્ષિત સ્ત્રી રૂપ રત્નથીજ આ વસુન્ધરા સુશોભિત થાય છે. મેં જે આગળ "સ્ત્રી વિદ્યાભ્યાસ વિચાર" એ વિષયમાં સ્ત્રી જાતિને વિદ્યાભ્યાસ કરવો એ પ્રમાણે જે પ્રતિપાદન કર્યું છે; તે આપણા સનાતન ધર્મના સિધાન્તાનુસાર

સદ્વિદ્યાને માટેજ પ્રતિપાદન કર્યું છે. માટે સર્વ સ્ત્રી જાતિએ સદ્‌વિદ્યાભ્યાસમાં પ્રીતી રાખી સદાચરણ સંપન્ન થવું જોઈએ એવી મારી આપ સર્વને ખાસ ભલામણ છે. જો સ્ત્રીજાતિ યથાર્થ કેળવણીથી અલંકૃત હોય તો જેમની સંતતી પણ સદા સુશિતિ થાય. કારણે મહાભારત, અનુશાસનપર્વ, અધ્યાય ૧૦ શ્લોક ૫૫ માં લખ્યું છે કે.

**नास्तिमातृ समो गुरुः॥ १५८ ॥** અર્થાત્ માતા સમાન બાલકનો અન્ય કોઇ પણ ગુરૂ નથી; કારણ કે બાળક ની ઉન્નતિ મુખ્ય કરી પોતાની માતા ઉપરજ નિર્ભર હોય છે. કેમકે બાલ્યાવસ્થામાં બાલકનો સંસર્ગ, પિતા તથા આચાર્યોનો સાથે બિલ્કુલ થોડોજ હોયછે કિંતુ માતાની સાથે બહુજ હોયછે; જે માતાની ઉપર બાલકનું વર્તમાન તથા ભાવી સુખ દુઃખ નિર્ભર હોયછે તે માતા કેવી હોવી જોઇએ ! એ વાતનો આપ સર્વે વિચાર કરો ! કારણ કે આ સર્વ સંસારમાં સૂક્ષ્મ બુદ્ધિથી અવલોકન કરતાં આટલી વાત તો સ્પષ્ટતયા પ્રતિત થાયછે, કે. જેવી બાલકની માતા હોય તેવુંજ તેનું બાલક થાયછે- તેથી જો માતા વિદ્વાન, સદાચારી હશે તો તેનાં સંતાન પણ વિદ્વાન અને સદાચારીજ થશે, અને જો માતા મૂર્ખી (અભણ) હશે તો તેનાં સંતાન પણ તેવાંજ અભણ થશે. કારણકે.

**"कारणानुरूपं कार्य मिति"** સુશ્રુત, शारीरीक अध्याय ॥१२९॥

**ભાવાર્થઃ**—કારણની સમાનજ કાર્ય થાયછે. જયારે બાલકની કારણ ભૂત માતા મૂર્ખી હોય તો તેનો કાર્ય બાળક વિદ્વાન્ કેમ થઇ શકે ! માટે જ્યાં સુધી બાલકની માતા પઠિત નહિં હોય ત્યાં શુધી કયારે પણ બાળક વિદ્વાન થઇ શકે એ સંભવ નથી; એપ્રમાણે અનેક પ્રકારના હેતુથી સ્ત્રી જાતિને સુશિક્ષિત કરવાની આવશ્યકતાછે જુઓ મહારાજ મનુ શું વર્ણવેછે. —

**उपाध्यायान्दशाचार्यो आचार्याणां शतं पिता**
**सहस्रन्तु पितृन्माता गौरवेणाति रिच्यते ॥ १३० ॥**
**( मनुस्मृति, अध्याय० २, श्लोक १३५ )**

**ભાવાર્થ**:—આ માનવ ધર્મ સિદ્ધાન્તાનુસાર તો માતા દશ હજાર ગુરૂઓથી પણ અધિક છે એવી રીતે સર્વ પ્રકારે બાળકને સુધારનાર મુખ્ય માતાને સિદ્ધ કરવામાં આવી છે. જે સ્ત્રી જાતિ સદ્ વિદ્યાભ્યાસ સમ્પન્ન થઈ પોતાનાં સંતાનોને પાળી, પોષી પઠિત કરે છે તે આ અસાર સંસારમાં પોતાના માનવ જિવનને સાર્થક કરી જાય છે; એવી સુશિક્ષિત સ્ત્રી જાતિની બલિહારી છે. અને તેવી સદાચરણ પરાયણ સાધ્વી સુન્દરીઓનાં નામ લેવાથી પણ મહાન પુણ્યની પ્રાપ્તી થાય છે. તેવી સ્ત્રી જે કુળમાં જન્મે છે તે સમસ્ત કુળને દીપાવે છે. તેમની સર્વત્ર જય જયકાર થાય છે. અને તેવીજ સ્ત્રીઓ ભણેલી કહી શકાય છે. સદ્ વિચાર સમ્પન્ન, સખિ સમાજ! આજના મારા ૬ ઠ્ઠા દિવસના સદ્બોધમાં આપ સર્વને બહુજ મનન કરવાનું મે કહ્યું છે; માટે આ મારા આજના સદ્બોધ પ્રમાણે આપ સર્વ વર્તણુક રાખશો એવી મને સંપૂર્ણ આશા છે. આપણી સ્ત્રી જાતિ મૂલથીજ અલ્પ બુદ્ધિવાન હોય છે. માટે આપણને તો પુરૂષ જાતિ કરતાં બહુ પ્રકારે સંસારમાં સંભાળ રાખવાની જરૂર છે. હવે સૂર્યનારાયણ અસ્ત થવા આવ્યા છે, જેથી આજે આ મારા વ્યાખ્યાનની સમાપ્તિ કરૂં છું. અને આવતી કાલે આપ સર્વ સ્ત્રી સમાજને અવશ્ય શ્રવણ કરવા લાયક "શિયળવ્રત" એ વિષય ઉપર હું આપને સદ્બોધ પ્રદાન કરીશ. એ પ્રમાણે કહી શ્રીમતી સુરેન્દ્રબાલાએ **जय जय सद्विद्याभ्यासी अने सदाचार परायण सुन्दरीओनो!** એવી રીતે અંતિમ ગર્જના કરી. પોતાના વ્યાખ્યાનની પૂર્ણાહુતી કરી; મણિપૂર નિવાસી

સર્વ સ્ત્રી સમાજ મહાન્ આહ્‌લાદને પ્રાપ્ત થઇ એક અવાજે **જય महादेवी सुरेन्द्रबाला!** આ શબ્દ ઘોષ કરતી પોત પોતાના આશ્રમ પ્રત્યે ચાલતી થઇ. જેથી આજ આપણુ આ છઠ્ઠા દિવસની રચના પરિપૂર્ણતાને પ્રાપ્ત થાય છે.

## સપ્તમ દિવસ સમારંભ.

# શિયળવૃત્ત મહિમા.

મણિપુર નિવાસી સ્ત્રી જાતિ દિનપ્રતિ દિન આ મહાન્ વિદૂષી યોગીની શ્રી સુરેન્દ્રબાલાના અનુપમ સદ્‌બોધથી પ્રસન્ન થઇ રહેલી જણાતી હતી. અને સર્વ સ્ત્રી સમાજ તેમને એક મહાદેવી સમાન ગણી અપૂર્વ ભાવના ધરાવતી હતી. “આવતી કાલે શિયલવૃત ઉપર વ્યાખ્યાન શ્રી સુરેન્દ્રબાલા આપશે” એ પ્રમાણે જન ચર્ચા જાગ્રત થવાથી આજે તો મણિપૂરની આસપાસે આવેલાં ન્હાનાં ન્હાનાં ગામડાઓમાંથી પણ સ્ત્રીઓ આ અમૂલ્ય લાભને સમ્પાદન કરવાને આવી હતી. જેથી વ્યાખ્યાન સમયથી પ્રથમજ આજે તો સ્ત્રીઓનાં ટોળે ટોળાં શ્રીમાન શશિ શેખર નામક મંદિરમાં આવતાં જણાતાં હતાં. આજની ભીડ અપૂર્વ હતી. અને પ્રેક્ષકને સમગ્ર મંદિર સ્ત્રી મંડળથીજ સમલંકૃત થયેલ જોવામાં આવતું. એટલામાં વ્યાખ્યાનનો સમય થવાથી શ્રી સુરેન્દ્રબાલા પોતાના હમેશનાં આસન ઉપરથી ઉઠી શશિશેખર મંદિરના મધ્ય ભાગના વિશાલ ચોકમાં પોતાના વ્યાખ્યાન સમયના નિયત આસન ઉપર બિરાજી. એ સમયે શ્રોતૃ વર્ગ તેની દિવ્ય મૂર્ત્તિના દર્શન કરી—અહો! આતો એક

અદ્વિતિય દેવ મૂર્ત્તિ સતિ છે કે શું! અહો! આતો સાક્ષાત્ જગદમ્બા પાર્વતી છે. પ્રિય સખિ! એ તો આપને સદ્બોધ પ્રદાન કરવા માટેજ સાક્ષાત્ બ્રહ્મા પુત્રી શ્રી સરસ્વતી રૂપ શ્રી સુરેન્દ્રબાલા અવતરી છે! જય જય દેવી! જયજય ભગવતી!! જયજય જય ત્રિલોક તારિણી!! આપણા અહો ભાગ્ય કે આજ આ મહાન્ દેવીનાં આપણને દર્શન થયાં! આજે આપણાં પૂર્વ જન્મ સંચિત પુણ્ય પૂંજ ઉદય થયાં! ઇત્યાદિ સ્ત્રી જાતિમાં પરસ્પર શનૈઃ શનૈઃ શબ્દ ધ્વની ઉઠી રહી હુતી. ત્યાર બાદ નિત્ય નિયમ પ્રમાણે શ્રી સુરેન્દ્રબાલાની સ્તુતી અર્ચના કરી. આર્તી ઉતારી—"જયજય શ્રી સુરેન્દ્રબાલા" નો સર્વ સ્ત્રી સમાજે ધ્વની કરી. પશ્ચાત્ પોત પોતાનાં આશ્રમ ઉપર બેસતી રહી આ પ્રમાણે સનાતન પદ્ધતિ અનુસાર વ્યવસ્થા થઇ રહ્યા બાદ શ્રીમતી સુરેન્દ્રબાલાએ "જય જય શ્રી શિયળવૃત સમ્પન્ન ભારતીય સુન્દરીઓનો!" એ પ્રમાણે મંગલાચરણ કરી પોતાના વ્યાખ્યાનનો આરંભ કરતાં જણાવ્યું કેઃ—સદ્ વિચાર સમ્પન્ન સખિ સમાજ! સ્વધર્મ નિષ્ઠ પતિવ્રત્ય ધર્મ પરાયણ સ્ત્રી જાતિએ આ સંસારમાંના પતિ સિવાય સર્વ પુરૂષ માત્રને જનક એટલે પિતારૂપ કિમ્વા ભ્રાતૃ (ભાઇ) સમાન જાણી પોતાના અમૂલ્ય શિયળવૃત્ત (પતિવ્રત્ય ધર્મ)ની રક્ષા કરવી જોઇએ. કારણ કે શિયળવૃત્તના સમ્પાદનથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થની પ્રાપ્તિ થાય છે. સર્વ તિર્થોમાં મજજન સ્નાન કરવાથી જે ફળની પ્રાપ્તી થાય; મ્હોટાં મ્હોટાં યજ્ઞાદિ પુરશ્ચરણો કરવાથી જે ફળની પ્રાપ્તી થાય; સદાવ્રતો, ધર્મશાળાઓ, ભગવન્મંદિરો, પાઠશાલાઓ. ઓષધાલયો, અનાથાલયો, વિગેરે સાર્વજનિક પરોપકારી જગત્ હિતકારી સત્કાર્યોથી જે ફળની પ્રાપ્તી થાય; સહસ્ત્ર

(હજાર) ગાયો સુવર્ણ (સોના)ના સ્રૃંગ (શિંગડા)થી સમલંકૃત કરી સત્પાત્ર કુલીન વેદવિદ્યા નિષ્ણાત બ્રાહ્મણને દાન આપવામાં આવે; તેથી જે ફળની પ્રાપ્તિ થાય તથા સુન્દર–સુખકર–મનહર વિશાલ જલાશય નિર્માણ કરવાથી જે ફળની ઉપલબ્ધિ થાય, તે સર્વ ફળથી સહસ્ત્ર ગુણિત અધિક ફલ પોતાના અખંડ શિયલવૃત સાચવનારી સાધ્વી સુન્દરી (સ્ત્રી)ઓને પ્રાપ્ત થાય છે અને તેવી પવિત્ર સ્ત્રીઓ "સતી" એ મહાન્ પૂજ્ય પદ્વીને પ્રાપ્ત થાય છે. (કરતલ ધ્વની; જયજય બાલાની ધન્ય ધન્ય મહાદેવી ! યથાર્થ–યથાર્થ યથાર્થ ઈત્યાદિ સ્ત્રી સમાજ તરફથી વચમાં શબ્દ ધ્વની થઇ.) અને એજ પ્રમાણે આપણા ધર્મ શાસ્ત્ર રચયિતા શિષ્ટ–પુરૂષો કથન કરે છે; સાંભળો !

**पुरुषं सेवते नान्यं मनो वाक्काय कर्मभिः॥**
**लोभिताच परेणापि सा सती लोक भूषणाः ॥ १३१ ॥**

**ભાવાર્થઃ**—જે સ્ત્રી મન, વચન, અને કાયા વડે કરીને પોતાના પતિને તજી અન્ય પુરૂષને સેવે નહિ અને કોઈ પુરૂષ દ્રવ્યાદિકનો લોભ દેખાડે તોપણ જેનું મન ચળિત થાય નહિ તે સ્ત્રી (સતી) સમસ્ત જગત્‌ને શોભવે છે તેમજ આપણા નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**नागो भातिमदेन कंजलरुहैः पूर्णेन्दुना शर्वरी ॥**
**शीलेन प्रमदा नवेन तुरगो नित्योत्सवै मन्दिरम् ॥**
**वाणी व्याकरणेन हंस मिथुनै नद्यःसभा पंडितैः ।**
**सत्पुत्रेण कुलं नृपेण वसुधा लोकत्रयं विष्णुना ॥१३२॥**

**ભાવાર્થઃ**—મદ વડે હાથી, કમલવડે પાણી, પૂર્ણ ચન્દ્ર વડે રાત્રી, શીયલ વડે સ્ત્રી, ઘણા વેગવડે અશ્વ (ઘોડા), હમેશાં ઉત્સવો વડે મન્દિર, વ્યાકરણ વડે વાણી, હંસના જોડાંથી નદીઓ, પંડિતો વડે સભા, સારા પુત્ર વડે કુલ,

સારા રાજા વડે પૃથિવ, અને વિષ્ણુ ભગવાનથી ત્રણ લોક (સ્વર્ગ લોક, મૃત્યુ લોક અને પાતાલ) શોભે છે. આ નીતિશાસ્ત્રના વાકયમાં સ્ત્રી જાતિની શોભા શિયલવૃત્તમાંજ માનવામાં આવી છે; જેથી શિયલવૃત એ સ્ત્રીજાતિનું પરમ ભૂષણ રૂપ એક અનુપમવૃત શિયલવૃત અગ્રિમ (આગળ) અન્ય સર્વવ્રત કશી વિસાતમાં નથી; લક્ષ ચાન્દ્રાયણ વ્રત કરવાથી જે પુણ્યની પ્રાપ્તી થાય છે તેથી પણ મહાન્ અધિક પુણ્ય શિયળવ્રત સમ્પાદન કરવાથી થાય છે. એ કંઇ પુનઃ પુનઃ કહેવાની જરૂર નથી; ગંગા નદી પવિત્ર છે; જેમાં સ્નાન કરવાથી મનુષ્ય પાતકમાંથી મુકત થાય છે; તે ગંગાજીએ પોતે કહ્યું છે કેઃ—"કોઇ પતિવ્રત્ય ધર્મ પરાયણ શિયલવ્રત સમ્પન્ન સ્ત્રી જો મારામાં સ્નાન કરે તો હું તેનાથી પવિત્ર પણાને પ્રાપ્ત થાઉં" અહો! શિયલવ્રતનો કેવો મહાન્ મહિમા! એ પ્રમાણે શિયલવૃતની બહુ પ્રસંશા આપણા ધર્મશાસ્ત્રમાં લખવામાં આવી છે; તેજ સ્ત્રીનું ભણતર, તેજ સ્ત્રીનું જ્ઞાન, તેજ સ્ત્રીની ચતુરાઇ, કે જે સ્ત્રી પોતાના અનૂપમ (જેની બીજા કોઈની પણ ઉપમા આપી શકાય નહિં) શિયલવ્રતનું સંરક્ષણ કર્યું સ્ત્રી જાતિનાં અન્ય અલંકારાદિકને શંગાર છે તે માત્ર સ્થુલ શરીરનેજ શણગારવાનાં નામ માત્રનાં શૃંગાર છે; પરંતુ સાચો શૃંગાર તો પોતાના સૂક્ષ્મ શરીરને શાસ્ત્રોકત સ્વધર્મથી શણગારવું તેજ છે; અને તે શણગાર શિયલવ્રત સાચવવાથીજ પ્રાપ્ત થાય છે એ હેતુથીજ શાસ્ત્રકારો કહી ગયા છે કેઃ—

**शीलंपरं भूषणम्** અર્થાત્ શિયલવ્રતજ એ પરમ ભૂષણ છે એટલુંજ નહિ પરંતુ રાજર્ષિ ભર્તૃહરિનું કથન છે કેઃ—

**वह्निस्तस्य जलायते जलनिधिः कुल्यायते तत्क्षणात् ॥**
**मेरुःस्वल्प शिलायते मृगपतेः संघः कुरंगायते ॥**

व्यालो मालय गुणायते विषरसः पीयूष वर्षायते ॥
यस्याङ्गेऽखिललोक वल्लभतमं शीलं समुन्मीलति ॥१३३॥
( भर्तृहरि नीति शतक. )

**ભાવાર્થ**:—જે મનુષ્યના અંગમાં સમગ્ર લોક પ્રિય શિયળવૃત રહેલું છે; તેને અગ્નિ પણ જળ સરખું ઠંડું લાગે છે; અને સમુદ્ર પણ એક નાના સરખાં તળાવ જેવો લાગે છે. અને મેરૂ પર્વત પણ એક નાની શિલા જેવો લાગે છે; અને સિંહનું ટોળું પણ એક હરણનાં ટોળાં માફક લાગે છે; સર્પ પણ એક પુષ્પમાલા સરખો લાગે છે; વિષનો રસ પણ અમૃત તુલ્ય લાગે છે.

એકાદશી વ્રત—રામનવમી વૃત-શિવરાત્રી વૃત, નરસિંહચતુર્દશી, અને જન્માષ્ટમી વૃત-એ મહાન વૃત. તથા અન્ય ન્હાનાં મ્હોટાં સર્વ પ્રકારનાં વૃતોથી શિયળવ્રત અત્યુત્તમ છે. અન્ય વ્રત સમ્પાદન કરવામાં આવે અને જો શિયળવ્રત સાંગોપાંગ પાળવામાં ન આવે તો તેથી બીજાં સમસ્ત વ્રતો નિષ્ફળ જાય છે. સર્વ વ્રતોનો શિયળવ્રત્ત રાજા છે. શિયળવ્રત પાળવાથી સમસ્ત વ્રતોનાં ફળની પ્રાપ્તિ થાય છે. એમાં કાંઇ પણ પ્રકારનો સન્દેહ નથી; આપણી સ્ત્રી જાતિને તો શિયળવ્રત એજ સર્વોત્તમ વ્રત છે એમ સર્વાંશે સમજવું જોઇએ. અર્થાત્ મારા કહેવાનું તાત્પર્ય એ છે કે:-બીજાં વ્રતપાળી જેમ બને તેમ શિયળવ્રતનું સમ્યક પ્રકારે સંરક્ષણ કરવું જોઇએ-એજ મારો આપને પરમોપદેશ છે. શિયળવ્રતના સંરક્ષણથી કેવા લાભની ઉપલબ્ધિ થાય છે, તત્સમ્બંધી હું આપને એક પરમ શિયળ વૃત સમ્પન્ન ભગવદ્ ભક્તિ ભૂષિત તત્ત્વવેત્તા મિહિરાંબાઈની કથા કહું છું તે આપ સર્વ એકાગ્ર ચિત્તથી શ્રવણ કરશો.

# મહાન્ તત્ત્વદર્શી મિહિરાંબાઈ.





ચિતોડના સૂર્યવંશોદ્ભવ એક રાજાને 'મિહિરાંબાઇ' નામક એક કન્યા હતી; આ મિહિરાંબાઇ સ્વરૂપવાન તથા સમ્યક્ પ્રકારે સદ્‌ગુણ સમ્પન્ન હતી; બાલ્યાવસ્થામાં એક દિવસે મિહિરાંબાઇ પોતાની જનની (માતા) સાથે દેવદર્શન હિતાર્થે એક ભગવન્મન્દિરમાં જતી હતી; તેટલામાં રાજ્ય માર્ગ (રસ્તા)માં લગ્નનો એક વરઘોડો જતો હતો; તેને જોઇ મિહિરાંબાઇ પોતાની માતાને પૂછવા લાગી કેઃ—હે! પૂજ્ય માતુશ્રી!! આ સર્વ ધામધૂમ શાની થાય છે; અને આ શિબિકા (રથ)માં પરસ્પર પાસે પાસે કોણ બેઠાં છે. એ પ્રમાણે પોતાની પુત્રી મિહિરાંબાઇનાં વચન શ્રવણ કરી તેની માતાએ જણાવ્યું કેઃ—પુત્રી! આ વિવાહ સમારંભની સર્વ ક્રિયા છે; અને આ શિબિકા (પાલખી)માં બેઠેલા વરરાજાનું તેની પાસે બેઠેલી કન્યા સાથે લગ્ન થયુ છે; જેથી તે પરણીને હમણાં પોતાના ગૃહે જાય છે. એવી રીતે માતાના વચન સાંભળી બાલ્ય સ્વભાવથી મિહિરાંબાઇએ ફરી પૂછ્યું કેઃ—મા! મારૂં લગ્ન ક્યારે થશે! અને મારો વર ક્યાં!! આ વાક્યના પ્રત્યુત્તરમાં તેની માતુશ્રીએ કહ્યું કેઃ—પુત્રી! તારૂં લગ્ન (વિવાહ) હવે ત્વરિતજ થશે; ને તારો વર (પતિ) શ્રી ગોપાલકૃષ્ણ એ પ્રમાણે વાર્તાલાપ કરી મન્દિરમાં દર્શન હિતાર્થે મા અને દીકરી બંને ગયા. ત્યારબાદ તેની માતુશ્રીએ શ્રી ગોપાલકૃષ્ણની મનહર મૂર્ત્તિ, તરફ આંગળી દેખાડીને લાડ પૂર્વક કહ્યું કેઃ—પુત્રી જો આ તારો વર (પતિ) એ પ્રમાણે પોતાની હાસ્યાત્મકવાણી પોતાની બાલ્યાવસ્થા

હોવાથી મિહિરાંબાઈને સાચી લાગી. અને તે શ્રી ગોપાલ કૃષ્ણ શ્યામ સુન્દર નટવર નાગર ભગવાનના મનોહર લાવણ્યતા નિહાળી તે મૂર્ત્તિ તેના મનમાં એવી દ્રઢ ચોંટી ગઈ કે મિહિરાંબાઈ પોતાને ઘેર રમત-ગમતમાં તેવી મૂર્ત્તિ બનાવી પ્રસન્ન થવા લાગી; તેની બાલ્યાવસ્થાની આ અદ્દભૂત રમત-ગમતથી સર્વ કુટુમ્બી વર્ગને આશ્ચર્ય સહિત આનંદની પ્રાપ્તિ થવા લાગી. પરંતુ પછી તો ખરેખરા લગ્નનો સમય આવી પહોંચ્યો; અને કુલાચાર પ્રમાણે લગ્નનો સમારંભ થયો અને તેથી મિહિરાંબાઈને સાસરીઆમાં જવાનો ઠરાવ થયો ત્યારે મિહિરાંબાઇ પોતાના માતુશ્રીને કહેવા લાગી કેઃ--માતાજી! મારા તો શ્રી ગોપાળકૃષ્ણ પતિ છે. એમ તમે કહેતા હતા. માટે એવા સુન્દર પતિને મૂકી હવે હું કયાંય પણ જવાની નથી. અહો! વિશુદ્ધ પ્રેમ તે આનું નામ! ખરેખર પવિત્ર પ્રેમની શી પ્રબળતા!! ધન્ય છે એવા નૈસર્ગિક પ્રેમને!! એ પ્રમાણે મિહિરાંબાઈએ કહ્યું એટલે તેના માતા પિતાએ તેની સાથે શ્રી ગોપાલકૃષ્ણની મૂર્ત્તિ આપી અને અનેક પ્રકારે મનાવી તેને સાસરીઆમાં જેમ તેમ કરી વળાવી જેથી મિહિરાંબાઈ પોતાના સાસરીઆમાં પણ શ્રી ગોપાલ કૃષ્ણ ભગવાનની અત્યુત્તમ પ્રકારે સેવા કરવા લાગી; અને તેના ભજન-પૂજનમાંજ અહર્નિશ આરૂઢ થઇ શ્રી ગોપાળકૃષ્ણમાં તલ્લિન થવા લાગી. એ પ્રમાણે મિહિરાંબાઈના કર્ત્તવ્યથી તેના સાસુ સસરો કે જેને એ વાત પ્રિય ન હતી; તેણે મિહિરાંબાઈને બહુ સમજાવ્યું પરંતુ આ મિહિરાંબાઇનો અલૌકિક પવિત્ર પ્રેમાધીન થઇ બહુ જવાથી એકની બે થઈ નહિ. ત્યારે તેના સાસુ સસરાએ મિહિરાંબાઇને મારી નાંખવાના વિચાર ઉપર આવી ઝેરનો અર્ક તૈયાર કરાવી “આ શ્રી ગોપાલકૃષ્ણના ચરણકમલનો તિર્થ છે,” એમ કહી

પોતાની કન્યાને હાથે તેને અપાવવાની યુક્તિ નિર્માણ કરી; રાજાની આજ્ઞા પ્રમાણે તેની પુત્રીએ અર્થાત્ મિહિરાંબાઇની નણંદે વિષનો પ્યાલો લઇને પોતાની ભોજાઇ (ભાઇની વહુ મિહિરાંબાઇ) પાસે ગઈ અને " શ્રી ગોપાલકૃષ્ણનો તીર્થ-ચરણામૃત એમ કહીને તે પ્યાલો મિહિરાંબાઇની આગળ ધર્યો. પરંતુ નણંદના અંતઃકરણમાં આ પવિત્ર મૂર્તિ (મિહિરાંબાઇ)ના દર્શન કરવાથી દયા ઉત્પન્ન થઇ આવી કે અહો! વિના કારણે અમે આ નિરપરાધી પ્રાણીનો જીવ લઇએ છઇએ એ વાત યથાર્થ નથી; આખરે તે નણંદે મિહિરાંબાઇને સર્વ વૃતાંત કહી દીધું અને વિશેષમાં જણાવ્યું કેઃ--મિહિરાં! આ ચરણામૃત નથી કિન્તુ ઝેરનો પ્યાલો છે માટે તે પીશો નહિ! ત્યારે મિહિરાં કહેવા લાગીઃ—પૂજ્ય નણંદ! ના હવે એ ઝેર નથી પરંતુ એતો શ્રી ગોપાળકૃષ્ણ મારા પતિનું ચરણામૃતજ છે. કારણ કે એમાં તો મને જે ભગવત્ યમુનાજીના હ્રદમાં કાલિય નાગની ફેણુ ઉપર નૃત્ય કરનારા શ્યામ સુન્દર શ્રી કૃષ્ણની મહાતેજસ્વી મૂર્તિનાં મને દર્શન થાય છે તેથી હું તો અવશ્ય પાન કરીશ. તમે યત્કિંચિત્ પણ ભય રાખશો નહિં." એ પ્રમાણે કહીને તે તત્કાલજ વિષનો પ્યાલો હાથમાં લઇ "શ્રી ગોપાલ કૃષ્ણ" નો પવિત્ર ધ્વની કરી તે વિષ (ઝેર) ગટગટ કરી પાન કરી ગઇ. જેથી એ વિષ (ઝેર) પણ પોતાના સ્વભાવને છોડી ઉલટું અમૃતરૂપ બન્યું. એ વાર્તા સુપ્રસિદ્ધ છે. જે સમ્બંધી કથન છે કેઃ—

**दोहा**

**चरणामृत कही विष दीयो, भयो सु अमृतरूप ॥**
**धन्य मिहिरा बाइको, जाको शियल अनूप ॥ १३४ ॥**

એ પ્રમાણે હળા હળ દુર્જર વિષ (ઝેર) પણ પવિત્ર જ્ઞાનમૂર્તિ અભેદ દર્શી મિહિરાંબાઇના અખંડ શિય-

બ્રતના પ્રભાવથી અમૃત થઇ ગયું. એ પ્રમાણે કેટલાક કાળ પર્યન્ત તે શ્રી ગોપાલ કૃષ્ણની ભક્તિ કરી અંતિમ્ ગોપાલ કૃષ્ણ પોતાના પતિના પરમધામ ( વૈકુંઠ )ને પ્રાપ્ત થઈ. શિયળવ્રતના પ્રભાવથી અદ્યાપિ આ મિહિરાંબાઇ સુપ્રખ્યાત થઈ છે. એ મહાન્ વિદુષી ( પંડિતા ) ના બનાવેલાં સંખ્યાબદ્ધ પદો-ભજનો-કીર્તનો આજકાલ કેટલાક સતપુરૂષો ગાઈ પોતાના અંતઃકરણ ને આહ્લાદ પમાડે છે. એ સર્વ પ્રતાપ તેના અખંડ શિયળવ્રતનોજ સમજવો જોઇએ પોતાના ધર્મનિષ્ઠા, જ્ઞાનનિષ્ઠા, વ્રત યજ્ઞાદિક નિષ્ઠા, અને આચાર વિચારની નિષ્ઠા પણ ત્યારેજ ફળીભૂત થાય છે કેઃ-જ્યારે સ્ત્રીજાતિ પોતાના પવિત્ર શિયળવ્રત નિષ્ઠા પરાયણ થાય પવિત્ર શિયળવ્રત વિનાની સ્ત્રી જાતિની ભણતર, ચતુરાઇ, સ્વચ્છતા, સુઘડતા, સૌન્દર્યતા વિગેરે સર્વ ધિઃકારવા લાયક ગણાયછે. કેમકે ધર્મશાસ્ત્રમાં મહર્ષિઓએ લખ્યું છે કેઃ—

**शील भंगेतु नारीणां दोषास्तु बहवो नृपः ॥**
**स्त्रीणां नैवतु विश्वासः कर्त्तव्यस्तु कदाचनः ॥ १३६ ॥**

**ભાવાર્થઃ**—સ્ત્રી જાતિનું જો શિયળવ્રત ભંગ થાય તો શ્રીકૃષ્ણ ચંદ્ર પરમાત્મા પોતે રાજર્ષિ યુદ્ધિષ્ઠિરજીને કહે છે કે હે રાજન્ ! તે સ્ત્રીને બહુ પ્રકારનાં દોષ લાગે છે; માટે સ્ત્રી જાતિએ પોતાનું શિયળવ્રત સદૈવ સાચવવું એટલે તેણે સર્વ સાધનો સાધ્ય કર્યા એમ સમજવું તથા કોઈ પણ પરપુરૂષનો વિશ્વાસ કરવો નહિ. એ પ્રમાણે આપણા ધર્મશાસ્ત્રોમાં શિયળવ્રત મહિમા તથા તેના રક્ષણ સમ્બંધી સંખ્યાબધ્ધ શ્લોકદ્વારા સ્ત્રીજાતિને ધ્યાન આપવા લાયક સદ્બોધનું સમ્યક ઉલ્લેખ ઋષિ-મૂનિઓએ કર્યું છે. તેમજ આ ભારત વર્ષમાં શિયળવૃત સમ્પન્ન પ્રાચીન અર્વાચીન થઇ ગયેલી સુન્દરીઓનાં ઉદાહરણો પણ અનેક

મળીઃ આવે છે પરંતુ એ સર્વ વાતનો સંક્ષિપ્ત સિધ્ધાન્ત નિષ્કર્ષ-- ( નિચોર ) એ છે કેઃ—શિયળવ્રત સમાન બીજું પાળવા લાયક કોઇ પણ ઉત્તમવ્રત નથી અર્થાત્ સર્વ વ્રતોથી ઉત્તમોત્તમજ શિયળવ્રતજ છે માટે સુજ્ઞ, સ્વધર્મ સ્વકર્તવ્ય નિષ્ઠ માનવ જાતિએ પોતાના આ વેદોકત નિરવદ્ય સર્વતંત્ર સ્વતંત્ર સત્યભૂત સનાતન ધર્મના સત્ય સિદ્ધાન્ત મય "શિયળવૃત્ત" નું હમેશાં રક્ષણ કરવું એજ મારો ઉપદેશ-ઉદ્દેશ કિંવા આદેશ છે. તેમજ સદ્ગુરૂ મહર્ષિ શ્રી ક્ષેમેન્દ્ર માહારાજે પોતાના વચનામૃતમાં કહ્યું છે કેઃ—

संसारमैं शियलवृत्त सद्रश ओर कोइ बो वृत नहि है. जो लोग शियळवृत्तका संरक्षण करते है वेलोगमानो अमृतका पान कर रहे है शियलव्रुत सम्पन्न मनुष्यके पास कैलासाधि-पति शंकर, वैकुण्ठाध्यक्ष श्रो विष्णु भगवान् ओर समस्त सृष्टिके अधिष्ठाता ब्रह्माजी इनके आदि लेकर–इन्द्र, चन्द्र, कुबेर, वायु, वरुण, अग्नि प्रभृति सब देवता गण आधीन रहते है. विद्या, ज्ञान, विचार, यह सार्थक तब हुया करता है.जब सब प्रकारसैं शियलव्रुतकी संरक्षण किया जावे शिय लव्रुत सम्पन्न मनुष्य देवताओके देव, ऋषिश्वरोके ऋषी-श्वर, ओर सिद्धोके सिद्ध पुरुष माने जाते है. शियलव्रुत सम्पन्न मनुष्यकी वचन सिद्धो होतीहै ओर जितने कुच्छ उत्तमोत्तम कार्य है वह सब शियलव्रुतको उपरहि निर्भर है यातै. प्रिय शिष्य प्रभाकर ! तुं इस बातका अवश्य ध्यान रखना. ओर शियलव्रुतसैं पतित न होना यह मेरा तुजको परमोपदेश है ओर इसी प्रकारकाही संसारमै सद्बोध प्रदान करते रहेना मेरा आशीर्वाद है किः 'जगन्नियना परमेश्वरतेरा

બહુત અચ્છા કરેગા. માટે એ પ્રમાણે સર્વ માનવ જાતિએ શિયલવૃત્તના સંરક્ષણમાં તત્પર રહેવું જોઈએ. તથા સર્વદા સંતોષવૃત્તિ રાખવી જોઇએ. જે કામિનીઓ અસંતુષ્ટવૃતિ રાખી પોતાના પતિને પજવે છે, તે સ્ત્રીઓ મૃત્યુ પછી નાના પ્રકારના નરકોમાં જાય છે. એટલા માટે હવે હું કિંચિત્ આપને સંતોષ સમ્બંધી બે શબ્દ કહું છું તે આપ લક્ષમાં રાખશો.



# સંતોષની મહત્તા.





સુશીલ સહિયરો! પોતાના પ્રાણનાથ (પતિ)ની જેટલી શકિત હોય તેટલોજ પગ ભરવાની ઇચ્છા રાખવી જોઇએ; પરંતુ બીજાના મહાલયો જોઇ પોતાની ઝુંપડી તોડી પાડવાને ઉદ્યત થવું નહિં. "સંતોષ એ સર્વ પ્રકારના સુખનો એક દિવ્ય ઝરો છે; જે સ્ત્રી પોતાના અંતઃકરણમાં સંતોષ ધારણ કરી પોતાના પતિની સેવા કરે છે, તે સ્ત્રીના ઉપર બ્રહ્મા, વિષ્ણુ, મહેશ (મહાદેવ) વગેરે સર્વ દેવતાઓ સર્વદા પ્રસન્નજ રહે છે. "સંતોષી જન સદા સુખી" એ જનશ્રુતિ વાકય ખરેખર સ્વધર્મનિષ્ઠ સ્ત્રીઓને અવશ્ય મનન કરવા લાયક છે; જે કુટુમ્બમાં, જે ગૃહમાં; સંતોષ હશે તે કુટુમ્બ, તે ગૃહ સર્વ રીતે સુખાવસ્થામાંજ હોય છે. પોતાને અમૂક વસ્ત્ર, કિમ્વા કોઇ અલંકારની ઇચ્છા ઉદ્દભવે ( ઉત્પન્ન થાય ) ત્યારે પોતાના પતિની પાસે નમ્રતાપૂર્વક બન્ને હાથ જોડી પ્રાર્થનારૂપે યાચના કરવી એજ સતી સ્ત્રીઓનું પરમ કર્ત્તવ્ય છે. પરંતુ દેખાદેખી કરી પોતાના પતિને વસ્ત્ર, કિમ્વા અલં-

કાર માટે ક્યારે ભૂલેચૂકે પણ પજવવું નહિં. એ વાત જરૂર સ્ત્રી જાતિને ધ્યાનમાં રાખવી જોઈએ. સંતોષથી જીવન્મુક્ત દશા પણ પ્રાપ્ત થાય છે. સાંભળો શાસ્ત્રમાં શું કહ્યું છેઃ—

संतोषामृत तृप्तानां यत्सुखं शान्त चेतसाम् ॥
कुत स्तद्धन लुब्धाना मितश्चेतश्च धावताम् ॥ १३७ ॥

**ભાવાર્થઃ**—સંતોષરૂપ અમૃતથી તૃપ્ત થએલા અને શાંત ચિત્તવાળા પુરૂષોને જે સુખની પ્રાપ્તિ થાય છે, તે સુખ આમ તેમ દોડનારા, ધનના લોભી પુરૂષોને ક્યાંથી મળે? તેમજ સુભાષિત રત્નાકરમાં લખ્યું છે કેઃ—

सदा सन्तुष्ट मनसः सर्वासुख मयादिशः ॥ १३८ ॥

**ભાવાર્થઃ**—સર્વદા સંતોષી એવા મનુષ્યને સર્વ દિશાઓ સુખમય જ જણાય છે. એટલે સંતોષ એ એક દૈવી સમ્પતિમાંનો એક મહાન સદ્‌ગુણ છે. માટેજ સંતોષ રૂપ સમૃદ્ધિ ( ઐશ્વર્ય )થી જે મનુષ્ય સંતુષ્ટ ( પ્રસન્ન ) છે. તેઓ સ્વર્ગાધિપતિ ઇન્દ્રના મહાન્ વૈભવને પણ તૃણવત સમજે છે. કારણ કે મહિર્ષિઓનું મહાન સૂત્રરૂપ વાક્ય છે કેઃ–"સુખનું મૂળ સંતોષ અને દુઃખનું મૂળ તૃષ્ણા ( અસંતોષ ) છે. સંતોષનું સ્પષ્ટ લક્ષણ એ છે કેઃ—

दोहा.

पावहीं जे प्रारब्धसों तामें मानहीं तोष ॥
ताहि तज्ञजन कहत हैं, सुखदायक संतोष ॥ १३९ ॥

**ભાવાર્થઃ**—પોતાના પ્રારબ્ધ કર્મના પ્રભાવથી જે કંઇ પ્રાપ્ત થાય; તેમાંજ સંતોષ માની બેસવું તેનેજ તત્ત્વવેતા પુરૂષો સુખનો આપનાર સંતોષ કહે છે. આ ઉપરથી હું આપને એક વિલક્ષણ સ્વપ્નની કથા કહું છું તે શ્રવણ કરો.

## સાર્વભૌમ (ચક્રવર્ત્તિ રાજા)નું સ્વપ્ન.

એક વખતે કોઇ સ્વધર્મનિષ્ઠ પ્રજા પાલન તત્પર સાર્વભૌમ પૃથ્વિપતિ–રાજાને રાત્રીએ સ્વપ્નું આવ્યું કેઃ— "પોતાનું તમામ રાજ્ય, વૈભવ વિગેરે વિનષ્ટ થઇ ગયું તેમજ દાસ, દાસીઓ વિગેરે સેવકોનો પણ અભાવ થઇ જવાથી પોતે મહા દુઃખવાળી કંગાળ દશામાં થઇ ગયો છે; જેથી તે રાજાને બહુ દુઃખની પ્રાપ્તી થઇ અને તેથી અનેક પ્રકારે સ્વપ્નામાં કલ્પાંત (રૂદન) કરવા લાગ્યોઃ— અરે ! હવે મારૂં શું થશે ! અહો ! હવે હું કેમ જીવી શકીશ ! અહો આ શી દશા થઇ !! વિગેરે બહુજ વિચાર કરતાં કરતાં સ્વપ્નની નિવૃતી થવાથી અન્તિમ્ જાગ્રત થઇ જો જોવા લાગ્યો તો સ્વપ્ન સમ્બંધી સ્થિતી કિંચિત્ માત્ર ન હોતાં પોતાની પૂર્વ રાજ્ય સત્તા પ્રમાણેજ સર્વ ઐશ્વર્ય સ્થાઇ જોવામાં આવ્યું. જેથી તે રાજાને સ્વપ્ન સમ્બંધી ઉદ્‌ભવેલી ઉદાસી પછી નાશ પામી ગઇ.

### મહા કંગાલનું સ્વપ્ન.

તેવીજ રીતે તેજ રાત્રીએ એક મહા કંગાલ (ગરીબ) મનુષ્યને સ્વપ્ન આવ્યું કેઃ–આપણે આજ મ્હોટા ચક્રવર્ત્તિ રાજ્યપદને પ્રાપ્ત થયા છઇએ; સહસ્ત્ર દાસ, દાસીઓ આપણી શુશ્રૂષા (સેવામાં) ઉપસ્થિત છે. આથી સર્વ વૈભવાધિપતિ સ્વપ્નામાં થવાથી તે મહા કંગાલને બહુજ આનંદની પ્રાપ્તી થઇ પરંતુ એટલામાંજ પુનઃ સ્વપ્ન વિનષ્ટ થતાં જાગ્રત થઇ જોવા લાગ્યો તો, "અહો! આતો પ્રથમની જ કંગાલ દશા !" તેથી તેને બહુજ ખેદ ઉત્પન્ન થયો. એવીજ રીતે આ સંસારિક વૈભવ–પ્રપંચ દીર્ઘ

---

સંતોષ સમ્બંધી જેને વિશેષ જાણવાની ઇચ્છા હોય તેમણે અમારૂં બનાવેલ શ્રી **સુબોધ સિન્ધુ** નામક સદ્‌બોધક પુસ્તકમાં, શ્રી સુદામ્ન શર્મા અને સંતોષ પરાયણ સુકી" એ નામની કથા અવસ્ય વાંચવી જોઇએ. શ્રી સુબોધ સિંધુ, પુસ્તકમાં ઘણાં ઘણાં ભિન્ન ભિન્ન પ્રકારનાં દ્રષ્ટાન્તો છે. કિમ્મત રૂ. ૧–૮–૦.

(લાંબા) સમયના સ્વપ્નામાં અનેક પ્રકારે સુખ દુઃખાદિક ઉદ્દભવ્યાં કરે છે; પરતુ તત્સમ્બંધી કિંચિત્ માત્ર પણ ક્લેશ ન પામતાં હુમેશાં સન્તુષ્ટ વૃત્તિથીજ વિચરવું એજ વિદ્વાન્–પંડિત, ચતુર ચતુરાઓની ચતુરાઇ છે. શ્રીમાન્ મહર્ષિ પૂજ્યપાદ પતંજલિ ભગવત્ પોતાના યોગ શાસ્ત્રમાં કહે છે કેઃ—

"संतोषाद्र नुत्तम सुखलाभ"
योग शास्त्र, साधनपाद. सू. ४२.

**ભાવાર્થ**:—સંતોષથીજ મહાન્ ઉત્તમ સુખનો લાભ થાય છે એટલુંજ નહિં પરંતુ નીતિ શાસ્ત્રમાં લખ્યું છે કેઃ— "स्त्री परिक्षा निर्धनेपुंसि" ભાવાર્થઃ—સ્ત્રી જાતિની પરિક્ષા નિર્ધન (દારિદ્રય) અવસ્થામાં જ થઇ શકે છે માટે ગમે તેવી નિર્ધન અવસ્થા હોય તથાપિ પણ પોતાના પતિની મન, કુમ અને વાણી સેવા કરવી. અને એનુંજ નામ વિશુદ્ધ પતિભકિત છે.

सर्पाः पिबन्तिपवनं न च दुर्बलास्ते ॥
शुष्कै स्तृणै र्वन गजा बलिनो भवन्ति ॥
कन्दैः फलैर्मुनिवराः क्षपयन्ति कालं ॥
संतोष एव पुरुषस्य परं निधानम् ॥ १४१ ॥

**ભાવાર્થ**:—સર્પો પવનનો અહાર કરે છે; તથાપિ તેઓ દુર્બલ થતા નથી; વનના હાથીઓ સુકું ઘાસ ખાઇને બલવાન થાય છે; મુનિવરો કંદમૂલ ખાઇનેજ પોતાનો કાળ નિર્ગમન કરે છે તેથી સંતોષ એજ પુરૂષનો પરમ ભંડાર છે. તેમજઃ—

मृत्यु र्माघाति मूर्घ्नि शश्व दुरगी घोर जरा रुपिणी ॥
त्वामेषा ग्रसते परिग्रह मग्यै र्गृधैजगद्रस्यते ॥
भूत्वा बोध जलेर बोध बहुलं तल्लोभ जन्यं रजः ॥

**संतोषा मृतसागराम्भ सिच्चिरं मग्नः सुखंस्थास्यति ॥ १४२ ॥**

**ભાવાર્થ**:—હે ! પ્રાણી ! ! ત્હારા મસ્તક ઉપર મૃત્યુ મદ કરીને રહેલું છે; જરાવસ્થારૂપ ઘોર સર્પિણી તને ગળતી જાય છે; અને પરિગ્રહ રૂપ ગીધ પક્ષિઓથી આ સમસ્ત જગત્ ગળાય છે; તેથી બોધરૂપ જલથી અજ્ઞાન સાથે રહેલા લોભરૂપ રજનો નાશ કરીને સંતોષરૂપ અમૃતના સમુદ્રમાં જો તું મગ્ન થઈશ તો તું સુખે રહીશ. વળી વિશેષતા એ છે કેઃ—

**गन्धाढ्यां नवमाल्लिकां मधुकर स्त्यक्तवा गतो यूथिकां ॥**
**तां द्रष्ट्वाशुगतः स चन्दनवनं पश्चात्सरोजं गतः ॥**
**बध्यस्तत्र निशा करेण सहसा रोदित्य सौमन्दधीः ॥**
**संतोषेण विना पराभव पदं प्नोति सर्वोजनः ॥ १४३ ॥**

**ભાવાર્થ**:—કોઇ ભમરો નવમલ્લિકાના સુગંધી પુષ્પને છોડીને જુઈના પુષ્પ ઉપર ગયો, ત્યાંથી ચન્દનનું વન જોઈ ત્યાં ગયો; અને ત્યાથી કમલમાં ગયો ત્યાં ચન્દ્રના ઉદયથી ગ્લાનિ પામેલા કમલમાં તે બંધાઇ ગયો. તે પછી મંદ બુદ્ધિવાળો તે ત્યાં રહીને રોવા લાગ્યો તેથી "સર્વ જન સંતોષ વિના પરાભવને પામે છે." એમાં કોઇ પણ પ્રકારનો સન્દેહ નથી. એ વાત ખરેખર જ છે. માટે સુખદુઃખાદિકમાં સર્વદા સંતુષ્ટ રહેવું જોઇએ કારણકેઃ-

**दोहा.**

**धीर धरी मनमैं सदा, सहन करहुं सब बात ॥**
**सुख दुःख आव त जातहै; ज्यों आवत दिन रात ॥१४४॥**

**इन्द्रविजय वृत्त,**

**सीत हरी दिन एक निशा चर,**
**लंक लइ दिन ऐसो ही आयो ॥**
**एक दिनां दमयन्ती तजी नल,**

एक दिनां फिरहीं सुख पायो ॥
एक दिनां बन पांडव गे अरु,
एक दिनां छिति छत्र धरायो ॥
शोच प्रबिन कछु न करैं किरतार,
यहि विधखेल बनायो ॥ १४५ ॥

( શ્રી પ્રવીણસાગર. )

એ પ્રમાણે સર્વ વ્યવહાર થયાજ કરે છે. તેવા સમયમાં પતિભકિત પરાયણ થઇ પોતાના સ્વધર્મથી પતિત ન થવું. એજ અવશ્ય વિચારવા લાયક વાર્તા છે. સદગુરૂ મહર્ષિ ક્ષેમેન્દ્ર મહારાજે વચનામૃતમાં જણાવ્યું છે કેઃ—

" प्रिय शिष्य प्रभाकर! यह सांसारिक माया जनित पदार्थोके तृष्णाका अंत नहि है और जो सुख साम्राज्यपद भोक्ता जिवात्माकों प्राप्त नहीं होता है वह सुख सन्तुष्ट पुरुषकों प्राप्त होता है. याते सदा सर्वदा सन्तुष्ट रहेनां. " ॥ १४६ ॥

ઇત્યાદિ, ઈત્યાદિ મહાપુરૂષોનું કથન અક્ષરઃ યથાર્થજ છે. જે મનુષ્ય તૃષ્ણાના પૂરમાં તણાય છે તે મહાન દુઃખને પ્રાપ્ત થઈ નરકગામી થાય છે. એ તૃષ્ણા સમ્બંધી હું આપને આગળ જણાવીશ. પરંતુ હમણાં તો તમે સન્તુષ્ટ થઈ, સર્વાવસ્થામાં પતિભકિત તત્પર થશો એજ મારી અભિલાષા છે. પતિભકિત કરવાથી તથા પતિની નામમાળા જપવાથી શું! શું!! લાભની પ્રાપ્તી થાય છે. તથા પતિ નામ સ્મરણની કેવી પદ્ધતિ હોવી જોઈએ. તથા તત્સંબંધી શાસ્ત્રકારો શું કહેછે માટે હવે હું, આપ સર્વને પતિનામ સ્મરણ વિચાર' એ વિષય ઉપર કંઈક કહું છું તે ઉપર તમે લક્ષ આપશો.

# પતિ નામ સ્મરણ વિચાર.

સનાતન ધર્મનિષ્ઠ સખીઓ! પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના પ્રાણનાથ પતિના નામની માલિકા ( માળા ) ફેરવી, જાપ જપવું એ પતિવ્રતા સ્ત્રીઓનાં કલ્યાણકારક સાધનોમાં મુખ્ય સાધન છે. અને તેવીજ પતિ ભક્તિ પરાયણ સ્ત્રીઓ પોતાના જન્મને સાર્થક કરી અંતિમ્ પતિ સહિત ભગવદ્ ધામમાં પ્રવિષ્ઠ થાય છે.

"यज्ञानां जप यज्ञो स्मि" ॥૧૪૭॥ અર્થાત્ શ્રીમન્ન પૂર્ણ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણચંદ્ર ભગવત્ પોતાના પરમ સખા અર્જુનના પ્રત્યે શ્રીમદ્ ભગવદ્ ગીતાના વિભૂતી અધ્યાયમાં કહ્યું છે કે:-જેટલા યજ્ઞો છે તે સર્વમાં "જપ યજ્ઞ" હું છું. એજ પ્રમાણે મહર્ષિ પતંજલિ પોતાના યોગશાસ્ત્રમાં લખે છે કે:—

" तज्जपस्तदर्थ भावनम् " ॥૧૪૮॥ ( समाधिपाद योगशास्त्र) અર્થાત્ જપ કરવો તે તત્સમ્બંધીય અર્થનું ચિંત્વન કરીને એકાગ્ર ચિત્તથી કરવો. એ પ્રમાણે જપયજ્ઞની મહુત્વ સર્વ સચ્છાસ્ત્રોમાં સુપ્રસિદ્ધજ છે. તો તેજ પ્રમાણે પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના પતિના નામનો જપ કરવો જોઇએ. એ સર્વ શાસ્ત્ર સમ્મત શ્રેષ્ઠત્તમ ઉપાય છે. કારણ કે એ પ્રમાણે કરવાથી પતિ સેવામાં પરિપૂર્ણ ભક્તિ ઉદ્ભવે છે; આપણા નિરવદ્ય સનાતન ધર્મના સત્ય સિદ્ધાન્તાનુસાર પતિ અને પત્નિના જોડામાં પતિ સેવ્ય (સેવા કરવા લાયક અને પતિજ (સ્ત્રી) સેવક છે. જેથીજ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે:—

या पतिं हरिभावेन भजेत् श्री रिव तत्परा ॥
हर्यात्मना हरे र्लोके पत्या श्री रिवमोदते ॥ १४९ ॥

**ભાવાર્થ**:—જે પ્રમાણે શ્રી લક્ષ્મીજી પોતાના પતિ (વિષ્ણુ ભગવાન) ને ભજે છે; તેજ પ્રમાણે જે સ્ત્રી પોતાના પતિને સાક્ષાત્ ઈશ્વર સ્વરૂપ માની તેની આજ્ઞા પાળે છે; તે જેમ લક્ષ્મીજી અને ભગવાનની કીર્ત્તિ આ લોકમાં તથા પરલોકમાં વખણાય છે; તેજ પ્રમાણે જગત્‌માં પોતાની કીર્તિ મેળવી અને અન્ય જન્મમાં પણ શ્રેષ્ઠ પતિનું સુખ ભોગવે છે. વળી

**नसा स्त्रीत्यभि मंतव्या यस्यां भर्त्ता न तुष्यति ॥**
**तुष्टे भर्तरि नारीणां तुष्ट–स्यात् परमेश्वरः ॥ १९० ॥**

**ભાવાર્થ**:—જે સ્ત્રીથી પતિ સંતોષને પ્રાપ્ત થતો નથી; તેને સ્ત્રી માનવી નહિ; કારણકે સ્ત્રીજાતિ ઉપર પતિ પ્રસન્ન થયાથી પરમેશ્વર (ભગવાન) જ પ્રસન્ન થયા છે. એમ માનવું એ પ્રમાણે ધર્મશાસ્ત્રના પ્રમાણભૂત વાકયોથી સિદ્ધ થાય છે કેઃ–પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના પતિને પરમેશ્વર તુલ્ય સમજી તેમના નામની માળા ફેરવવી. કદાચ કોઈને શંકા ઉત્પન્ન થશે કેઃ–પોતાનો પતિ પાપી, પામર, દુરાચારી, અને અધર્મ પરાયણ હોય તો તેવા પતિ વિષે પણ ઇશ્વર બુદ્ધિ રાખવી યોગ્ય છે. આ શંકાનું સમાધાન એ છે કેઃ–પોતાનો પતિ ગમે તેવો હોય, તથાપિ તેને પરમેશ્વર પેઠેજ ભજવું એજ સનાતન ધર્મ પરાયણ સ્ત્રીઓનું મૂખ્ય કર્ત્તવ્ય છે. પતિવ્રતા નર્મદાનો પતિ કોઈ દેવતા કે દેવાંશ ન હતો; એટલુંજ નહિં પરંતુ તે કૌસિક દુર્ગુણી, દુષ્કૃત્ય નિષ્ઠ અને દુર્વિચારોનો ભંડારજ હતો; વેદ, શાસ્ત્ર, અને પુરાણ એવા તો શબ્દ પણ તેના કર્ણ-દ્વારાએ ન્હોતા સાંભળ્યા ! ગાયત્રી એટલે શું ! જપ, સ્વાધ્યાય અને શિવ પૂજન એતો કંઇ જાણતોજ નહોતો. કિમ્વા માત્ર નામધારીજ બ્રાહ્મણજ હતો. અર્થાત્ માત્ર બ્રાહ્મણ કુળમાં તે જન્મ્યો હતો. તે સિવાય તે કંઇપણ

જાણતો ન હતો; પરંતુ પવિત્ર મૂર્તિ નર્મદાને તે દુર્ગુણો સાથે કંઇ કામ ન હતું; જેથીજ નર્મદાએ એવા મહાદુષ્ટ પતિને પણ પરમાત્મા રૂપે ભજી આ લોક અને પરલોકમાં મહાન્ કીર્તિ સમ્પાદન કરી પોતાના દુષ્ટ પતિને ભગવદ્ધામનો અધિકારી કર્યો ! અહો ! પતિવ્રતા પવિત્ર બાળાઓનો કેવો મહાન્ પ્રભાવ! આ વાતમાંથી સારાંશ એજ સમ્પાદન કરવાનો કેઃ-સતી સ્ત્રીઓએ પોતાના પતિમાં પરમેશ્વર બુદ્ધિ રાખી તેની તન, મન, અને ધનથી શુશ્રુષા કરવી એજ સર્વ ઋષિ-મહર્ષિઓનો પરમ શુભોપદેશ છે. અને એ પ્રમાણે આચરણ કરવાથીજ સ્ત્રી જાતિની સર્વથા ઈહામુત્ર (આ લોક અને પરલોકમાં) ઉન્નતિ થાય છેઃ પતિ ભક્તિ વિના, પતિ શુશ્રુષા વિના સ્ત્રી જાતિનું શ્રેય થઇ શકતું નથી. એ નિસન્દેહ વાત છે. જેવી રીતે શ્રીહરિ-રામ કૃષ્ણ, નારાયણ, વિગેરે ભગવન્નામોચ્ચારથી શ્રી ભગવત્‌નાં પવિત્ર (પાપહર) ચરિત્ર (કથા) માં શ્રદ્ધાસ્પદ દૈવી જિવોને અનન્ય ભાવના ઉત્પન્ન થાય તેવીજ રીતે પતિવ્રતા સ્ત્રીઓની પોતાના પરમાત્મા સ્વરૂપ પ્રાણનાથ (પતિ) ના પવિત્ર નામોચ્ચારથી પતિ પ્રત્યે અનન્ય ભક્તિ ઉદ્દ્ભવે છે. અને તેથી તે પવિત્ર સ્ત્રી પોતાના કર્ત્તવ્ય પરાયણ થઇ પોતાના પતિ તરફ અપૂર્વ આહ્‌લાદને પ્રાપ્ત થાય છે. અત્ર જે પોતાના પતિના નામ સ્મરણ સમ્બંધી જે ઉપદેશ આપવામાં આવે છે તે માત્ર “ પતિ-પતિ- ” એ પ્રમાણે માત્ર કથન કરવા માટેજ નહિ; કિન્તુ તત્સમ્બંધી રહસ્ય અભિપ્રાય એ છે કેઃ—પોતાના પતિની આજ્ઞા પ્રમાણે આ સંસારની મહાયાત્રા કરવી. જેમ શ્રી હરિ ( ભગવાન્ ) માત્ર પોતાના નામ રટનથીજ મોક્ષ પ્રદાન કરતા નથી કિન્તુ નામ રટન સાથે શ્રીમદ્દભગવદ્દની આજ્ઞા પ્રમાણે આચરણ કરવાથી જ તે ભગવત્ પરમેશ્વરની

કૃપાદ્રષ્ટિ થાય છે; તેમજ પોતાના પતિના નામોચ્ચારણ સાથે પોતાના પતિની આજ્ઞા પ્રમાણે આચરણ કરવાથી જ પતિની પ્રસન્નતા સમ્પાદન કરી શકાય છે. અને એજ હેતુથી ઋષિ-મૂનિઓએ નામોચ્ચારણ મહાત્મય નિર્માણ કર્યું છે; વર્તમાનકાળમા કેટલીક અભણ, અજ્ઞાની સ્ત્રી જાતિ એમ સમજી બેઠી છે કે:—"પતિનો નામોચ્ચાર કરવો એ એક પાપકર્મ છે." અહો! એ તે સ્ત્રી જાતિની મહાન્ ભૂલ છે. કારણ કે જ્યારે જે શ્રુતિ, સ્મૃતિ, પુરાણ વિગેરે સચ્છાસ્ત્રોમાં પતિને પરમેશ્વર રૂપે ભજવાની આજ્ઞા આપવામાં આવી છે, ત્યારે તેમના નામોચ્ચારણથી પાપકર્મ માની બેસવું એ શું વાજબી છે! પોતાના પતિના નામ સ્મરણમાં પાપ માનનારી સ્ત્રીઓ કયારે પણ પવિત્ર કહી શકાય તેમ નથી; માટે એ તેમનું કથન માત્ર મૂર્ખાઈ ભરેલું જ જાણવું જોઈએ. અહો! કયાં! પોતાના પતિને પળે પળે જપનારી પવિત્ર મૂર્તિ દમયન્તી! અને કયાં આજકાલની પોતાનાં પતિનાં નામોચ્ચારણમાં પાપ માનનારી કલિયુગી સ્ત્રીઓ!! અરેરે! જે સમયે દુષ્ટ નિશાચરાધિપ દશાનન (રાવણ) શ્રી જગન્માતા શ્રી જાનકી (સીતા)જીને હરણ કરી પોતાની લંકાપૂરી તરફ પ્રયાણ કરતો હતો તે સમય શ્રીમતી સતી સીતાજીએ, હે! **राम**! હે! **राम**!! હે! **राम**!!! એ પવિત્ર ધ્વનિ ન્હોતી કરી? કરી હતી. એટલુંજ નહિં પરંતુ અશોકવાટિકામાં પોતાના પતિ શ્રી રામના નામની જ માળા જપી રહેલી હતી; શું! તેને પાપકર્મની પ્રાપ્તી થઇ?? જયારે વેદ ભગવાન્ દંપતિ (સ્ત્રી અને પતિ)ને એકજ શરીરી તરીકે ઓળખાવે છે; ત્યારે તેમના નામોચ્ચારમાં વળી એટલા મહાન્ અજ્ઞાનનો ઉદ્‌ભવ કયાંથી! પોતાના પતિના નામોચ્ચારમાં પાપ માનનારી મહિલા (સ્ત્રી) પૃથ્વિ ઉપર ભારરૂપજ મનાય છે.—અલબત! વ્યવહારિક પક્ષમાં એટલે પોતાના

શ્વશુર ( સસરો ), સાસુ, નણંદ, જેઠ, જેઠાણી, કિમ્વા પોતાના માતા, પિતા, ભાઇ, કાકા, કાકી અથવા વડીલ વર્ગ નિકટ (પાસે) પોતાના પતિનાં નામનો ઉચ્ચાર કરવો એ એક લજ્જાહિણ કર્ત્તવ્ય છે. અને તે માત્ર મર્યાદા રક્ષણને માટેજ છે. કિન્તુ તેમાં કંઈ પાપ કર્મ નથી; પરંતુ પોતાના વડીલોની તથા પોતાની મર્યાદાના સંરક્ષણ માટેજ એ વ્યવહાર નિર્માણ થયેલ છે. અને તે પ્રમાણે તમારે સર્વ સ્ત્રી જાતિએ મર્યાદા અવશ્ય રાખવી એમ મારી આપને અવશ્ય ભલામણ છે. (હુસાહુસ) પરંતુ પોતાના પતિનાં નામોચ્ચારમાં પાપ માની બેસવું એતો અભણ, અને અવિદ્યાવાન સ્ત્રીઓનું જ કર્ત્તવ્ય છે. અહો! જેની શુશ્રૂષા (સેવા)થી આ સંસાર અને પરલોકમાં ઉત્તમ ગતિની પ્રાપ્તિ થાય!! અરે! જેનાં દર્શનથી દિવ્યવિભૂતિ કરામલકવત્ પ્રાપ્ત થાય! અહો! જે પતિ ભકિત માટે સર્વ શાસ્ત્રો, પુરાણો, ઇતિહાસો, તથા આપ્ત—મહાત્મા, મહર્ષિઓ સર્વ મુકત કંઠથી એકમત થઈ સમ્યક્ પ્રકારે પ્રબોધે છે. તેવા પરમ પૂજ્યપાદ ભગવત સ્વરૂપનાં નામોચ્ચારણમાં પાપ કર્મ માની બેસવું એ અજ્ઞાનતા નહિ તો બીજું શું કહેવાય! એવી રીતે વિચારી પોતાના પતિના નામોચ્ચારમાં અને પતિની આજ્ઞાનુસાર આચરણ કરવામાં મહાન પુણ્યકર્મ છે એમ માનવું જોઈએ. અને અન્ય અબુધ અબળાઓને પણ એવી રીતે યથાર્થ ઉપદેશ પ્રદાન કરી તેમને પણ વિહિત માર્ગમાં પ્રવેશાવવું એજ સુશિક્ષિત, સ્વધર્મનિષ્ઠ અને સદાચારસમ્પન્ન સુન્દરીઓનું સર્વોત્કૃષ્ટ કર્ત્તવ્ય છે. માટે મને આશા છે કે એ પ્રમાણે તમે સર્વ સ્ત્રી જાતિ કરશો. કેટલીક સ્ત્રીઓ સ્વાભાવિક કામકાજમાં પણ સત્યના બદલે અસત્ય બોલે છે. એ બહુજ અનુચિત છે. એટલા માટે હવે હું તમને સત્ય સમ્બંધી બે શબ્દ કહું છું જે આપ સર્વ સ્ત્રી સમાજે એકાગ્ર ચિત્તપૂર્વક લક્ષ આપી ધ્યાનમાં રાખવું.



# સત્ય સમ્બંધી સદ્બોધ.

પવિત્ર ધર્માધિકારીણી સાહેલીઓ! આ અસાર સંસારમાં માત્ર ચાર દિવસનાજ નિવાસ માટે કયારે પણ અસત્ય ભાષણ કરવું નહિં; વેદ ભગવાનનાં આદેશ (હુકમ) અનુસાર "**सत्यंवद**" એ મહાવાકયને કયારે પણ વિસ્મૃત કરવું નહિં શ્રુતિભગવતી કહે છે કેઃ—

"**नानृतात्पातकं परम्**" અર્થાત્ અનૃત ( જૂઠું ) બોલવું એ સમાન કોઈ અન્ય પાતક નથી; એટલે અનૃત-અસત્ય બોલવું એ સર્વ પાતકોનો શિરોમણી પાતક છે. કેમકે આ સંસારમાં જે જે અનિષ્ટ કર્ત્તવ્યો કરવામાં આવે છે તે જે સર્વ ખોટાં કાર્યોનું મૂળ "જૂઠું બોલવું" એજ છે. અને એટલા માટેજ "જૂઠું બોલવું" એ મહાન પાપકર્મ માનવામાં આવ્યું છે. જેથી એવા અસત્યવાદથી ઉપરામ થઈ સદા સર્વદા સત્ય ભાષણમાં પ્રીતી રાખવી—જુઓ ઉપનિષદ્માં શું કહ્યું છેઃ—

**सत्यमेव जयते नानृहतम्, सत्येन पन्था विततो देव यान ॥**

અર્થાત્ઃ—સત્યવાદીજ જયને પ્રાપ્ત થાય છે. અનૃત (અસત્ય) વાદી નહિં; અને સત્યથીજ દેવયાન નામક પવિત્ર માર્ગ વિસ્તૃતપણાને પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે ઉપનિષદ્માં સત્ય માટે સમ્યક્ પ્રકારે ઉલ્લેખ છે. જુઓ એવીજ રીતે મહર્ષિ મુકુટમણિ બ્રહ્મ સૂત્રકાર વ્યાસ ભગવાન્ શું કહે છેઃ—

**गो भि र्विप्रैश्च सतीभिः सत्यवादि भिः ॥**
**अलुब्धै दनि शूरैश्च सप्त भिर्धार्यते मही ॥**

**ભાવાર્થ**:—આ પૃથ્વિ ગાયોવડે, બ્રાહ્મણોવડે, વેદોવડે, સતી સ્ત્રીઓવડે, સત્યવાદીવડે, સંતોષીવડે, અને દાન આપ-

વામાં શૂરવીરોવડે એ સાતવડે પૃથ્વી ધારણ કરી રહેલી છે. તેમજઃ—

**सुनृतं सर्व शास्त्रार्थ निश्चित ज्ञान शोभितम् ॥**
**भूषणं सर्व वचसां लज्जेव कुल योषिताम् ॥ १८३ ॥**

ભાવાર્થઃ—સર્વ શાસ્રના અર્થના નિશ્ચિત જ્ઞાનને શોભા આપનાર સત્યજ છે; સર્વ વચનનુ ભૂષણરૂપ સત્યજ છે; જેમ કુળવાન સ્રીઓની લજ્જા ભૂષણ છે, તેમ સર્વ મનુષ્યનું ભૂષણ સત્ય છે. સત્યથી સૂર્યનારાયણ પોતાના પ્રપૂર્ણ કિરણોથી પ્રકાશિત થઈ રહયા છે; સત્યથી વાયુ, ચન્દ્ર, અગ્નિ, સમુદ્ર વિગેરે સર્વ પોતપોતાના કર્તવ્યમાં જોડાઇ રહેલા જોવામા આવે છે; અને સંક્ષિપ્તમાં કહેવાનુ કેઃ— જે કંઇ આ સાંસારિક દ્રશ્ય વ્યવહાર છે તે સર્વ સત્ય ઉપરજ નિર્ભર છે, અને તેથીજ ધર્મના દશ લક્ષણોમાંનું એક એ મહાન્ લક્ષણ ગણવામાં આવેલ છે. સત્ય છે એ સજ્જન પુરૂષોની એક અપૂર્વ સ્મૃદ્ધિ છે સત્યવાદિ મનુષ્યને કોઇનો પણ ભય રહેતો નથી; કેમકે સત્યવક્તા મનુષ્ય શ્રી ભગવાનને પ્રાણથી પણ અધિક પ્રિય હોય છે; પ્રાચીન કાળમાં સત્ય પ્રતિપાદન કરવા માટે મ્હોટા મ્હોટા મહર્ષિઓ અને રાજર્ષિઓએ અનેક પ્રકારનાં દુઃસહ્ય દુઃખો સહન કર્યાં છે; મહર્ષિ વશિષ્ઠ જેવા મહાત્મા પુરૂષનું સત્યવાદ વિશ્વ વિખ્યાતજ છે. વિશ્વામિત્ર જેવા રાજર્ષિએ સો સો પુત્ર મારી નાખ્યા પરંતુ સત્ય ભાષણથી મહર્ષિ વશિષ્ઠજી યત્કિંચિત્ પણ ચળિત થયા નહિ; કહો ! ત્યારે રાજર્ષિ હરિશ્ચન્દ્રની કથા કયાં અપ્રસિદ્ધ છે ! કે જેણે સત્યને માટે પોતાનું રાજય, પોતાની પ્રાણપ્રિયા તારામતી, પોતાનો પુત્ર રોહિતને વ્હેંચી દીધાં એટલું જ નહિં પરંતુ અંતિમ્ પોતે પણ એક નીચ—ચંડાલને ત્યાં શ્મશાન ભૂમિમાં નોકરી કરવા માટે તૈયારી કરી અને દાસત્વ ભોગવ્યું; પરંતુ સત્યવ્રતથી પતિત થયો નહિં. વારંવાર

વિશ્વામિત્ર ઋષિ આવી અને કહેતા હતા કે; હે ! હરિશ્ચન્દ્ર!! તું માત્ર એટલુંજ કહે કે મેં એ વચન ન્હોતું આપ્યું!! તો હમણાં જ તને પ્રથમના રાજય જેવા મહાસુખો સમર્પણ કરૂં, પરંતુ તેના પ્રત્યુત્તરમાં સત્યવાદિ હરિશ્ચન્દ્રજીએ કહ્યું કેઃ—

उदयति यदि भानु पश्चिमे दिगविभागे ॥
प्रचलति यदि मेरुः शीततां याति वन्हीः ॥
विकसति यदि पद्मं पर्वताग्रे शिलायां ॥
न भवति पुनरुक्तं भाषितं सज्जनानाम् ॥ १५४ ॥

ભાવાર્થઃ—જો કે શ્રી આદિત્ય ભગવાન્ (સૂર્ય) સદૈવ પૂર્વ દિશાથી ઉદય થાય છે તે કદી પશ્ચિમ દિશામાં ઉદયને પામો! મેરૂ પર્વત કયારે પણ ચળાયમાન ન થાય તે ભલે ચળિત થાઓ! અગ્નિ કયારે પણ શીત (ઠંડી)ને પ્રાપ્ત ન થાય તે ભલે શીતપણાને પ્રાપ્ત થાઓ, પર્વતોના આગળના ભાગની શિલા (પથ્થરા)ઓમાં કયારે પણ કમલ વિકસતો નથી તે ભલે વિકસો; અર્થાત્ એ ન થવાનાં કાર્યો ભલે થાઓ તોપણ સજ્જન પુરૂષોના બોલવામાં કંઈપણ ફેર પડતો નથી."—એટલુંજ નહિં પરંતુ એથી પણ આગળ વધી જણાવ્યું કે, ઋષિરાજ! જયાં સુધી આ શરીરમાં જીવન હશે ત્યાં સુધી હું સત્યથી કયારે પણ પતિત થઈશ નહિં અને હું સત્યને જ મારૂં સર્વસ્વ સમજું છું. અહો! આ પ્રમાણે દ્રઢ નિશ્ચયવાળા ભારતીય પુત્રો કયાં! અને કયાં આજકાલનાં નિસ્વાર્થ કાર્યમાં વગર બોલાવે અસત્ય બોલનારા પામર પ્રાણીઓ! ધિઃકાર હોજો એવા ભારતીય કુપુત્રોને!—કે જેઓ પોતાની માતૃભૂમિની મહત્તાને લજ્જાવનાર દુર્ગુણોથી ભરપૂર છે! એ પ્રમાણે આપણા ભરતખંડમાં એક કે બે નહિં કિન્તુ સંખ્યાબધ્ધ એવા સત્યવાદી પુરૂષો થઈ ગયા છે. જેમની યશ પ્રશસ્તિ અદ્યા-

વધિ આ ભારતભૂમિ ઉપર ગવાય છે. અને તેમનાં પવિત્ર નામો લઇ ભારતીય પુત્રો પોતાના વડીલોની આવી વિશુદ્ધ વર્ત્તણુક જોઇ મહાન્ આલ્હાદના ઉદધિમાં ઉછળે છે; અને જેથીજ મહાભારત રચયિતા મહર્ષિ વેદવ્યાસજી કહે છે કેઃ-

**अश्वमेध सहस्रंच सत्यंच तुलया धृतम् ॥**
**अश्वमेध सहस्राद्धि सत्यमेव विशिष्यते ॥ १५५ ॥**

**ભાવાર્થઃ**—હજાર અશ્વમેધનું પૂણ્ય અને સત્ય એ બે તુલામાં મુકયાં હોય તો સહસ્ર અશ્વમેધ કરતાં સત્ય વધી જાય છે; અર્થાત્ સત્યતા એવી છે કેઃ—અશ્વમેધ પણ જેની બરોબરી કરી શકતો નથી. અહો! પ્રાચીન આર્ય પુરૂષોની સત્યતા માટે કેવી માન્યતા! હવે હું આપને આ સત્ય પ્રસંગે એક સત્યવ્રત નામક નરેશની કથા કહું છું, તે આપ સર્વ શ્રવણ કરશો કે, સત્યમાં પૂર્વ કાલીન સજ્જનો કેવા તલ્લીન હતા.



# શ્રીમાન્ રાજર્ષિ સત્યવ્રત નરેશ.

પૂર્વકાળમાં આપણા ભરતખંડમાં એક સત્યવ્રત નામક રાજા નિવાસ કરતો હતો; આ ભૂપતિ, પ્રજાપ્રતિપાળક, સદાચારી, જીતેંદ્રિય, અને મહાન્ સત્યવાદી હતો; વિશેષ તો શું પરંતુ પોતાના સત્યવ્રત નામની પેઠેજ સત્યથી વરાયલજ હતો. એક દિવસે સંધ્યા સમયે રાજા સત્યવ્રત પોતાની નગર ચર્ચા સાંભળવા નિકળ્યો તો પોતાના મહાલય ની સન્મુખ એક લોહાર ઉભેલો જોવામાં આવ્યો; અને તેના હાથમાં લોઢાની બનાવેલી એક મૂર્ત્તિ જોવામાં આવી; જેથી રાજા સત્યવ્રત પૂછવા લાગ્યો કેઃ—અરે! ભાઇ! આ

તારા હાથમાં શું છે! ત્યારે લોહારે જણાવ્યું કે:—મહારાજાધિરાજ! આ એક લોઢાની મૂર્ત્તિ છે; અને તેને મેં મારા હુન્નરથીજ નિર્માણ કરી છે; આ વાત સાંભળી રાજાએ પૂછ્યુ; અરે! ભાઇ! આની ન્યોછાવર શું છે! "પૃથ્વિનાથ! આની કિંમત લક્ષ મુદ્રિકાઓ છે. લોહારે જણાવ્યું." એ પ્રમાણે કિંમત સાંભળી રાજા સત્યવ્રતને તે લોઢાની મૂર્ત્તિ લેવાની ઇચ્છા થઇ એટલે તરતજ અનુચરોને આજ્ઞા આપી લક્ષ મુદ્રિકા ભંડારમાંથી લાવી તે લોહારને આપી અને તેજ સમયે લોઢાની મૂર્ત્તિ રાજા સત્યવ્રતે ખરીદી લીધી. ત્યારબાદ પુનઃ રાજાએ પહેલા લોહારને પૂછ્યું કે:—અરે ભાઇ! આ મૂર્ત્તિ કયા દેવતાની છે! પ્રત્યુત્તરમાં લોહારે જણાવ્યું કે:—શિરછત્ર મહારાજા સાહેબ! આ મૂર્ત્તિ શ્રી શનિશ્ચર દેવતાની છે; એટલે જ્યાં એ મૂર્ત્તિનો નિવાસ થાય ત્યાં કોઈ પણ પ્રકારની સ્મૃદ્ધિ રહી શકે નહિ, એવો આ શનિશ્ચર મહારાજનો પ્રભાવ છે. રાજા સત્યવ્રત એ પ્રમાણે લોહારના મુખમાંથી અદ્દભૂત સમાચાર શ્રવણ કરી મનમાં ખેદ પામ્યો; પરંતુ સત્યવાદી હોવાથી ખરીદેલી વસ્તુ પુનઃપાછી આપી શકાય નહિ; જેથી મનમાં ધીરજ ધારણ કરી પોતાના મહાલયમાં આવી લોઢાની (શનિશ્ચર) મૂર્ત્તિને પોતાના શયન સ્થાન સામિપ્ય પધરાવી ભોજનાદિ ક્રિયા કરી પછી શયન સ્થાનમાં જઇને સુતો; જ્યારે રાતના દશ વાગ્યાનો સમય થયો એટલામાં એક કૌતુક થયું કે:— એક સ્ત્રી સુન્દર સ્વરૂપ સંપન્ન, દિવ્ય વસ્ત્રાલંકારથી સમલંકૃત, સાક્ષાત્ સુન્દરી સમાન રાજાની નજરે પડી. રાજા જુએ છે એટલામાં તો તે રાજા સત્યવ્રતને કહેવા લાગી:—હે સત્યવ્રત રાજર્ષિ! આટલા દિવસ સુધી આપના રાજ્યમાં તથા આપના પવિત્ર મહાલયમાં નિવાસ કર્યો, પરંતુ આજ દિવસથી હવે મારાથી તમારા રાજ્યમાં રહી શકાય તેમ નથી; એ પ્રમાણે વિચિત્ર શબ્દ શ્રવણ કરી, તથા આ સુન્દરી કોણ!

ક્યાંથી આવી! વિગેરે અશ્ચર્ય પામી રાજા સત્યવ્રત પૂછવા લાગ્યો; હે સુન્દરી! તું કોણુ છો! ક્યાંથી આવી છો!! અને આપનું શું અભિધાન-નામ છે!!! તે જણાવવા કૃપા-દ્રષ્ટિ કરશો. **સુન્દરીઃ**—"રાજન્! હું સત્કીર્ત્તિ" એવા નામવાળી સુન્દરી છું; આટલા દિવસ સુધી આપના રાજયમાં રહી હતી; પરંતુ આજ દિવસે આપે જે લોઢાની (શનિશ્ચરની) મૂર્ત્તિ લીધી છે. માટે જે સ્થાનમાં લોઢાની શનિશ્ચરની મૂર્ત્તિ નિવાસ કરતી હોય ત્યાં મારાથી રહી શકાય તેમ નથી. આટલા દિવસ આપનું નિમક ખાધું છે જેથી તેમાંથી મુક્ત થવા હું આપની પાસે રજા લેવા આવી છું." એ પ્રમાણે વચન સાંભળી રાજાએ તેને જવાની રજા આપી. પુનઃ જયાં રાતના ૧૧ વાગ્યાનો સમય થયો એટલે તેજ પ્રમાણે બીજી સુન્દરી રાજા સત્યવ્રતને જોવામાં આવી; જયારે રાજા સત્યવ્રતે તેને પૂછયું ત્યારે તેણે પણ પ્રથમ સુન્દરીની પેઠેજ પોતાનું વૃતાન્ત કહી "**हुं धृति छुं**" એ નામ કહી રજા લેવાની ઇચ્છા જણાવી જેથી રાજા સત્યવ્રતે પ્રથમની પેઠે તેને પણ રજા આપી દીધી; વળી એક કલાક પશ્ચાત્ એવી ઢબ પ્રમાણે એક ત્રીજી સુન્દરી રાજાને જોવામાં આવી; જેણે પણ પ્રથમની સુન્દરીઓ પેઠેજ વાર્તાલાપ કરી, "**हुं श्री (लक्ष्मी) छुं**" એ નામ કહી રાજાની પાસેથી રજા લીધી—એ પ્રમાણે **सन्मति** (સારી બુદ્ધિ), **ह्री**—(લજ્જા), **सद्वृत्ति** (સારી વૃત્તિ), **शान्ति**, **सत्कृति** વિગેરે સુન્દરીઓ આવી સર્વે રજા માગવા લાગી, એટલે સત્યવ્રત રાજાએ સર્વને રજા આપી દીધી. ત્યાર પછી પુરૂષના વેષમાં; **संतोष**, **विवेक**, **विचार**, **शम**, વિગેરે સદ્ગુણો આવવા મંડયા તેમણે પણ ઉપર પ્રમાણેજ પોતાની વાર્તા કહી; રજા માગવાની ઇચ્છા જણાવી; ત્યારે સત્યવ્રતે તેમને પણ રજા આપી ત્યાર બાદ બધાથી પછવાડે એક અત્યુત્તમ સ્વરૂપવાન, સા-

ક્ષાત્ ભગવત્ સમાન, ઉત્તમવસ્ત્રોથી વિભૂષિત, દિવ્ય પુરૂષના દર્શન કરી રાજા સત્યવ્રતને મહાન્ આશ્ચર્ય ઉદ્દભવ્યું કે, અહો! એ કેવો મનહર સ્વરૂપવાન દેવતા! અહો એ કોણ હશે!! ખરેખર આવા મહાન્ દિવ્ય દેહ ધારી પુરૂષોનાં દર્શન થવા એ તો અનેક પૂર્વ જન્મ સંચિત્ પુણ્યનીજ મહત્તા છે. આજે મારો જન્મ સાર્થક થયો; વિગેરે અનેક શબ્દોથી પોતાને કૃતાર્થમાનો નિચે પ્રમાણે પૂછવા લાગ્યો. હે દર્શનીય મૂર્ત્તિ! આપ કયા દેવતાના દેહધારી અવતારી પુરૂષ છો! આજે આપનાં દર્શનથી હું કૃતાર્થ થયો છું. આ દાસને આપશ્રી શી આજ્ઞા કરો છો!! પ્રત્યુત્તરમાં તે મહાન્ પુરૂષે જણાવ્યું કેઃ—હે રાજન! હું સત્ય છું" આટલા દિવસ સુધી તમારા રાજ્યમાં રહ્યો હતો પરંતુ આજે તમે જે શનિશ્ચરની લોઢાની મૂર્ત્તિ લીધી છે માટે હવે મારાથી રહી શકાય તેમ નથી જેથી હું આપની પાસેથી રજા લેવાને આવ્યો છું; "અહો! આતો સાક્ષાત્ સત્ય મૂર્ત્તિ!" અને એના સિવાય મારૂં જિવન નિષ્ફળ છે એમ સમજી રાજા સત્યવ્રત નિચે પ્રમાણે સત્યને કહેવા લાગ્યો;—હે સર્વ ભદ્ર પુરૂષોના શિરોધાર્ય સાક્ષાત્ સત્ય મૂર્ત્તિમાન્! બહુજ આશ્ચર્યની વાર્તા છે કેઃ-તમે પણ મારી પાસેથી રજા લેવા આવ્યા! અહો! આપના માટે તો મેં શનિશ્ચરની મૂર્ત્તિનો સ્વિકાર કર્યો! અને હમણાંજ તમારાથી પ્રથમ આવેલી સુન્દરીઓ તથા સજ્જન પુરૂષોને મેં રજા આપી દીધી તેપણ આપના ભરોસા ઉપરજ; માટે તમારાથી કેમ જવાય! આપને કેમ જવા દઉં!! એવી રીતે સત્યવ્રત રાજાનાં વચન સાંભળી સત્ય પોતાના મનમાં વિચારવા લાગ્યો કે—અહો! રાજાનું કથન અક્ષરશઃ યથાર્થ છે; અરે! જેણે મ્હારા માટે श्री (लक्ष्मी), सत्कीर्त्ति, ह्री, शांति, सन्मति" વિગેરે સુન્દરીઓની તથાઃ— विवेक, विचार,

આદિ સજ્જન પુરૂષોમાંની કોઇની પણ દરકાર રાખી નહિં તો તેવા પવિત્રાત્માને મારે કેમ છોડી જવું ! નહિ! નહિ!! અહો! એ મ્હારી મ્હોટી ભૂલ છે; વિગેરે પશ્ચાતાપ કરી પુનઃ રાજાના મહાલયમાં પ્રવેશ કર્યો; સત્યના પુનઃ પ્રવેશવાથી પ્રથમની સત્યવ્રત રાજા પાસેથી રજા લઈ ગયેલી શ્રી (લક્ષ્મી) વિગેરે સુંદરી સમાજ, તથા વિવેક વિગેરે સજ્જનગણ પણ એક પછી એક આવી રાજા સત્યવ્રતને નમસ્કાર કરી ફરી સત્યવ્રત રાજાના મહાલયમાં પ્રવેશવા લાગ્યા. ત્યારે સત્યવ્રત રાજા પૂછવા લાગ્યોઃ—કેમ! તમે તો સર્વે રજા લઇને ગયા હતા અને હવે પુનઃ પાછા કેમ વળ્યા! એ પ્રમાણે રાજા સત્યવ્રતનાં વચન સાંભળી તે સર્વે એકમત થઈ કહેવા લાગ્યાઃ—રાજન્! અમારો સર્વનો આધાર ભૂત સત્ય છે, એટલે જે સ્થાનમાં સત્યનો નિવાસ હોય ત્યાંજ અમારા સર્વનો નિવાસ થાય છે; અમે સર્વ સત્યની પરિચરિકા (દાસી)ઓ, અને અનુચર (દાસો) છઇએ. સત્ય અમારો સર્વનો અધિપતિ છે; એટલે અમારા રાજા (સત્ય) સિવાય અમારાથી એક ક્ષણ પણ પૃથક્ રહી શકાય તેમ નથી. હે રાજર્ષિ! આપને કોટિ ધન્યવાદ છે કે આપે અમારામાંથી કોઈની પણ દરકાર રાખી નહિ અને માત્ર સત્યતાનીજ દરકાર રાખી; જેથીજ અમે વગર બોલાવે પણ આપના મહાલયમાં પુનઃ પ્રવેશ કરીએ છઇએ; એ સર્વ પ્રતાપ સત્યનોજ છે. સત્યમાંજ અમારી સ્થિતિ છે સત્ય અમારો સર્વનો શિરોમણી છે. એ પ્રમાણે એક પછી એક સત્યવ્રત રાજાના મહાલયમાં પ્રવેશવા લાગ્યા, ત્યાર પછી રાત્રી બહુ વ્યતીત થઈ જવાથી રાજા સત્યવ્રત નિદ્રાદેવીને શરણ થયો. હે પવિત્ર બ્હેનો! આ અપૂર્વ દ્રષ્ટાન્તથી આપ સર્વને સમ્યક્ પ્રકારે જાણવામાં આવ્યું હશે કેઃ—**यतो सत्यस्ततो जयः** અર્થાત્ જ્યાં સત્ય છે ત્યાંજ જય છે.

અને તેથીજ **सत्यमेव जयते** નાં સજ્જન પુરૂષો ગીત ઉદ્ગીર્ણ છે જેનો આત્મા સત્ય સ્વરૂપ છે; જેની વાણી સત્ય મયી છે; અને જેનાં કર્ત્તવ્યો સત્ય પરાયણ હોય છે તેવા મનુષ્યોને મનુષ્ય સમજવા નહિ કિંતુ સાક્ષાત્ સત્ય સ્વરૂપજ સમજવા જોઇએ. મનુધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કે:— "**सत्यं ब्रूयात्**" અર્થાત્ સાચું બોલવું; વર્ત્તમાન કાળમાં કેટલાક લોકો "હાજી હા" બોલવામાંજ પોતાને સત્યવકતા સમજી બેસે છે એ તેમની વેદ વિરૂદ્ધ વર્ત્તણુક છે. કેમકે સત્ય ભાષણ સિવાય સર્વ પ્રકારે સંસારની સ્થિતિ બગડે છે; તે સર્વ પુરૂષોએ લક્ષમાં રાખવું જોઇએ, માટે જેમ બને તેમ સત્ય ભાષણ ઉપરજ શ્રદ્ધા રાખવી સ્વાર્થ થાઓ કે ન થાઓ—" કિર્ત્તિ થાઓ કિમ્વા અપકીર્ત્તિ થાઓ" પરંતુ જ્ઞાની સત્યવાદી પુરૂષો પોતાના સત્ય ભાષણ થી કદી પણ ચળિત થતા નથી; સદ્ગુરૂ મહાત્મા શ્રીક્ષેમેન્દ્ર સદ્બોધ કરી ગયા છે કે:—

**" प्रियशिष्य प्रभाकर ! सत्यवादी पुरुष स्वर्ग, मृत्यु, और पाताल यह त्रिलोकके साम्राज्य पदकों प्राप्त होता है. सत्यसेंही वायु देवता बहन करता है. सत्यसेंही आदित्य भगवान् तप्त हो रहा है;अथवा यों कहो किः—सत्यसेंही सब प्रकारके सुखकी प्राप्ति होती है; अत एव सत्यका कदापि त्याग करना चाहिये नहि.**

એ પ્રમાણે સત્ય સમ્બંધી ઉલ્લેખ છે. કેટલાક ખુશામત કરનારાઓ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે સત્યાસત્યનો વિચાર ન કરતાં "હાજી હા" કરે છે, તે ખરેખર આ સંસાર ઉપર ભાર ભૂત ગણાય છે. તે ઉપર હું આપને એક હાસ્યજનક દ્રષ્ટાન્ત કહું છું તે આપ સર્વ એકાગ્રવૃતિથી શ્રવણ કરશોજી.



# શ્રીયુત નિર્મલચન્દ્ર અને સ્વાર્થસાધક અનુચર.



કનકાવતી નામક મનહર પૂરીમાં એક નિર્મલચન્દ્ર નામક ધનાઢ્ય નિવાસ કરતો હતો; તેની પાસે સંખ્યાબદ્ધ મનુષ્યો પગારદાર તરીકે નોકરી કરતા હતા, તે સર્વે નોકરોમાંથી એક સ્વાર્થસાધક નામક નોકર ઉપર તેની બહુજ પ્રીતિ હતી. એક દિવસે શ્રીયુત નિર્મલચન્દ્રે પોતાના સ્વાર્થસાધક નામક અનુચર (નોકર)ને બજારમાંથી શાક ખરીદવા માટે મોકલ્યો; જેથી તે દિવસે સ્વાર્થસાધક બજારમાંથી શાકને માટે રીંગણા લઇ આવ્યો; શ્રીયુત નિર્મલચન્દ્રને આ શાક પ્રથમથીજ પ્રિય હોવાથી પોતાના અનુચરને પૂછવા લાગ્યો; કેમ સ્વાર્થસાધક ! જગન્નિયંતા પરમેશ્વરે આ સંસારમાં મનુષ્યોને માટે વિવિધ પ્રકારની વનસ્પતિ નિર્માણ કરી છે એ બહુજ ઉપકારી કાર્ય કર્યું છે, અને તેમાં પણ આ રીંગણાના શાકની તો બલિહારીજ છે. એ પ્રમાણે પોતાના શેઠ સાહેબ નિર્મલચન્દ્રના વચન સાંભળી શેઠજીની મરજી સાચવવા માટે સ્વાર્થસાધક અનુચરે કહ્યું:—હાજી ! શેઠ સાહેબ ! ! આપનું કથન યથાર્થ છે; આ રીંગણાના શાકની સમાન અન્ય કોઇ પણ ઉત્તમ શાક નથી અને તેટલા માટેજ પરમાત્માએ સર્વ વનસ્પતિ શિરોમણી તરીકેની નીશાની આ રીંગણાના મસ્તક ઉપર છત્ર રાખવાની રચના કરી છે; એ પ્રમાણે સ્વાર્થ સાધકના અનુમોદનથી તે દિવસે શ્રીયુત નિર્મલચન્દ્રે રીંગણાનું શાક બહુ ખાધું અને સાંસારિક નિયમ પ્રમાણે:— " अति सर्वत्र वर्जयेत् " અર્થાત નિયમથી અધિક સર્વ

પદાર્થ દુઃખકર થાય છે જેથી શ્રીયુત નિર્મલચન્દ્રને બહુજ વિકૃતિ થવાથી તેના પેટમાં બહુ દુઃખવા લાગ્યું અને અત્યંત પ્રકારની પીડા થવા લાગી જેથી આખી રાત્રી અશાંતિમાં જેમતેમ કરી નિવૃત થઈ. પરંતુ પ્રાતઃકાળ થતાં જ્યારે સ્વાર્થ સાધક આવ્યો; ત્યારે શ્રીયુત નિર્મલચન્દ્ર મહાઃદુખના આવેશથી નિચે પ્રમાણે કહેવા લાગ્યોઃ—અહો ! એ રીંગણાનું શાક તો બહુજ ખરાબ છે; ખરેખર એ મહાન્ દુઃખ દાયક શાક છે; એ પ્રમાણે પોતાના શેઠ સાહેબના વચન સાંભળી તે ખુશામતીઆ નોકર સ્વાર્થસાધકે કહ્યું; કે હાજી! શેઠ સાહેબ !! આ રીંગણાનું શાક બહુજ ખરાબ, બહુજ ખરાબ છે. ખરેખર મહાન્ અનિષ્ટકારક છે; અને એ હેતુથીજ પરમાત્માએ એના મસ્તકમાં કાંટાઓ રાખી દીધા છે; બહુ ખરાબ, શેઠજી બહુ ખરાબ ! એ પ્રમાણે વિચિત્ર વચન સાંભળી, શ્રીયુત નિર્મલચન્દ્ર આશ્ચર્ય પામી પૂછવા લાગ્યોઃ—કેમ ભાઇ ! ગઈ કાલે તો તું આ શાકની બહુજ પ્રશંસા કરતો હતો કેઃ—"આ રીંગણાના શાકની સમાન અન્ય કોઇ પણ ઉત્તમ શાક નથી અને તેટલા માટેજ પરમાત્માએ સર્વ વનસ્પતિના શિરોમણીરૂપ નિશાની તરિકે આ રીંગણાના મસ્તક ઉપર છત્ર રાખવાની રચના કરી છે" અને હમણાં 'આ રીંગણાનું શાક બહુ ખરાબ છે અને એ હેતુથીજ પરમાત્માએ એના મસ્તકમાં કાંટાઓ રાખી દીધા છે' અને એવી રીતે એની નિન્દા કરે છે માટે તારૂં યથાર્થ કથન એ બન્ને કથનમાંથી કયું સમજવું ! આ ઉપરથી તે સ્વાર્થસાધકે જણાવ્યું કે શેઠ સાહેબ! હું કંઈ રીંગણાનો અનુચર (નોકર) નથી; મને કંઈ રીંગણા પગાર આપતા નથી; હું તો આપનો અનુચર (દાસ-નોકર) છું. માટે જે વાત આપને પ્રિય હોય હું તો તેજ પ્રમાણે બોલું છું. એવી રીતના પોતાના ખુશામતી

આ ચાકરની રચના જોઇ શ્રીયુત નિર્મલચન્દ્ર બહુ આશ્ચર્ય પામ્યો; અને એવી "હાજીહા" ભાષણની રીતીને તિરસ્કારી–સત્ય ભાષણને ઉપદેશ પોતાના અનુચર વર્ગને આપ્યો. ત્યાર બાદ નાના પ્રકારના આયુર્વેદ સિદ્ધાન્તાનુસાર ઉપચારો કરી પેટની વ્યાધિથી મુક્ત થયો. આજકાલ એવા હાજીહા કહેનારાઓ સંખ્યાબદ્ધ જોવામાં આવે છે; "**बावोनाचे तेम बोदलीनाचे**" એની કંઇ મણા નથી. પરંતુ એ પદ્ધતિ આપણા ભારતીય આત્મજોને શોભા આપનારી નથી એ અવશ્ય વિચારવાની વાર્તા છે. અને "**सत्यान्न प्रमदितव्यय**" આ શ્રીમદ્ તૈતરિયોપનિષદ્‌ના શિક્ષા વાકય પર વારંવાર દત્તચિત્ત થવું એજ આપણું ભારતીય તનુજોને પરમધર્મ છે. અહો! આજે તો સુર્ય ભગવાન પણ અસ્ત થઇ ગયા, માટે આજનું મારૂં વ્યાખ્યાન હું પરિપૂર્ણ કરૂં છું. આજના વ્યાખ્યાનમાં મેં જે આપને કહ્યું છે તે સર્વ લક્ષમાં રાખવા લાયક છે. આપ સર્વ અધિકારીણી અને પવિત્ર સ્ત્રી સમાજ છો માટે વિશેષ કહેવાનું કંઈ પ્રયોજન નથી. એ પ્રમાણે કહી પોતાના સપ્તમ્ વ્યાખ્યાનની શ્રી સુરેન્દ્રબાલાએ સમાપ્તિ કરી જેથી મણિપુર નિવાસી સર્વ સ્ત્રી સમાજ તથા અન્ય ગ્રામનિવાસી સ્ત્રીસમાજે—જય જય સનાતનધર્મ પ્રચારિણીશ્રી સુરેન્દ્ર બાલા" એ પ્રમાણે પવિત્ર ધ્વની કરી અનેક પ્રકારે પ્રશંસા કરતી–પોતપોતાના આશ્રમ પ્રત્યે ચાલતી થઇ જેથી આપણા સપ્તમ્ દિવસના વ્યાખ્યાનની અત્ર પુર્ણાહુતિ થાય છે.

**" जयहो सत्यवादी भारतीय संतानोनो ! "**



## અષ્ટમ દિવસ.

# સતી સ્ત્રીઓની ટેક.

**टाक्षर टेक एक उरधारी, पति सेवा करहिं सुखकारी**

* * * * * **श्री पतिव्रता बाराखडी**

**प्राण जाय पै ना तजैं, पतिव्रता निज टेक, ॥**

**पूजहीं मन क्रम वचनसों, पतिव्रता पति एक ॥**



પતિવ્રતા સ્ત્રીઓએ "પતિસેવા" રૂપ એકજ ટેકને ધારણ કરી પોતાની પ્રતિજ્ઞા પાળવી એ સતી ભામિની (સ્ત્રી) ઓનું ભૂષણજ છે. જેની ટેક નથી તેવી સ્ત્રીઓ પોતાના પાતિવ્રત્ય ધર્મને ટકાવી રાખવામાં સમર્થ થઇ શકતી નથી; જેમ બને તેમ સતી સુન્દરીઓએ પોતાની ટેક પાળવી; જે મનુષ્ય ટેકી હોય છે તેની સંસારમાં કીર્તિ થાય છે. અને પરલોકમાં પણ તેને ઉત્તમ સ્થાનની ઉપલબ્ધિ ( પ્રાપ્તિ ) થાય છે. આપણા ભારતવર્ષમાં પ્રાચીન અને અર્વાચીન સમયમાં સહસ્ર સતી સુન્દરીઓ ટેકને પાળી પોતાની મહત્તાની છાપ બેસાડી ગઇ છે, કારણ કે, જે મનુષ્ય ટેક–વજન રહિત હોય છે તેની એક પાઈ પણ કિમ્મત અંકાતી નથી એ પ્રસિદ્ધજ છે ટેકવાળી સતી સુન્દરીઓનું મહાત્મ્ય આપણા ધર્મશાસ્ત્રોમાં ઘણે ઠેકાણે સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું છે; જેમાંથી અત્ર હું આપને યત્કિંચિત્ કથન કરૂં છું તે આપ સર્વ એકાગ્રચિત્તથી શ્રવણ કરશો. સાંભળોઃ—

**पृथिव्यां यानि तिर्थानि सती पादेषु तान्यपि ॥**
**तेजश्च सर्व देवानां मुनिनां च सतीषुच ॥**

**ભાવાર્થઃ**—પૃથ્વિને વિષે જેટલાં તિર્થો છે; તે સમ-

સ્ત તિર્થો પતિવૃતા સ્ત્રીના ચરણમાં રહે છે; તથા સર્વ દેવતા અને મૂનિ ( મનનશીલ ઋષિઓ ) ઓના તપનું તેજ પણ સતી સ્ત્રીના પાદ ( ચરણ )માં રહે છે. એટલુંજ નહિ પરંતુ મહર્ષિ વેદવ્યાસજી તો સ્મૃતિમાં એટલે સુધી જણાવે છે કેઃ—

**त्रैलोक्यं भस्मसात्कर्त्तु क्षणे नैव पतिव्रताः ॥**

**स्वतेजसा समर्था सा महा पुण्यवती सदाः ॥ १६० ॥**

ભાવાર્થઃ—જે સ્ત્રી પતિવૃતા છે તે ત્રણે લોકને ક્ષણવારમાં પોતાના તેજદ્વારા ભસ્મીભૂત કરવાને શકિતમાન છે. પતિવ્રતા સ્ત્રી સર્વદા મહા પવિત્ર છે કેમકેઃ—

**पतिः सतीनां श्रेष्ठत्वं निःशंकत्वं सुत स्तथा ॥**

**नहि तस्याभयं किंचिद्देवेभ्य श्च यमादपि ॥१६१॥**

ભાવાર્થઃ—સતી સ્ત્રીનું શ્રેષ્ઠત્વ ( ઉત્તમપણું ) એ તેનો પતિ છે; તે થકી નિઃશંકપણું એ તેનો પુત્ર છે; એ કારણથી તે પતિવ્રતા ( પોતાના પતિની સેવા કરવામાં કુશળ ) સ્ત્રીને દેવતાઓ અને યમરાજાનો પણ ભય હોતો નથી વળીઃ—**जनुः शतं पुण्यवतां निलये जायते सती ॥**

**पतिव्रता प्रसूःपूता जीवन्मुक्तः पितास्तथा ॥ १६२ ॥**

ભાવાર્થઃ—સો જન્મ પર્યન્ત પુણ્યકર્તાના ગૃહે સતી સ્ત્રીનો જન્મ થાય છે; અને તેથી તે પતિવ્રતાની જનની ( માતા ) પવિત્ર થાય છે; તથા તેનો પિતા પણ જિવન્મુક્ત થાય છે; એજ સિદ્ધાન્ત પ્રમાણે શ્રીકૃષ્ણ ચન્દ્રે નન્દરાય પ્રત્યે શ્રી બૃહદ્દ્વીયનારદીય પુરાણમાં કહ્યું છે કેઃ—

**तपःस्विनां तपःसर्वं व्रतीनां यत्फलं व्रते ॥**

**दाने फलं यद्दातॄणां तत्सर्वं तासु संततम् ॥१६३॥**

ભાવાર્થઃ—હે નન્દરાયજી ! તપસ્યાના કર્તાને જે તપનું ફળ પ્રાપ્ત થાય છે વ્રતકર્તાને જે વૃતનું ફળ થાય છે અને દાનના આપનારને જે દાનથી ફળ થાય છે તે સર્વ ફળ

સતી ( પતિવ્રતા ) સુન્દરીઓના શરીરને વિષે સદા સર્વદા રહે છે; એ સર્વ ધર્મશાસ્ત્રોનું તાત્પર્ય–રહસ્ય સારાંશ છે કે:—જે સ્ત્રીઓ પોતાનો પાતિવ્રત્ય સનાતન ધર્મ સાંગોપાંગ સમ્યક્ પ્રકારે પાળે છે. તે સ્ત્રીઓ ત્રિલોક વંદ્ય થાય છે અને એવી પવિત્ર ચરિત્રશાળી ચતુરા (સ્ત્રી) ઓની મહત્તા સમ્બંધી જે કંઇ ઉલ્લેખ કરવામાં આવે છે તે સર્વ અલ્પજ છે, વિશુદ્ધ વૃત સમ્પન્ન વામા ( સુન્દરી ) ઓ આગળ દુઃસાધ્ય પદાર્થ સાધ્ય થાય છે તેમજ પોતાની અખંડ ટેક સાચવનારી સુશીલ સ્ત્રીઓ આગળ વિષ અમૃત સમાન થઇ જાય છે, પાવક (અગ્નિ) ચંદન સમાન થઇ જાય છે એ આપ સર્વ નિશ્ચય રાખશો. આ પ્રસંગોપરિ હું આપને એક પોતાના " પતિસેવા " રૂપ અખંડ ટેક પાળનારી પતિવ્રતા સુમતીની કથા કહું છું, તે આપ સાવધાન થઇ શ્રવણ કરશો.



# પતિવ્રતા સુમતી અને અગ્નિકુંડ.



**पतिव्रता प्रमदाके पाहीं; पावक चन्दन सम होही जाहीं.**

**( श्री ब्रह्मर्षि बालाबोधिनी बाराखडी. )**



મોક્ષપૂરી વારાણસી (કાશીપૂરી)માં પૂર્વે કોઇ એક શોમશર્માનામક અગ્નિહોત્રી બ્રાહ્મણ નિવાસ કરતો હતો, આ શોમશર્માની પત્ની (સ્ત્રી)નું નામ પતિવ્રતા સુમતી એવું હતું એ દંપતિ સ્વધર્મ નિષ્ઠ, અને સદાચારની તો સાક્ષાત્ પ્રતિમાજ હતી, જેથી તેઓ સદા સર્વદા પરસ્પર સંતુષ્ઠ રહેતા હતા. એક દિવસે શ્રીયુત શોમશર્મા પોતાનો આહ્નિક ( નિત્ય–કર્મ ) પૂર્ણ કરી તથા અગ્નિહોત્ર વિગેરે કર્ત્તવ્ય આટોપી, ભોજન લઇ સુતો હતો; તે સમયે શોમશર્મા બ્રાહ્મણની સ્ત્રી પતિવ્રતા

સુમતી પોતાના પ્રાણુનાથ ભગવત્ સ્વરૂપ પતિની પાદ સેવા ( પગચંપી ) કરી રહી હતી; એટલામાં દૈવેચ્છાથી શ્રી શોમશર્મા બ્રાહ્મણનો એકજ આત્મજ (પુત્ર) તપ્ત થયેલ અગ્નિના કુંડમાં ધીરે ધીરે જઈ પડવા લાગ્યો; તે બાળક અણસમજુ તથા શૈશવાસ્થામાં હોવાથી “ આ અગ્નિ કુંડ છે, એમાં પ્રવેશ કરવાથી મનુષ્ય ભસ્મીભૂત થઇ જાય ” એ પ્રમાણે તે બ્રહ્મપુત્રને જરા પણ અનુભવ ન હતો આ વૃતાન્ત સર્વ પ્રત્યક્ષ મહાન પતિવ્રતા સુમતી જુએ છે છતાં પણ પોતાના પતિના પાદપૂજન (પગ–ચંપી)નો પરિત્યાગ કર્યો નહિં; અને ત્યાં બેઠે બેઠેજ વિચારવા લાગી કે:—હે વિશ્વેશ્વર ! હે આશુતોષ સદાશિવ ! આ આપની અનુચરીને હમણાં ઉભય પ્રકારનું સંકષ્ટ પ્રાપ્ત થયું છે; કારણ કે જો બાળકને અગ્નિ કુંડમાં પ્રવેશ કરતાં નહિ રોકીશ તો બાળક ભસ્મ થઈ મરણ શરણ થશે, અને જો બાળકને રોકીશ તો મારી અખંડ ટેક અર્થાત્ મારા પ્રાણુનાથ ભગવત્ સ્વરૂપ પતિ પ્રત્યે મારી અનન્ય શ્રદ્ધાનો ભંગ થશે; અને તેથી હું મારા સ્વધર્મથી પતિત થઈશ; એ પ્રમાણે મિમાંસા–વિચાર કરતાં અંતિમ્ એ નિશ્ચય ઉપર આવી કે:— “ **स्वधर्मे निधनं श्रेयः** ” અર્થાત્ પોતાના ધર્મ વિષે મૃત્યુ થાય એ પણ શ્રેય–અભ્યુદય–કલ્યાણને માટેજ છે. એ પ્રમાણે ચિત્તવૃત્તિને સ્થિર કરી ત્યાંજ પોતાના પતિની ચરણ સેવા કરતે કરતે શ્રી અગ્નિ દેવ પાસે ત્યાં બેઠે બેઠે:— બહુજ દીનતા પૂર્વક ગદ્દગદ્દ સ્વરે નિચે પ્રમાણે પ્રાર્થના કરતાં કહેવા લાગી કે:–“ પ્રત્યક્ષ ભગવન્ અગ્નિદેવ ! જો મારા સ્વામીનાથ ( પતિ ) પ્રત્યે મારી મન, કર્મ, અને વાણી પૂર્વક અખંડ ભકિત હોય; જો મારા પતિ પ્રત્યે મારી પ્રભુ સદ્રશ શ્રદ્ધા હોય; અને જો હું સનાતન ધર્મના સિદ્ધાન્તાનુસાર સાંગોપાંગ પાતિવ્રત્ય ધર્મ પરાયણ હું; તો હે કૃપાત્મન્ અગ્નિદેવ ! આપને શરણ આવેલ મારા બાળકને

આપ ભસ્મીભૂત કરશો નહિં." એ પ્રમાણે પતિવ્રતા સુમતી પ્રાર્થના કરતી હતી એટલામાં તો તેનો બાળક અગ્નિ કુંડમાં જઈ પડયો; પરંતુ બ્હેનો! તે પતિવ્રતા સુમતીના અખંડ પાતિવ્રત્ય ધર્મના પ્રભાવથી તે અગ્નિકુંડ શ્રીખંડ-ચન્દન સમાન શિતલ કુંડ થઈ ગયો; અને અગ્નિકુંડમાં પડેલા બાળકને અગ્નિ સમ્બંધી યત્કિંચિત્ પણ કષ્ટ પ્રાપ્ત થયું નહિ! અને પછી તે કુંડમાંથી બાળક ધીરે ધીરે બ્હાર નીકળી પોતાની માતા પાસે આવી બેસવા લાગ્યો ત્યાં પ્રમાણભૂત શાસ્ત્ર વાકય આ પ્રમાણે વિદ્વાન પુરૂષો દ્વારા વદાય છે કે:-

**सुतं पतन्तं प्रसमीक्ष्य पावके, न बोधयामास पतिं पतिव्रताः ॥ तदा भवत्तत् पतिभक्ति गौरवात् हुत्ताशन श्चन्दनः पंक शीतल ॥ १६४ ॥**

**ભાવાર્થ**—પોતાનો પુત્ર અગ્નિકુંડમાં પડે છે; એમ દેખતાં છતાં પોતાનો પતિ જે નિદ્રાધીન હતો તેને પતિવ્રતા સ્ત્રીએ જાગ્રત કર્યો નહિ; તે સમયે એ પતિવ્રતા સ્ત્રીની પોતાના પતિ પ્રત્યેની અખંડ ભકિતના પ્રભાવથી અગ્નિ ઘસેલા ચન્દન જેવો શિતલ (ઠંડો) થઈ ગયો. અહો! પતિવ્રતા સાચી સતીઓની કેવી મહત્તા! હે સુશીલ બ્હેનો! પતિવ્રતા ધર્મ પરાયણ સ્ત્રીઓને દુ:સાધ્ય સિદ્ધિઓ પણ ક્ષણવારમાં સુસાધ્ય થાય છે. એટલુંજ નહિં પરંતુ એનાથી અધિક "અંતર્યામી સિદ્ધિ" અર્થાત્ બીજાના અંતઃકરણને જાણવાની વિદ્યા; તથા ત્રિકાલ દર્શીત્વ એટલે ભૂત, વર્તમાન, અને ભવિષ્ય એ ત્રણે કાળને પણ પતિવ્રતા સ્ત્રીઓ જાણી શકે છે. એમાં લવલેશ પણ સંદેહ નથી; એજ સિદ્ધિને જાણનારી એક સતી નિર્મલાની કથા પૂર્વે મહર્ષિ માર્કંડેય રાજર્ષિ યુદ્ધિષ્ઠિરજી પ્રત્યે-મહાભારત-વનપર્વમાં કહી છે. તે આ પ્રસંગને ઉપયુક્ત સમજી આપને સંભળાવું છું તેને આપ સર્વ બ્હેનો અવશ્ય એકાગ્ર ચિત્તથી શ્રવણ કરશો.

# પતિવ્રતા નિર્મલા અને કૌશિક મૂનિ.

**वसन्त तिलका.**

**छे प्राणनाथ परमेश सदाय जेने,**
**सेव्या करे परम प्रीतिथी नित्य तेने;**
**आज्ञा वहे प्रणयथी निज धर्म जाणी;**
**तेणें कर्युं सफळ जीवित तेज शाणी ॥ १६५ ॥**

**( महात्मा श्री केशव. )**



પૂર્વે કોઇ એક પોતાના જ્ઞાતીમાં સુપ્રસિદ્ધ, વેદ, શાસ્ત્ર પારંગત, તેમજ તપનો ભંડાર રૂપ અને સ્વધર્મ નિષ્ઠ એવો કૌશિક નામનો મહા તપસ્વી બ્રાહ્મણ હતો; આ બ્રાહ્મણ બાલ્યાવસ્થાથીજ ઉપનયન સંસ્કારને પ્રાપ્ત થઇ ગુરૂકુળમાં સાંગોપાંગ વેદાભ્યાસ તથા ઉપનિષદ્ વિગેરેનો અભ્યાસ કરી એક મહાન્ અરણ્યમાં વેદના મંત્રનો ઉચ્ચાર કરતો તપશ્યા કરવા માટે એક મ્હોટા સઘન વૃક્ષના મૂલ પાસે આવી બેઠો અને તે સ્થળે અનેક પ્રકારે યમ,નિયમ આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધી એ અષ્ટાંગ યોગદ્વારા આત્મા પરમાત્માની ઐકયતા કરવા તપશ્યા કરવા લાગ્યો; એ પ્રમાણે કેટલોક સમય વ્યતિત થવા પશ્ચાત્ એક કૌતુક થયું કેઃ—

**उपरिष्टाच्च वृक्षस्य बलाका सन्यलीयत ॥ तया पुरीष मृत्सृष्टं ब्राह्मणस्योपरितदा ॥ १६६ ॥** ભાવાર્થઃ—જે વૃક્ષ નિચે તે તપસ્વી કૌશિક મૂનિ બેઠો હતો તે વૃક્ષ ઉપર એક બલાકા ( બગલી ) બેઠી હતી, તે બગલીએ તે વખત બેઠેલા કૌશિક નામના તપસ્વી બ્રાહ્મણ ઉપર પુરીષ ( વિષ્ટા ) નાંખી;

तामवेक्ष्यततः क्रुद्धःसमपध्यायत द्विजः भृशंक्रोधाभिभूतेन बलाका संनिरीक्षिता ॥ १६७ ॥ अपध्याताच विप्रेण न्यपतत् धरणीतले ॥ बलाकां पतितां द्रष्ट्वागतसत्त्वामचेतनां ॥ १६८ ॥

અર્થઃ—તેટલામાં તપસ્વી ( બ્રાહ્મણ ) ઘણો કોપાયમાન થયો અને મનમાં વિચાર કરવા લાગ્યો; થોડા વખત જવા પશ્ચાત્ તેણે વૃક્ષ પર ઉંચું જોયું તો એક બગલી બેઠેલી જોવામાં આવી તે કૌશિક નામના તપસ્વી બ્રાહ્મણે પોતાની ક્રુર ( શ્રાપ લાગે એવી ) દ્રષ્ટિથી જોયું તેટલામાં વૃક્ષ પર બેઠેલી બગલી નિચે પૃથ્વિ ઉપર પડી, અને પૃથ્વિ પરપડતાંજ તે બગલી મરણ પામી. જેથી તે કૌશિક પોતાના અંતઃકરણમાં અનાયાસે બગલીના મરણથી બહુજ ખેદ પામી કહેવા લાગ્યો કેઃ— कारुण्यादभिसंतप्तः पर्यशोचते तां द्विजःअकार्य कृतवानस्मिरोपराग बलात्कृतः॥१६९॥

અહો ! મેં મારા ક્રોધથી ન કરવાનું કામ આ વખતે કર્યું અરે ! મારા જેવો અપરાધી આ જગત્‌માં કોઈ નથી કેમકે મેં નિરપરાધી બગલીને મારી નાંખી. આ પ્રમાણે તે વિદ્વાન્ તપસ્વી કૌશિક મૂનિ આવું કામ કરવાથી પોતાના પવિત્ર અંતઃકરણમાં વારંવાર શોકાતુર થઇ, અને ભિક્ષા માગવા સારૂ સદ્‌ગૃહસ્થો અને પવિત્ર કુટુંબોના કુલને શોધતો શોધતો કોઇ એક ગામમાં ગયો, ત્યાં થોડો વખત ફરવા લાગ્યો એટલામાં એક પતિવ્રતા સ્ત્રીના ઘરમાં જઇ કહેવા લાગ્યો કે હે પતિવ્રતા સ્ત્રી ! મને ભિક્ષા આપો;" એ પ્રમાણે તપસ્વી કૌશિકનાં વાક્ય શ્રવણ કરી તે પતિવ્રતા સ્ત્રી કહેવા લાગી હે મહારાજ ! ઉભા રહો હું આપને ભિક્ષા આપું છું. शौचंतु यावत् कुरुते भाजनस्यकुटुम्बिनी॥ एतस्मिन् अंतरे रामन् क्षुधा संपीडितो भृशा ॥ १६९ ॥

અર્થઃ—ત્યાર બાદ તે પતિવ્રતા સ્ત્રી કૌશિક નામના ( ભિક્ષા માંગવા આવેલા ) તપસ્વિ સારૂ ભિક્ષા માટે એક વાસણ-

પાત્ર સાફ કરતી હુતી તેટલામાં તે સ્ત્રીનો સ્વામી (પતિ) જેને વધારે ભૂખ લાગવાથી દુઃખ પામેલો હોય એવી રીતે પોતાના ગૃહ તરફ આવવા લાગ્યો.

भर्ता प्रविष्टः सहसा तस्या भरतसत्तम?॥ सा तु दृष्ट्वा पतिसाध्वी ब्राह्मणं व्यवहायतम् ॥ १७० ॥ અર્થઃ—જ્યારે તે પતિવ્રતાનો સ્વામી ( પતિ ) ભૂખ લાગવાના કારણથી ઘેરે આવતો હતો તેને જોઇ તે પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામી ( પતિ ) સેવામાં તત્પર થઈ અને તેથી તે તપસ્વિને ભિક્ષા આપવાનું ભૂલી ગઇ. पाद्यमाचमनीयैवं ददौ भर्तुस्तथासनम् प्रह्वापर्यचर चापि भर्तारमसितेक्षणा ॥ १७१॥ અર્થઃ-પ્રથમ પોતાના પતિને પ્રણામ (નમસ્કાર) કરી બેસવા માટે આસન આપ્યું; અને પછી પાદ્ય આચમન અર્ઘ્ય વિગેરેથી વિધિ પૂર્વક પતિ શુશ્રુષા ( સેવા ) કરવા લાગી.

आहारेणाथ भक्ष्यैश्च भोज्यैःसुमधुरैस्तथा ॥ उच्छिष्टं भात्रिता भर्तुर्भुक्ते नित्यं युधिष्ठिर? ॥१७२॥ માર્કંડેય મહર્ષિ રાજા યુદ્ધિષ્ઠિરજીને કહેવા લાગ્યા કે હે રાજા યુદ્ધિષ્ઠિર! તે પતિવ્રતા સ્ત્રીનો એવો નિયમ હતો કે પોતાના સ્વામી ( પતિ ) ને જે કાંઈ આહારને માટે ભક્ષ્ય પદાર્થ (ભોજન) જોઈએ; તે સમય સમય ઉપર તૈયાર કરી ભોજન કરાવતી હુતી. અને ત્યાર બાદ સ્વામીના ભોજન પછી જે કંઇ અવશેષ (બાકી) રહે તે પોતે ભોજન કરતી હુતી એવો નિયમ હતો. दैवंतच पतिं मेने भर्तुश्चितानुसारिणी ॥ कर्मणा मनसा वाचा नान्यचिंताभ्यगात् पति ॥ १७३ ॥ કારણ કે તે સ્ત્રી શાસ્ત્રના નિયમાનુસાર મન, વાણી, અને કાયાથી પણ પરપુરૂષનું સ્મરણ (ચિંતન) ન કરતાં કેવળ પોતાના પતિ ભકિત પરાયણ જ રહેતી હતી. જેથી પોતાના પતિથીજ આ વિશ્વ (સંસાર)માં સ્ત્રીઓને સર્વ સુખ તથા કિર્તિ પ્રાપ્ત થાય છે. तं सर्वे भावोपगता पति शुश्रुषण रता ॥

साध्वाचारा शुचिर्दक्षा कुटुंबस्य हितैषिणी ॥ १७४ ॥

અર્થઃ—વળી તે સ્ત્રી પોતાના સ્વામીને જે વસ્તુ જોઇએ તે વખતો વખત લાવી આપતી હતી; નિરંતર પવિત્રપણે રહી સદાચાર પાળી પોતાના કુટુંબનું હિત ઇચ્છનારી તથા સ્વામી સેવામાં તત્પર રહેતી હતી.

भर्तुश्चापिहितं यत्तत् सततं सानुवर्तते ॥
देवतातिथिभृत्याश्वश्वश्रू श्वसूरयोस्तथा ॥ १७५ ॥

**અર્થ**-નિરંતર પોતાના પતિના વાકયને અનુસરનારી; અને દેવતાઓ અતિથિ તથા કોઈ સગા વહાલાં આવે તેનું સન્માન કરનારી, તેમ સાસુ તથા સસરાની આજ્ઞા પાળી તેઓની સેવા કરતી હતી. शुश्रूषणपरानित्यं सततं संयतेन्द्रया ॥ सा ब्राह्मणं तदा द्रष्ट्वा संस्थितं भैक्षकां क्षिणम् ॥ १७६ ॥

અર્થઃ—પોતાના મનમાં ખરાબ વિકારોને રોકી નિરંતર સત્ય વચન બોલતી હતી. અને સ્વામી ભકિતમાં તત્પર રહિ પોતાના સ્વામીનું શુભ ચિંતન કરતી હતી. પછી તે સ્ત્રી ભિક્ષા યાચના કરનાર કોશિક નામના બ્રાહ્મણને જોઇ મનમાં વિચાર કરવા લાગી. કેઃ—

कुर्वंती पति शुश्रूषां सस्माराध्य शुभेक्षणा ॥
व्रीडिता सा भवत् साध्वी तदा भरतसत्तम ॥
भिक्षामादाय विप्राय निर्जगाम यशस्विनी ॥ १७७ ॥

હું પતિ સેવામાંજ તત્પર હતી અને પતિને જોઈતી ચીજો લાવી આપતી હતી, માટે એ બ્રાહ્મણને ભિક્ષા આપવાનું સ્મરણ રહ્યું નહિ તેથી લજ્જા પામી તરત ભિક્ષાનું પાત્ર હાથમાં લઈ બ્રાહ્મણને આપવા ગઈ તે વખત બ્રાહ્મણ કોશિક તપસ્વી ક્રોધાતુર થઈ નિચે પ્રમાણે કહેવા લાગ્યો.

किमिदं भवतीत्वंमां तिष्टत्युक्तवा वरांगेन उपरोधकृतवती न विसर्जितवत्यसि ॥१७८॥ હે સતિ! જયારે હું તારી

પાસે ભિક્ષા માંગવા આવ્યો ત્યારે તેં મને એવો ઉત્તર આપ્યો કે "હે મહારાજ! ઉભા રહો હું તમને ભિક્ષા આપું છું" આમ કહ્યા છતાં આવું વિપરીત કામ કેમ કર્યું! જો તેં મને ના પાડી હોત તો સારૂ થાત; પરંતુ મને ના પાડી નહિં અને વિલંબ કર્યો આ કામ ઘણું ખોટું કર્યું. આ પ્રમાણે જયારે બ્રાહ્મણ (તપસ્વિ) કૌશિક ક્રોધાતુર થઇ તે પતિવ્રતા સ્ત્રીને કહેવા લાગ્યો ત્યારે તે સ્ત્રી મનમાં ખેદ પામી આ પ્રમાણે નમ્રતા પૂર્વક કહેવા લાગી.

**क्षंतुमर्हसि हे विद्वन्! भर्त्तामे दैवतं परम् ॥ सचापि क्षुधितः श्रांतः प्राप्तः शुश्रूषितो मया ॥१७९॥** હે તપસ્વિ! જે અપરાધ મારો થયો હોય તે ક્ષમા કરવા આપ સમર્થ છો કારણ કે પતિવ્રતા સ્ત્રીઓને આ જગત્માં સ્વામી (પતિ) સમાન દૈવત અન્ય કોઇ પણ નથી; તેમ મારા સ્વામી (પતિ) ને ભૂખ વધારે લાગી હતી માટે તેની સેવા કરવામાં હું આપને ભિક્ષા આપવાનું ભૂલી ગઇ જેથી મારો અપરાધ ક્ષમા કરો; આથી તે કૌશિક તપસ્વિ મહાન ક્રોધાયમાન્ થઇ નિચે પ્રમાણે તે પતિવ્રતા સ્ત્રીને કહેવા લાગ્યોઃ—

**इन्द्रोप्येतान् प्रणमते ।किंपुनर्मानवो भुवि**

**अवलिप्तेन जानिषे वृद्धानां न श्रुतं त्वया**

**ब्राह्मणा ह्यग्नि सदृशा दहेयुःपृथिवीमपिः ॥१८०॥**

અર્થઃ—હે પતિવ્રતા સ્ત્રી! તેં કોઇ વિદ્વાન્ (વૃદ્ધ) મનુષ્યો પાસેથી ધર્મનો બોધ લીધો નથી એમ મને લાગે છે; કારણ જે બ્રાહ્મણોને ઇન્દ્ર જેવા દેવતા પણ માને છે; તો આ જગત્માં (મૃત્યુ લોક) નો મનુષ્ય નમે તેમાં કંઇ પણ સન્દેહ નથી વળી હે પતિવ્રતા! બ્રાહ્મણો અગ્નિ પ્રમાણે તેજસ્વી ગણાય છે; જેમ સઘળી વસ્તુ અગ્નિ બાળી નાંખે છે; તેમ બ્રાહ્મણોને જયારે ક્રોધ ચઢે ત્યારે પૃથ્વિ પણ બાળી મુકે છે; માટે આ સંસા-

રમાં બ્રાહ્મણ સમાન કોઈ શ્રેષ્ઠ નથી. આ પ્રમાણે કૌશિક નામના તપશ્વિનું વચન સાંભળી પતિવ્રતા સ્ત્રી અત્યુત્તમ નમ્રતાપૂર્વક તથા અભિમાનથી રહિત થઇ ક્રોધાતુર થયેલ તપસ્વિને નીચે પ્રમાણે કહેવા લાગી. **नाहं बलाका विप्रर्षे त्यज क्रोधं तपोधन अनया क्रुद्धया द्रष्ट्या क्रुद्धः किंमां करिष्यासि ! नावजानाम्यहं विप्रान् देवैस्तुलयान् मनस्विनः ॥१८१॥** હે તપના ભંડારરૂપ મહારાજ! જેમ ક્રોધ કરી તમે બગલીને બાળી મુકી તેમ મને બાળી મુકશો નહિ અને તમારો આ ક્રોધ શાંત કરો; કારણકે ક્રોધ દ્રષ્ટિથી મને શું કરશો ? વળી બ્રાહ્મણો દેવતા સમાન ગણાય છે; અને મારો કાંઈ તમારા જેવા તપસ્વિનું અપમાન કરવાનો ધર્મ નથી. **अपराधमिमंविप्रक्षंतुमर्हसिमेऽनघ॥ जानामि तेजो विप्राणां महाभाग्यंच धीमताम् ॥१८२॥** હે મહારાજ ! બુદ્ધિમાન પુરૂષોના મહાભાગ્ય અને આપના જેવા બ્રાહ્મણો (તપસ્વિઓ)નાં તેજની મહત્તાની મને ખબર છે; માટે મારો જે કાંઇ અપરાધ થઈ ગયો હોય તે ક્ષમા કરો અને આ ભિક્ષાનું પાત્ર ગ્રહણ કરો. જેઓનું તપ હમેશાં દીપ્તિમાન છે એવા તમારા જેવા મહાત્માઓ શું ન કરી શકે ? તમારા જેવા તપસ્વિ (બ્રાહ્મણો) નો તિરસ્કાર કરવાથી દુષ્ટ અને ક્રૂર કર્મ કરનાર વાતાપી નામનો રાક્ષસ અંતાવસ્થાને પામ્યો છે. હે મહારાજ ! આ સંસારમાં મહાત્મા પુરૂષોને કોઈપણ પ્રકારનો ક્રોધ થતો નથી; અને વખતે ક્રોધ આવે છે તો માત્ર અલ્પ સમય સુધીજ રહે છે; અને પુનઃ ઝટિતિ (તરત) પ્રસન્ન થાય છે. પરંતુ આપ આવા સમર્થ વિદ્વાન થયા છતાં પણ ક્રોધ વિશેષ કરો છો એ ઉચિત (યોગ્ય) નથી માટે મારો જે અપરાધ હોય તે આપ ક્ષમા કરો અને આ ભિક્ષા ગ્રહણ કરો. **पति शुश्रूषया धर्मो यः समे रोचते द्विज ॥ दैवतेष्वपि सर्वेषु भर्तामे दैवतं परं ॥१८३॥** હે મહારાજ! એટલુંજ નહિં પરંતુ

મને મારા પ્રાણનાથ-સ્વામી-(પતિ) સેવા સિવાય અન્ય (બીજો) કોઇ પણ ધર્મ વિશેષ જણાતો નથી. કારણ કે સર્વ દૈવતમાં પતિ સમાન પરમ દૈવત અન્ય કોઇ પણ નથી એમ હું માનું છું. માટેજ મારા સ્વામી ( પતિ ) ભક્તિમાં તત્પર હતી તેથી આપને ભિક્ષા આપવાનું હું ભૂલી ગઇ; તેમજ **अविशेषेणतस्याहं कुर्याधर्म द्विजोत्तम ॥ शुश्रूषायाः फलं पश्यपत्यु ब्राह्मण यादृशम् ॥१८४॥** હે મહાત્મન્ ! જેમ બની શકે તેમ પતિ સેવા કરવી એજ મારા જેવી સ્ત્રીઓનો સનાતન ધર્મ છે; અને પતિ સેવા કરવાથી શું ફળ થાય છે તે સાંભળો. આ પ્રમાણે પતિવ્રતા સ્ત્રીના સચ્છાસ્ત્રમય યથાર્થ વચન શ્રવણ કરી આ કૌશિક મૂનિ તો આશ્ચર્ય પામી નિચે પ્રમાણે કહેવા લાગ્યો:-અરે ! હે પતિવ્રતા ! મેં જે અરણ્યમાં એક વૃક્ષ ઉપર બેઠેલી બગલીને બાળી નાંખી, તે સર્વ વાત તમારા જાણવામાં કેમ આવી ? શું ! તમે કોઇ જ્યોતિશાસ્ત્ર કિંવા, જંત્ર તંત્ર જાણો છો અથવા અન્ય કોઇ યોગ્યભ્યાસ કર્યો છે. કિમ્વા કોઇ અણિમા, ગિરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રકામ્યા, ઈશિતા, અને વિશિતા એ અષ્ટ પ્રકારની સિદ્ધિઓમાંથી કોઈ સિદ્ધિને આપે વશ કરી છે; કિંવા કોઈ, દેવ, દેવીની ઉપાસના કરી આ અંતર્યામીપણાની સિદ્ધિને પ્રાપ્ત થયા છો ! આ પ્રમાણે તે કૌશિક તપસ્વીનાં વચન શ્રવણ કરી, તે પતિવ્રતા સ્ત્રી કહેવા લાગી,-હે તપસ્વિ ! હું કંઈ જ્યોતિશાસ્ત્ર, કે મંત્ર, તંત્ર, અથવા અષ્ટસિદ્ધિ કિંવા-કોઇ દેવ-દેવીની ઉપાસના એ સંબંધી બિલકુલ કંઈપણ જાણુતી નથી; મેં કોઈ શાસ્ત્રાભ્યાસ કર્યો નથી. કિંવા, અન્ય કોઇ પણ વિદ્યા હું જાણુતી નથી. કારણ કે **पतिरेको गुरुस्त्रीणां** આ સ્મૃતિ વાકય કહે છે કે,- સ્ત્રીઓનો ગુરૂ, પરમેશ્વર જે કંઇ કહો તે તે સ્ત્રીનો પતિજ છે. અને તેથીજ અન્ય સંસારમાં કોઈપણ પુરૂષ કિંવા સ્ત્રીવર્ગથી

મેં કોઈપણ જાતનો અભ્યાસ કર્યો નથી, એટલુંજ નહિં પરંતુ હું પતિ સિવાય અન્ય કંઈપણ જાણુતી નથી. હે વિપ્રર્ષે! હું તો મારા પતિની સેવા, અને પતિનાં યશોગાન જ કરૂં છું. કેમકે મારા સર્વસ્વ મારા પતિ જ છે" એમ મેં વેદવેત્તા વૃદ્ધ મનુષ્યોથી સાંભળ્યું છે; જેથી મારા પતિના જ-ધ્યાન ગાન—તાન—અને માનમાંજ હું મારો માન સમજી બેઠી છું; પતિની સેવા એજ પરમેશ્વરની સેવા, પતિનું ધ્યાન એજ પરમેશ્વરનું ધ્યાન, પતિનાં યશોગાન એજ પરમેશ્વરનાં યશોગાન, અને પતિ પ્રત્યે જે માન છે તેજ પરમેશ્વર પ્રતિ મારો માન છે ટુંકમાં હું તો એમ જ જાણુંછું કે, **पतिरेव परमेश्वर** આ શ્રુતિવાકય એટલે સ્ત્રીને "પતિ એજ પરમેશ્વર" છે. એ પ્રમાણે મેં વૃદ્ધ વિદ્વાનોથી સાંભળ્યું છે. અને તે અનુસાર જ હું મારા, મન, અને વચનથી વર્તાણુક રાખી આ સંસારમાં વિચરૂં છઉં. માટે હે તપ સ્વિ વિપ્રર્ષે! તેથીજઃ- "**बलाकाहि त्वया दग्धा रोषात् तद्विदितं मया**" તમે ક્રોધાયમાન થઇ વૃક્ષ ઉપર જે બગઃ લી બેઠી હતી તેને તમે બાળી મુકી તે સમગ્ર વૃત્તાંત મેં કેવળ પતિભકિતથી જ જાણ્યું છે અને એ અંતર્યામીત્વ વિદ્યાની પ્રાપ્તિ પણ એ પતિભક્તિના મહાન્ પુણ્યથી જ થઇ છે. હે મહારાજ! જેઓ પોતાના સદાચરણ અને સ્વધર્મમાં રહે છે તેઓને કોઈનો પણ ભય રહેતો નથી જેમ તમે વિદ્વાન્ છો, તપસ્વિ છો; તેમ હું પણ પતિ ભક્તિથી તથા સદાચાર પાળવાથી પતિવ્રતા ગણાઉં છું. માટે હે કૃપાત્મન્? આ પ્રમાણે મેં જે આપને યોગ્ય વચન કહ્યાં છે છતાં તેમાંથી કવચિત્ અયોગ્ય કથન થઇ ગયું હોય તો તે ઉપર લક્ષ ન આપતાં આપ ક્રોધથી શાંત થઇ મને ક્ષમા કરો." આ પ્રમાણે પતિવ્રતા સ્ત્રીના વચન કૌશિક નામનો તપસ્વિ શ્રવણ કરી કહેવા લાગ્યો. કે હે પતિવ્રતા! ધન્ય છે તમારા માતા પિતાને! અને ધન્ય છે તમારા

પતિને કે જેને ઘેર તમારા જેવી સાક્ષાત્ સ્વધર્મ પરાયણુ સતી સ્ત્રી બિરાજે છે. હે દેવી ! તમારા કહેલા વાકયોમાં એક વાકય પણુ અયોગ્ય નથી. કિંતુ સર્વ શાસ્ત્રમય અને યોગ્યજ છે, હે ભગવતી ! તમારી પતિ પ્રતિ વિશુદ્ધ ભક્તિ જોઇ હું કૃત્ય કૃત્ય થયો છું, અહો ! આજ મારી તપશ્યા, મારી સદ્દવિદ્યા સાર્થક થઇ એમ હું માનું છું કારણુ કે તમારા જેવી પતિવ્રતા (સતી) સ્ત્રીનાં દર્શન પૂર્વ પુણ્ય વિના કયાંથી થાય. હે રમા સ્વરૂપ ! આપના જેવી સતી સ્ત્રી જે ઘરમાં નિવાસ કરે છે ત્યાં સાક્ષાત્ લક્ષ્મીનુંજ નિવાસ સ્થાન કહેવાય છે ! અરે હે સ્વધર્મનિષ્ઠા ! આપના એકેક અક્ષરમાંથી મને જે બોધની ઉપલબ્ધિ ( પ્રાપ્તી ) થઇ છે તેવી પ્રાપ્તિ આજ દિવસ સૂધી મને કયારે પણુ થઇ નહુતી. હે ત્રિલોકીવંદ્ય ! પતિ ભક્તિ પરાયણુ સ્ત્રીની સાનિધ્ય ( આગળ ) સાક્ષાત્ ત્રિલોકાધિપતિ વિષ્ણુ ભગવાન પણુ હાજર રહી તેમની આજ્ઞાને અનુસરે છે; તો હું એક ક્ષુલ્લક પ્રાણી કઇ ગણુનામાં ! હે પવિત્ર ધર્મમૂર્તિ ! મેં જે આપના ઉપર વગર વિચારે ક્રોધ કર્યો છે તે આપ મને ક્ષમા કરશો એમ વારંવાર આપની પાસે યાચના કરૂં છું અને મને એજ આપ ભિક્ષા આપો કે જેનાથી મારો અપરાધ દુર થાય અંતમાં તેણે કહયું કેઃ—

**प्रीतोऽस्मि तव भद्रंते गतःक्रोधः सुशोभने ॥ उपालंभ स्त्वयात्युक्तो मम निश्रेयसं परं ॥१८५॥** હે સતિ ! તમારાં સમસ્ત સુધાકર (ચંદ્ર) સમાન શીતલ વાકય શ્રવણુ કરી મારો માનસિક ( મનનો ) ક્રોધ શાંત પામ્યો છે; અને હે મહામાયા ! તમારા ઉપર હું બહુજ પ્રસન્ન થયો છું તમારૂં કલ્યાણુ થાઓ ! કારણુ કે તમારામાં કોઇ પણુ દુર્ગુણુ નથી કિંતુ સર્વ સદ્દગુણોજ છે. અહો હે ભગવતી ! તેં મારૂં કલ્યાણુ કર્યું ! તેમજ પોતાના પાતિવ્રત્ય ધર્મની ખરી ટેક રાખી. ધન્ય છે ! હે પૂજ્ય પતિવ્રતા ધન્ય છે ! વિગેરે અનેક

પ્રકારે તે પતિવ્રતા સ્ત્રીની પ્રશંસા કરી, તે કૌશિક તપસ્વી ભિક્ષા લઈ પોતાના સ્થાન તરફ જવા માટે વિદાય થયો. હે પવિત્ર બ્હેનો ! આ ઉપરની કથાથી આપને પતિભકિતની મહત્તા જણાઈ હશે. માટે આ સંસારમાં પોતાના પતિને પરમેશ્વર બરોબર સમજી જે પતિભકિત કરશે તેવી સુઘડ સુન્દરી (સ્ત્રી)ઓને અંતર્યામી શકિત પ્રાપ્ત થાય એ સર્વાંશે સત્યજ છે અને તેવીજ સ્ત્રીઓ આ લોક અને પરલોકનાં અત્યુત્તમ દિવ્ય સમસ્ત સુખોને કરામલકવત્ પ્રાપ્ત કરે છે. અને એ પવિત્ર કથાનું રહસ્ય આપ આપના અંતઃકરણમાં ઉતારી આપ પતિભકિત પરાયણ થશો એમ હું અભિલાષા રાખું છઉં હવે હું આપને સુઘડ સુન્દરીઓનાં વ્યાવહારિક કર્તવ્યો વિષે કિંચિત્ કહું છે તે સાંભળો.



# સુઘડ સુન્દરીઓનાં વ્યાવહારિક કર્તવ્યો.



वनिता विद्यावंत पति आमन्या पाळे;
संभाळे निजबाळ, जेम पक्षी निजमाळे;
गुणवंती गंभीर, पूर्ण मायाळु माता;
संपसजे सहुसाथ, सिंचे शीतळजळ शाता;
वळी सुंदरी सुशीळ स्वभावमां; अंतर पर उपकारछे;
अे सतीनो सेवक सुतवदे, धन्यधन्य अवतार छे. ॥१८६॥

(શ્રીમન્ કચ્છાધિપતિના સેક્રેટરી રા. રા. છોટાલાલ સેવકરામ.)



બ્હેનો ! આપ સર્વ સ્ત્રી સમાજે પોતાના ઘરના સર્વ મનુષ્યોથી પ્રથમ પ્રાતઃકાળે ઉઠવાની ટેવ રાખી પ્રથમ ઘરમાંથી પુંજો વાળી ઘરમાં સર્વ પ્રકારે સ્વચ્છતા રાખવી. જેથી મલિનતાના નાશથી હવા સ્વચ્છ

આવે છે અને તેથી મલિનતા જન્ય વૃશ્ચિક–વિંછી, મચ્છર માંકડ, ચાંચડ અને મૂષક (ઉંદર) વિગેરે જંતુઓનો ઉપદ્રવ બહુ અલ્પ થાય છે પ્રતિ માસે એક વખત ઘરની અંદરની ભીંતો ઝાડી ઝપટી તત્સમ્બંધી ઉપાધિરૂપ જાળાં વિગેરે સાફ કરવાની આવશ્યકતા છે. વળી ગૃહમાં લીંપણ સમ્બંધી સ્થિતી અવ્યવસ્થિત હોય તો તાજું છાણ અને પવિત્ર મૃત્તિકા ( માટી ) લાવી તેના વડે ઘરને બરાબર રીતે લીંપી નાંખવું. ત્યાર બાદ દરેક સામાન કે જે ગૃહકાર્ય સમ્બંધી ઉપયોગમાં આવતો હોય તે સર્વ સાફ કરવો, પછી યથાર્થ રીતે દાતણ પાણી કરવું એટલે બોરડી, બાવળનું દાતણ કરવું યોગ્ય છે. કારણ કે વિધિ પૂર્વક દંતધાવન કરવાથી મુખ સમ્બંધી મલિનતા દૂર થઈ મ્હોડું સર્વ પ્રકારે સ્વચ્છ થાય છે. એટલું જ નહિ પરંતુ વૈદ્યક શાસ્ત્રના સિદ્ધાન્તાનુસાર એવા લીલા લીલા દાતણના રસના પાનથી દાંતમાં અતિ મજબુતાઈ આવવાની સાથે અવાળુ ઉપડતાં નથી. મુખમાં મધુરતા રહે છે. કેટલીક બ્હેનો જેમ તેમ ઉતાવળ પૂર્વક જાણે કોઇએ પોતાના ઉપર ફરજ પાડી હોય તેમ તરતજ દાતણ કરવાનું કામ આટોપી લે છે. એ કાર્ય ઉત્તમ અને શરીરને આરોગ્યકારક નથી; માટે સર્વ બ્હેનોએ આ વાત ઉપર લક્ષ આપી જીભ ઉપરની ઇલ બરોબર ઉતારવી જોઈએ. નિમ્બવૃક્ષ ( લીંબડા ) નું દાતણ પણ શરૂઆતમાં જોકે મુખને કડવું કરે છે તથાપિ તેથી મુખની તમામ દુર્ગંધનો નાશ થાય છે. જેથી લીંબડાનું દાતણ કરવું પણ શારીરિક સ્થિતિને સુખકારક ગણાય છે. એ પ્રમાણે દાતણપાણી કર્યાં પછી; લોટા કળશીઓ, અજવાળવાં તથા પાણીઆરૂં વિગેરે જે ઉપયુક્ત સાધનો હોય તેને સ્વચ્છ કરવાં. તત્પશ્ચાત્ પોતાની શારીરિક સ્થિતિને અનુકુળ જલ વડે સ્નાન કરવું, સ્નાન કરવા સમયે આખા શરીરને સારી રીતે મસળવું એટલે શરીરમાંના કોઇ પણ ભાગમાં મલિનતા ન રહે તેની સંભાળ

રાખવી. કેટલીક સ્ત્રીઓ જેમ તેમ કરી બે લોટા પાણીના લઈ પોતાના અંગ ઉપર ઢોળી તેને જ સ્નાન કરવાનું માની લે છે. પરંતુ એ કંઈ યથાર્થ સ્નાન ન કહેવાય; આવા નામ માત્ર સ્નાનથી તો શરીરમાં ખસ, દાદર, વિગેરે અનેક પ્રકારના રોગોની ઉત્પત્તિ થાય છે. માટે એ સ્નાન કંઈ શારીરિક સ્થિતિને સુધારનાર નથી. કેટલીક સ્ત્રીઓ નગ્ન સ્નાન કરે છે. એ પણ આપણા સનાતન આર્યધર્માનુસાર યોગ્ય નથી- ત્યાર પછી નિત્ય નિયમ પોતાનું સ્ત્રીધર્મ સંબંધી આહ્નિક (જે હું આપને આગળ યથાર્થ રીતે સંભળાવીશ.) કરી રસોઇ કરવી. આપણી સર્વ સ્રી સમાજને "રસોઇ કેમ કરવી" એ વિદ્યા શિખવાની બહુજ જરૂરી છે. માટે દરેક સદ્વિચાર સમ્પન્ન સુઘડ સુન્દરીઓએ એ બાબતનો બહુજ બારીકીથી અભ્યાસ કરવો જોઇએ. સ્ત્રીઓનાં બીજાં જેટલાં કાંઇ કર્ત્તવ્યો છે તે સર્વ ગૌણ કર્ત્તવ્યો છે પરંતુ તેમાંથી મુખ્ય કર્ત્તવ્ય સ્ત્રી જાતિએ "રસોઇ કેમ કરવી" એજ છે. માટે એ બાબતમાં સુન્દરીઓએ બહુ નિપુણતા રાખવી જોઇએ. વિવિધ ભાતનાં શાક, ભાજી, આદુ, કોથમરી, વિગેરે સમારી, મસાલા સંબંધી તજવીજ કરી ભોજન સામગ્રીના સર્વ પદાર્થો પ્રથમથી જ તૈયાર રાખી પછી રસોઇનું કામ પ્રારંભ કરવું; ભિન્ન ભિન્ન શાકમાં વઘાર કોનો કોનો અને કેવી કેવી રીતે મુકવો! બરાબર સ્વાદિષ્ઠ અને પોતાના ઘરનાં સર્વ મનુષ્યોને તે પ્રિયકર કેમ થાય! વિગેરેની સંભાળ રાખવી જોઇએ. કારણ ઉત્તમ અને સ્વાદિષ્ઠ ભોજનથી શારીરિક સ્થિતિ અનુકુળ, અને સારા સ્વભાવ યુકત થઈ બળવાન અને અંતરાત્મા પ્રેમાળ રહે છે માટે પતિવ્રતા સ્ત્રીએ તો પોતાના હાથથી જ રસોઈ કરી પતિને પ્રસન્ન રાખવાની આવશ્યકતા છે. કેટલીક સ્ત્રીઓ પોતાના પતિને મહાન્ પદવીની પ્રાપ્તિ થઇ અથવા પોતાનાપતિ બહુ પૈસા-

વાળો થયો એટલે પછી તે રસોઇ વિગેરે ઉપયોગી કાર્યો કરવામાં પોતાની મહુત્તા ઘટી જતી હોય એમ માની બેસે છે. પરંતુ એવા વિચારો મૂર્ખતાઇ ભરેલા છે. માટે તે પ્રમાણે વિચારો ન રાખવા એ મારો આપ સર્વ સ્ત્રી જાતિને પરમોપદેશ છે કેમકે જે આનંદ તમારા હાથથી બનાવેલા ભોજનમાં તમારા પતિને પ્રાપ્ત થશે તેવો આનંદ ભાડુતી રસોઇઆથી ઉદ્‌ભવે એ બિલ્કુલ માનવા લાયક વાર્તા નથી. એ તમારે અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ. વળી જમવાની પદ્ધતિ પણ સદૈવ નિયમસર રાખવી. કારણ કે તે નિયમપૂર્વક અહારથી વૈદિક સિદ્ધાન્ત પ્રમાણે શારીરિક સ્થિતિમાં બિગાડ થતો નથી. તમારા પતિ કોઈ આવશ્યક કામના પ્રસંગે બહાર પધારવાના હોય ત્યારે તમારે તેને માટે પ્રથમજ સર્વ પ્રકારે ભોજન સામગ્રી તૈયાર રાખવી; અને ભોજન કરતાં જેમ તમારા પતિને આહ્‌લાદ ઉત્પન્ન થાય તેવી હાસ્યરસ વિભૂષિત વિવિધ પ્રકારે વિનોદની વાતો કરવી. એ પ્રમાણે કરવાથી મસ્તિષ્ક ઉન્નત બને છે એ સન્દેહ વગરની વાત છે હમેશાં ભિન્ન ભિન્ન ભાતનાં ખોરાક જમવાની તજવીજ રાખવી. કેમકે દરરોજ એકજ પ્રકારનું ભોજન જમવાથી મનની બરાબર પ્રસન્નતા રહેતી નથી. તેમ પાચન શક્તિમાં પણ કેટલેક અંશે ફેરફાર થઈ જાય છે વળી પોતાને જેટલે અંશે ક્ષુધા લાગી હોય તેના કરતાં થોડીઘણી પણ ભોજન કરવામાં ન્યુનતા (ઓછાઈ) રાખવી. પરંતુ ગળા સુધી ખાવાની નઠારી ટેવ ક્યારે પણ તમારે રાખવી નહિં ભોજન લીધા પછી પોતાના પ્રાણનાથ ભગવત્ સ્વરૂપ પતિને મુખવાસ આપી યત્કિંચિત્ સમય પુનઃ તેની સાથે વિનોદ કરવામાં વ્યતીત કરવો, બાદ રસોડામાં પડેલાં વાસણ માંજવા અથવા જો મંજાવવાની શક્તિ આપને ઈશ્વરે આપી હોય તો મંજાવવા; તેમજ એઠવાડ, અબોટ કરવા કરાવવા તેમજ ચુલો ધોળવા

કરવા તરફ તમારે લક્ષ આપવું જોઈએ. પછી તમારે પોતાના ઘર સંબંધી પદાર્થો જેવી રીતે શોભાયમાન લાગે તેમ ઘરમાં જે વસ્તુ જ્યાં જોઇએ ત્યાં ગોઠવવાનું કામ કરવું જોઈએ. ઘર ઉપયોગી વસ્તુઓ ઘરમાં જ્યાં ત્યાં પડી રહેવાથી ઘરની શોભામાં ખામી જણાઇ આવે છે; તથા જ્યારે જે ચીજની આવશ્યકતા હોય ત્યારે તરતમાં તે વસ્તુ પણ મળી શકતી નથી. જ્યાં વસ્ત્રો રાખવાના હોય ત્યાં વસ્ત્રો રાખવાં; જ્યાં વાસણો રાખવાનાં હોય ત્યાં વાસણો રાખવાં, જ્યાં દાણાદુણીની કોઠીઓ રાખવાની હોય ત્યાંજ તે કોઠીઓ રાખવી; જ્યાં અથાણાં વિગેરેની બરણી રાખવાની હોય ત્યાંજ બરણીઓ રાખવી, એવી રીતે જે વસ્તુ જ્યાં રાખવાની યોગ્યતાવાળી હોય તે વસ્તુને ત્યાંજ રાખવી એજ સુઘડ સુંદરીઓનું પ્રશંસનીય પ્રથમ કર્તવ્ય છે. પોતાના ઘરની શોભામાં જેમ વૃદ્ધિ થાય તેમ સુઘડ સ્ત્રીઓએ સર્વ વસ્તુઓ રાખવી કેમકે સુઘડ સુન્દરીની પરિક્ષા તેનું ઘર જોવાથીજ પોતાની મેળે થઈ આવે છે અર્થાત્ જે સ્ત્રી પોતાના ઘરની ઉપયોગી વસ્તુઓ સંભાળી અને સ્વચ્છ રાખે તે સ્ત્રી "સુઘડ સ્ત્રી"ની પ્રશંસાવાળી પદવીને પામે છે અને જે સ્ત્રી પોતાના ઘર ઉપયોગી વસ્તુઓની બરાબર વ્યવસ્થા રાખતી નથી તે સ્ત્રી "ફુવડ સ્ત્રી" ની નઠારી પદવીને પામે છે. જેનું ઘર સ્વચ્છતાથી સમલંકૃત હોય ત્યાં સહુ કોઇને બેસવાની પણ ઇચ્છા થાય છે તથા મનુષ્યના તન્દુરસ્તીનો આધાર પણ કેટલેક અંશે ઘર છે માટે જેમ આપણે પોતાના શરીરને સ્વચ્છ—પવિત્ર રાખવાની ઇચ્છા રાખીએ છીએ તેમજ જેમાં આપણે દરરોજ રહીએ છીએ એવા આપણા ઘરને આપણે જ્યારે સ્વચ્છ ન રાખીએ એ શું આપણી ન્હાની ભૂલ છે કે ! ! એ આપણને વિચારવાનું છે. કેટલીક ઉડાઉ સ્ત્રીઓ પોતાના પતિની શક્તિ ઉપરાંત ખરચવા માટે પોતાના ઇષ્ટદેવ ( પતિ ) સાથે ક-

લડુ-કંકાસ કરે છે તે સ્ત્રીઓની આ રીતભાત ખરેખર ધિઃકારવા લાયક છે કેમકે સુઘડ સ્ત્રીઓનો તો એ ધર્મ છે કેઃ—પોતાના પતિની આવકનો વિચાર કરી તે પ્રમાણે ઘર ખરચ ચલાવવાની તજવીજ રાખવી; વળી વ્યાવહારિક કાર્યોમાં કરકસરની પણ જરૂરીઆત છે એટલે વિચારશીલ સુંદરીઓએ પ્રતિમાસે કંઇનેકંઇ પણ પૈસાનો બચાવ કરવો જોઇએ એટલે કદાચ ઇશ્વર ન કરે ને એવો સમય આવે કે પોતાના પતિથી કંઈ પણ કમાઇ થઈ શકે નહિં એટલે પોતાનો નિર્વાહ ચલાવવામાં હરકત પડે તે વખતે એ સંગૃહિત પૈસો બહુજ કામમાં આવે છે. બ્હેનો ! એટલી બુદ્ધિ તો આપમાં અવશ્ય હોવી જોઇએ કે આપનો પતિ કંઈ પણ કમાઇ લાવતો હોય તેમાંથી યત્કિંચિત્ પણ બચાવી પોતાનું ગુજરાન ચલાવવું જોઈએ. સારાંશ એ છે કેઃ—"**बाप प्रमाणे वचको अने धणी प्रमाणे मचको**" એ લોકોક્તિ તરફ તમારે લક્ષ આપવું. બ્હેનો ! તમારો જે ફોકટનો સમય ગૃહકાર્ય શિવાય બચતો હોય તે સમયને વ્યર્થ ન ગુમાવતાં પોતાની વ્યાવહારિક ચીજો જે કંઇ પૈસા આપી કરાવવી પડતી હોય તે સર્વ તમારે તમારી બ્હેનપણીઓથી શીખી લેવું જોઇએ અને શીવવા તથા ભરવામાં એ સમયનો વ્યય કરવો તમારે માટે બહુજ ઉપયુકત ગણાશે. નિશ્ચય રાખજો કે શીવવા તથા ભરવા વિગેરેના તમારા કાર્યોથી તમારા પતિનો પૈસો બહુ બચી શકશે અને એ પ્રમાણે વર્ત્તવાથીજ વ્યવહારમાં શનૈઃ શનૈઃ ઉન્નત પદને પામી શકાય છે. તમારા ઘરમાં તમારો જેમ બોજ રહે; તેવા પ્રકારનો વ્યવહાર ઘરનાં સર્વ માણુસોથી તમારે રાખવો. તમારી સાસુ તમને જે જે કામ કરવાનું કહે તે તે કામ તમારે સન્માન દર્શક શબ્દોથી વધાવી ત્વરિતજ પૂર્ણ કરવાની ટેવ રાખવી; એ યાદ રાખજો કેઃ—જેના ગૃહમાં સંપ છે. ત્યાં લક્ષ્મી છે; અને ત્યાંજ સર્વ પ્રકારે સારા વાનાં હોય

છે. માટે તમો સહુએ પોત પોતાના ઘરમાં સંપીને ચાલવું. ક્યારે ભૂલેચૂકે પણ કુસંપ કરવો નહિ. કદાચિત્ તમારો અપરાધ ન હોય તથાપિ તમને કોઇ બે શબ્દ કહે તો પણ તમારે સેવ્ય-સેવક ધર્મ જાણી તે સંબંધી કંઇ કંઇ પણ મનમાં લાવવું નહિં એ પ્રમાણે જો આપ આપના ઘરમાં આચરણ કરશો તો હું આશા રાખું છું કે આપનો સાંસારિક વ્યવહાર બહુ ઉન્નત સ્થિતિમાં આવી આપને સર્વ વાતો સુખદાઇ નિવડશે અને એજ પ્રમાણે મારી તમને શુભાશિષ છે. તથાસ્તુ.

# પતિને વશ કરવાની વશિકરણ વિદ્યા.

वर्त्ते जे वनिता सदा पति आज्ञा अनुसार; ॥
आधिन तेने जगत्‌मां, सदा रहे भरथार ॥१८७॥

( सद्‌गुरु श्री क्षेमेन्द्र. )

વર્તમાન કાળમાં કેટલીક અશિક્ષિત સ્ત્રીઓ પોતાના પતિની પોતાના ઉપર પરિપૂર્ણ પ્રીતિ નથી એ પ્રમાણે માની પોતાના પતિને વશ કરવા માટે અનેક પ્રકારના મિથ્યા ઉપાયો યોજવા ધંતર મંતર, તેમજ કોઇ પાખંડી-ઢોંગી, સાધુ-સંન્યાસી, જોગી-જતિ, અતીત, વૈરાગી, ગોસાંઇ, ફકીર, જોશી પાસે જાય છે; ત્યારે તેમાંના કેટલાક પાખંડીઓ એ ભોળી ભામિનીઓને છેતરી તેમની પાસેથી પોતાનો સંપૂર્ણ સ્વાર્થ સાધવા તત્પર થાય છે. અને તે સ્વાર્થ સાધક કુસાધુઓ તેમને કોઇ દોરો, ધાગો બનાવી આપે છે. અથવા તો તેના પતિને કંઇ ખવરાવવાનું બતાવી પોતાની પાખંડી જાળ અનેકવિધ આડમ્બર કરી ત્યાં પાથરે છે. અભણ ભોળી સ્ત્રીઓ એ ઢોંગીઓની એ ઢોંગ વિદ્યાને તે સમયે તો યથાર્થ માની બેસે છે પરંતુ પાછળથી તેને બહુ પસ્તાવું

પડે છે. માટે હે પવિત્ર સાધ્વી બ્હેનો! આપ સર્વ સમાજે પોતાના પતિને વશ કરવા માટે એવા જૂઠા પ્રયોગો માટે ક્યારે પણ પ્રયત્ન કરવા રઝળવું નહિ. એવી મારી આપને ખાસ ભલામણ છે. પોતાના પતિને વશ કરવામાં સહુથી શ્રેષ્ઠ ઉપાય એ છે કેઃ— જે વાર્ત્તાથી પોતાનો પતિ પ્રસન્ન રહે તેમ વર્ત્તવું પોતાના પતિની પરિપૂર્ણ પ્રેમભાવથી આજ્ઞા પાળવી; પોતાના પતિનો અત્યુત્તમ સત્કાર કરવો, પતિ પાસે કયારે પણ અસત્ય ભાષણ કરવું નહિ; તથા તેની પાસે કોઈની પણ નિંદા કિમ્વા ચાડી ચુગલી ખાવી નહિ; પતિ કદાચિત્ કોપાયમાન્ થાય તો પણ સર્વ પ્રકારે ક્ષમા રાખવી; પોતાના પતિની જે કંઇ આવક થતી હોય તેના પ્રમાણમાં ઘર ખરચ નિભાવવું જોઈએ; વ્યર્થ પ્રકારે કોઇ પણ ખરચ કરવાની બુદ્ધિ રાખવી નહિ. પતિના સુખે સુખી, અને પતિના દુઃખે દુઃખી થઇ તમારો પત્ની ધર્મ સાંગોપાંગ રીતે પાળવો. તમારા પતિની ખાવા પીવામાં દરેક પ્રકારે સગવડ રાખવી, કોઈ પણ પ્રકારે પતિ સાથે વાદવિવાદ કરવો નહિ. પતિની સાથે કયારે ઠગાઈ કરવી નહિ; તમારો પતિ તમારા કંહેવા મુજબ તમારે માટે બજારમાંથી ચીજ લાવી આપે અથવા ન લાવી આપે,—તમારી ઇચ્છા મુજબ તમારો પતિ તમને ઘરેણાં ઘડાવી આપે કે ન ઘડાવી આપે અર્થાત્ તમારો પતિ તમારી મરજી પ્રમાણે તમને ન લાવી આપતો હોય તો પણ હે સતી સુન્દરીઓ! તમે તમારા પત્નીધર્મમાંથી ક્યારે પણ પતિત થશો નહિ! અને એ પ્રમાણે જો આપ સ્ત્રી સમાજ વર્ત્તણુક રાખો તો પછી તમારો પતિ તમને પોતાને મેળેજ વશ–આધીન થઇ રહે એમાં લવલેશ પણ તમારે સન્દેહ રાખવો નહિ; જે ઢોંગીઓ પાસે તમે ન્હાના પ્રકારનાં દોરા–ધાગાઓ પતિ વશ કરવા માટે લેવા જાઓ છો તે સત્ય નથી કિંતુ અસત્ય છે. એ તમે નિશ્ચય રા-

બજો. તે સ્વાર્થ સાધક દુષ્ટો જૂઠા છે. અને તેવી ઢોંગ વિદ્યાવડેજ તમને ઠગી પોતાનો નિર્વાહ ચલાવે છે. માટે તમારે એ પાખંડીઓ પાસે કયારે પણ ભૂલેચૂકે જવું ઉચિત નથી. તમારે જો પોતાના પ્રાણનાથ ભગવત્ સ્વરૂપ પતિને વશ કરવો હોય તો તમારા પતિની આજ્ઞા-ઇચ્છા અનુસાર ચાલો, તેની શુદ્ધ ભાવવડે શુશ્રુષા કરી પર પુરૂષમાં ભાઈ અને બાપની સમાન બુદ્ધિ રાખી તમારા પતિને જેમ પ્રિય થાઓ તે પ્રમાણે તમારા આચરણ રાખો. પછી તમારો પતિ તમને વશ ન થાય એ કયારે પણ સમજશો નહિ. તમારા પતિને વશ કરવાની રીતિ તમને આવડવી જોઇએ; એમાં બીજા કોઇનું કામ નથી. જ્યારે તમે મારા સદ્બોધ પ્રમાણે આચરણ કરવા તત્પર થશો, ત્યારેજ તમને તમારો પતિ વશ થયો છે એમ તમે પોતાની મેળેજ જાણી શકશો, ગુજર્જર કવિશ્વર દલપતરામનું કથન છે કેઃ—

### મનહર વૃત્ત.

સ્વામી વશ થતો નથી સોળ શણગાર સજે;
સ્વામી વશ થતો નથી અંગ તણા રંગથી.
સ્વામી વશ થતો નથી પીયરના પૈસા થકી;
સ્વામી વશ થતો નથી સદા અંગ સંગથી
સ્વામી વશ થતો નથી પુત્રનો પ્રસવ થયે;
સ્વામી વશ થતો નથી ધૂર્ત્ત જેવા ઢંગથી.
કામિનીને વશ કંથ થાય દલપત્ત કહે;
પ્રેમ ઉર આણી પાળ્યે આમન્યા ઉમંગથી." ॥૧૮૮॥
જ્ઞાનીને તો કરે વશ જ્ઞાનની ગાથાઓ ગાઈ;
માનીને તો કરે વશ નિત્ય નમ્રતાઈથી.
કૃપણને કરે વશ કરીને કસર કાંઈ;

ક્રોધીને તો કરે વશ ખામુખા ક્ષમાઇથી.
મૂરખને કરે વશ મીઠી મીઠી વાતો કહી;
ફૂલણને કરે વશ ફુલાવી ફૂલાઇથી.
કહે દલપતરામ કામિની ચતુર કંથ;
ચતુરને વશ કરે ચિત્ત ચતુરાઇથી. ॥૧૮૯॥

એજ પતિ વશ કરવાનો યથાર્થ અને સ્હેલામાં સ્હેલો ઉપાય છે; અને એજ પતિવશ કરવાને માટે સાચી વશીકરણ વિદ્યા છે. તમારો પતિ કોઈપણ કુસંગથી દુર્વ્યસનમાં પડયો હોય તો તેમને તમારે બહુજ નમ્રતા પૂર્વક સમજાવી તે દુર્વ્યસનમાંથી છોડાવવાની તજવીજ કરવી. તમારે વ્યાવહારિ કાર્ય જે કંઇ કરવાનાં હોય તેમાં સર્વથી પ્રથમ તમારા પતિની સલ્લાહ સમ્પાદન કરવી જોઇએ. તમારે તમારા પતિ થકી કોઇ પણ ગુપ્ત રીતે કાર્ય કરવું નહિ તમો તમારા પતિના ધાર્મિક કર્તવ્યોમાંથી અર્ધભાગની અધિકારીણીઓ છો. તમારા પતિના માનમાં તમારૂં માનસંયુક્ત છે; અર્થાત્ તમારા પતિની ઉત્તમતા ઉપરજ તમારી ઉત્તમતા નિર્ભર છે. માટે તમારે કોઈ પણ રીતે તમારા પતિપ્રતિ હલકી દ્રષ્ટિએ ન જોવું. પરંતુ એથી પ્રતિકુલ આચરણથી જે સ્ત્રી વર્તે છે તે પોતાના પતિના તિરસ્કાર પણાને પ્રાપ્ત થાય છે એમ તમોને બહુ ઠેકાણે જોવામાં આવ્યું હશે. માટે આ મારા કથનનો સારાંશ અંતિમ એજ છે કેઃ—તમારે જો તમારા પતિને વશ કરવાની વિદ્યા જાણવી હોય તો એજ વિદ્યા છે કે જે મેં તમારા પ્રત્યે જણાવી છે તે સિવાય કોઇ નથી. એ નિશ્ચય રાખી તમે તમારા પત્નીધર્મની મહત્તા જાળવજો; પતિને વશ કરવામાં વિનયની બહુજ જરૂરી છે કારણ કે વિનયથી વેરી પણ વશ થાય છે તો પછી તમને વરેલ તમારો વર શા માટે વશ નહિ થાય. એટલુંજ નહિ પરંતુ શાસ્ત્રમાં તો વિનય–વિવેકને દશમો નિધિ કહયો છે જેમકે

विवेको दशमो निधि વળી આપણા પ્રખ્યાત કવિ સામળ ભટ્ટ વદી ગયા છે કે:— छप्पयवृत्त.

વિનય તણો વિવેક, સજ્જન સઘળામાં શોભે;
વિનય તણી વિદ્યાય, તે સ્થિર થાવર થોભે;
વિનય થકી સો લોક, મુજરા આપે મળી ઝાઝા;
વિનય થકી વિખવાદ, કરે ન રંક કે રાજા;
છે વિનયજ મોટો વિશ્વમાં; વિનય ધરમ મારગ ધસે;
સામળ વિદ્યા વશીકરણની વિનય વિશે વાસો વસે; ૧૧૯૦।

સદ્‌ગુરૂ ક્ષેમેન્દ્ર મહારાજશ્રીએ વચનામૃતમાં જણાવ્યું છે કે:-
" जो कोइ भामिनी अपने भर्ताकी आज्ञा अनुसार वर्तात्र
" करती हैं उन्हकुं उसका पतिवश हो जाय यह कुछ बडी
" बात नहीं है क्यों कि:-पतिभक्तिपरायनि प्रमदाओंकोंतो
" परमात्मा भी आधीन भयेहे यह बात सब शास्त्रौंमैं प्रसिद्ध
" हीहै-और इस बातका उल्लेख बहुत स्थानपर किया गयाहै
માટે:—હે પવિત્ર મ્હેનો! હું તો એમ કહુછું કે જેજ્ઞાનીને સદ્‌ગુણી, વર્તે દમ્પતિ એમ; હૃદયે સીતા રામ સમ, ધરે પરસ્પર પ્રેમ. હવે હું આપને સતી સુન્દરીઓનાં સોળ શણગાર માટે કહું છું તે સાંભળો.

# સતી સુન્દરીઓનાં સોળ શણગાર.

शीलं शीलयतां ( सद्‌गुरु महात्मा श्री क्षेमेन्द्र. )

ભાગ્યશાળી ભગિનીઓ! વર્તમાન કાળમાં કેટલીક વિચાર વગરની વનિતા ( સ્ત્રી ) ઓ સુવર્ણ ( સોના ) નાં વિવિધ ઘરેણાંઓ પ્હેરી પોતાને શણગારેલી માની બેસે છે પરંતુ સતી સુન્દરીઓનો કંઈ વાસ્તવિક રીતે એ શૃંગાર નથી કારણ કે સુવર્ણના અલંકારથી તો કયારેક જીવ પણ જોખમમાં આવી પડે છે એવી વાતો હજારો આપણે સાંભ

બીએ છઈએ વળી એવા અલંકારોથી એક બીજામાં ઈર્ષ્યા-કલેશ, અને મહાન્ અદેખાઇનો ઉદ્‌ભવ થાય છે. માટે એવા બહારના મૃષા (જૂઠા) શૃંગાર ઉપર અધિક પ્રેમ ન રાખતાં જે યથાર્થ શૃંગાર છે તે ઉપરજ પ્રેમ રાખવો એજ આપનું પરમોત્કૃષ્ટ કર્ત્તવ્ય છે. આપણી સ્ત્રી જાતિના શણગાર તો સદ્‌ગુણોજ છે યથા—પતિવ્રતાપણું; ધર્મશીલતા, સંતોષ, સત્યતા, વિવેક, પરોપકાર, ક્ષમા, દયા, ડહાપણ, સુજનતા, સ્વચ્છતા, ગૃહકાર્યમાં નિપૂણતા, પતિપ્રત્યે અખંડ પ્રેમ, અક્રોધ, અન્યનું સારૂ ઈચ્છવું, ઈર્ષ્યા ત્યાગ, સત્યભાષણ, વિશ્વાસઘાત પરિત્યાગ, આત્મવત્ સર્વ કુટુમ્બ ઉપર પ્રીતિ, ઉદારમન, વિગેરે સદ્‌ગુણોજ આપણા યથાર્થ શણગાર છે. આ પ્રસંગે કવીશ્વર નર્મદાશંકર પણ સુન્દરીઓનાં સોળ શણગાર રૂપ બાહ્યાભ્યન્તર સદ્‌ગુણનું વર્ણન કરતાં વદી ગયા છે કેઃ—

## સોળ શણગાર (બહારના)

### મનહર વૃત.

કેશને સમારી રહી, અંગ મુખ ધોઇ કરી; પેરી લે સુકંચુકી જે, હોયતસતસતી.
પગ હાથ કાન કોટ, એ તણાં ભૂષણ થોક; જુગતીથી સજી લેતી, નહીં કસકસતી.
કાજળ સુરેખ હિંગળોકતેકપાળસેંતે; ચણીઓને સાડી પેરે, નહીંમસ મસતી.
અંગ મુખવાસ વાળી, ભલી ચાલે છટાથકી; મૃદુ હેતી બોલતી ને પીતી રસ હસતી.

## સોળ શણગાર (અંતરના.)

સુઘડતા આવડત, ડાહપણ ચતુરાઇ; ચપળતા પતિવ્રત, ઉદારતા સાત છે.
ક્ષમા સત્ય સંતોષને, ઉદ્યોગ દયા સુવિદ્યા; સર્વ જન પ્રીતિ પ્રભુભકિત દિનરાત છે.
ધૈર્યસહાસોળ ગુણ, સજીએવી નારી તેતો; ઘર નાત જાત દેશ વિદેશ વિખ્યાત છે.
સોળ સલખણી નારી, સોળ શણગારવાળી; મળે જેને હાસ વ્હાલી, તેની તો શી વાતછે.

એજ તમારા યથાર્થ અને સર્વ પ્રકારે સુખકર શણગાર છે. જો તમારે આ સંસારમાં સત્કીર્ત્તિ અને પરલોકમાં પણ સર્વોત્કૃષ્ટ સ્થિતિ સમ્પાદન કરવાની જિજ્ઞાસા હોય, જો તમારે "સતી" એ શુભ પદવીને પામવાની ઈચ્છા

હોય, જો તમારે તમારા પિયર અને શ્વશુર એ ઉભય પક્ષને યશસ્વિ કરવું હોય, જો તમારે તમારી અન્ય બ્હેન-પણીઓને દ્રષ્ટાન્ત રૂપ થઇ પડી સદાચરણ સમ્પન્ન સુંદરી ની છાપ પાડવી હોય, જો તમારે નિરવદ્ય વેદોક્ત સનાતન ધર્મ પ્રમાણે આચાર વિચાર રાખવા હોય, તો બ્હેનો! તમે એ ઉર્ધ્વ લિખિત શણગારો સજવામાંજ સ્નેહ રાખજો; એજ શણગારો તમને ઉત્તમ સ્થિતિની અધિકારિણી બનાવશે; એજ શણગારો તમને ઉત્તમ સંસ્કૃત (સંસ્કારી) કરી, તમારા ઘરમાં તમારા કુટુમ્બીઓમાં તમને માનવંતા બનાવશે; એજ શણગારો તમારા સંસાર-પ્રવાસમાં તમને ઠેકઠેકાણે સ્હાયભૂત થઇ સંતોષ રૂપ પરમામૃતનું પાન કરાવશે; એજ શણગારો તમારા સુખ દુઃખમાં ભાગીદાર થઇ તમને અસાધ્ય પદાર્થો સુસાધ્ય કરી આપશે. એજ શણગારોથી તમે જ્યાં જ્યાં જશો ત્યાં ત્યાં બહુ સત્કારને પ્રાપ્ત થશો. વિશેષ વર્ણન કરતાં ટુંકમાં એટલુંજ કથન અત્ર પરિપૂર્ણ ગણાશે કેઃ-એજ શણગારો તમને અષ્ટસિદ્ધિ અને નવનિધિ રૂપ થઇ, કલ્પતરૂ, કામધેનુ, અને ચિંતામણીથી પણ અધિક તમારી મન કામના પરિપૂર્ણ કરી તમારા માનવ જીવનને સાર્થક કરશે.

સમજુ સહિયરો! સુવર્ણ (સોના) ના વિવિધ અલંકારો અને પૃથક્ પૃથક્ ઉંચાં વસ્ત્રો પહેરવાથીજ તમે રૂપાળાં દેખાશો એ પ્રમાણે જો તમારા મનની માન્યતા હોય તો તે માન્યતા બહુજ ભૂલ ભરેલી છે. કારણકે સુવર્ણના ઘરેણાં પ્હેરવાથીજ જો શોભા થતી હોય તો તે સ્થુલ શારીરિકજ શોભા થાય છે અને તેપણ જ્યાંસુધી યુવાવસ્થા હોય છે ત્યાંસુધીજ. પરંતુ એ નામ માત્રનાં શણગારોથી તમારે જે સૂક્ષ્મ શરીરને શોભાવવું છે તે સૂક્ષ્મ શરીર એનાથી ક્યારે પણ શોભિત નહિ થાય એ તમે નિશ્ચય જાણજો; પ્રાચીનકાળની તત્ત્વદર્શિની ગાર્ગી, મૈત્રેયિ, મદાલસા, ચૂડાલા, સુલભા,

સરસ્વતી, વિગેરે અનેકાનેક યથાર્થ વિચારશીલ સ્ત્રીઓએ એવા નામ માત્ર શણગારોને ક્ષુદ્ર ( તુચ્છ ) જાણી, જેથી પોતે યથાર્થ શણગાર ધારણ કરાયલી જ્ઞાની પુરૂષોમાં ગણી શકાય એવા સદ્ગુણ રૂપી શણગારોનેજ ધારણ કરવામાં તેમનો અદ્વિતિય પ્રેમ હતો. તેમાંજ તેઓ પોતાની મહુત્તા સમજતી હતી; અને એજ મહાન્ આશય યુક્ત મનુષ્યનું કર્ત્તવ્ય છે કે:–ભૂત, વર્ત્તમાન અને ભવિષ્ય એ ત્રણેકાળમાં જેનાથી શોભાયમાન થવાય એવા શણગારો ધારણ કરવા. આ પ્રસંગને અનુસરતી શ્રીમતી સાધ્વી શીલવતી અને આંગલ ભૂમિ નિવાસીની મડમ બીસૅન્ટની એ* અસરકારક વાર્તા આપને હું આ પુસ્તકના બીજા ભાગમાં વિસ્તાર પૂર્વક સંભળાવીશ. જે ઉપરથી આપને બહુ જાણવાનું મળી શકશે. હાલ તો તમને એ શણગારો સમ્બધીજ સંક્ષિપ્ત સદ્બોધ કરી હવે હું "પતિ ભક્તિથી વિમુખ થતી સ્ત્રીઓની દુર્ગતી" એ વિષય ઉપર કિંચિત્માત્ર ઉપદેશ આપીશ. જે આપ ધ્યાન પૂર્વક શ્રવણ કરવા ઉત્કંઠા ધારણ કરશોજી.

---

# પતિ ભક્તિથી વિમૂખ સ્ત્રીઓની દૂર્ગતી.

કામની ના કામની કહેલો જે પકા મનીશે; કામની છે શિક્ષા તેતો કામની તમામની.
કામની જે કરે નહિં ચિંતા ઘર કામનીતે; નિર્લજ ન કામનીકીમત બેબદામની,
કામની કામની જેવી કંથમાં ન કરે પ્રીત, કુંભારના કામના તે ગદ્ધિ જેવી ગામની;
સારાં કામકાજ નિત્યે કરવા કામની કીધી, કામની જે આળશુ તે કામની શા કામની.

**કવીશ્વર દલપરામ.**

પતિવ્રતા સ્ત્રીઓએ હમેશાં ધ્યાન રાખવું કે:—પોતાના પ્રાણનાથ ( પતિ ) ની આજ્ઞા સિવાય અથવા પતિથી ગુપ્ત ( છાની ) રીતે જે કાર્ય કરવામાં આવે છે; તે સર્વ કાર્ય જૂઠાં સમજવાં જોઇએ દરેક કાર્યમાં; દરેક આચાર વિચારમાં પોતાના પતિની આજ્ઞા લેવી. પરંતુ પતિથી ગુપ્ત

* શ્રીમતી સાધ્વી શીલવતી અને મૅડમ બીસૅન્ટની ઉપયોગી કથા વિસ્તારપુર્વક શ્રી સ્ત્રીધર્મગીતાના બીજા ભાગમાં છપાશે.

કોઇ પણ કાર્ય કરવું નહિં કેમકે પતિથી ગુપ્ત કાર્ય કરતી સ્ત્રી નરક ગામિની થાય છે. જુઓ મનુ ધર્મશાસ્ત્રમાં લખ્યુંછે કેઃ—**नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषितम् ॥ पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते॥१९४।** મનુ સ્મૃતિ, અધ્યાય ૫. ભાવાર્થઃ—સ્ત્રીઓને પોતાના પતિથી જુદા યજ્ઞનો, કિંવા જુદા વ્રતનો અને જુદા અપવાસનો અધિકાર નથી માત્ર પતિની સેવા થાય તે પ્રમાણે આચરણ કરવાથીજ સ્ત્રી સ્વર્ગમાં પણ પૂજાય છે માટે જે સ્ત્રીઓ આ સનાતન ધર્મનાં સત્ય સિદ્ધાન્તનો પરિત્યાગ કરી જે પોતાના પતિથી ગુપ્ત રીતે કાર્ય કરે છે તે અવશ્ય પાપ ભોક્તા (પાપ કર્મની ભોગવનારી) થાય છે માટે પોતાના ભગવત્ સ્વરૂપ પતિના વાક્યને વેદના વૈજ્ઞાનિક વચનરૂપ, શ્રુતિ, સ્મૃતિ પ્રભૃતિ સચ્છાસ્ત્રના શિક્ષણરૂપ અને પવિત્ર પુરાણોના પ્રમાણરૂપ સમજી સન્માન આપવું પરંતુ કયારે પણ પોતાના પતિની સાથે ઠગાઈ (વંચકતાઈ) કરવી નહિ; પોતાના પ્રાણનાથ (પતિ) થી પ્રતિકૂળ વર્તનારી સ્ત્રીઓની આ સંસારમાં અપકીર્તિ થાય છે એટલુંજ નહિ પરંતુ તે અન્ય જન્મમાં પણ દુઃખને પ્રાપ્ત થાય છે; જુઓ મહર્ષિ અંગિરા શું કહે છે; **उक्त्वा प्रत्युतरंदद्यात् नारीक्रोधेन तत्परा। सरमा जायते ग्रामे शृगाली निर्जनेवने ॥ १९५ ॥** ભાવાર્થઃ-પોતાનો પતિ જે કંઇ વચન કહે તે સાંભળતાં જે સ્ત્રી તત્ક્ષણ સહન કરી શકે નહીં, અને ક્રોધે ભરાઇને જો ઉત્તર આપે તે સ્ત્રી ગ્રામ મધ્યે કૂતરીના અવતારને પ્રાપ્ત થાય છે; અને વનમાં જન્મે તો શીયાળીના અવતારને પામે છે તથા

જુઓ શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કેઃ—**या भर्तारं परित्यज्य मिष्टमश्नाति केवलम् ॥ उलूकी जायते क्रूरा वृक्षकोटरशायिनी॥** ભાવાર્થઃ—જે સ્ત્રી પોતાના સ્વામી (પતિ) ને છોડી દઈ

તેના ન જાણતાં એકાંતમાં અર્થાત્ ગુપ્ત રીતે કાંઈ મીઠો પદાર્થ ખાય છે તો તે સ્ત્રીનો બીજા જન્મમાં ( उलूकी ) એટલે ઘૂવડ પક્ષિની સ્ત્રીનો અવતાર થાય છે અને દિવસનાં ન દેખવાથી ઝાડના બાકામાં સૂઇ રહે છે જેથી અનાજ અને પાણી સિવાય મરણને પામે છે. તેમજ या भर्तारं परित्यज्य रहश्चरति केवलम्॥ ग्रामे वा सूकरीभूयात् वल्गुली वाश्वविट् भुजा।१९७।ભાવાર્થઃ-જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરી પોતાની ઈચ્છા પ્રમાણે જ્યાં ત્યાં ફરે છે જેથી અન્ય જન્મમાં તે સ્ત્રી ભૂંડણના અવતારને પ્રાપ્ત થાય છે; અથવા વલ્ગુલી થઇ કૂતરાની વિષ્ટા ખાતી ફરે છે તેમજ या हुं कृत्या प्रियंब्रूते सा मूका जायते खलू॥ या सपत्नीं सदेर्ष्येत दुर्भगासाऽन्य जन्मनि।१९८।ભાવાર્થઃ--જે સ્ત્રી પોતાના પ્રાણનાથ (પતિ)ને ઉત્તર આપતી વખતે ક્ષુદ્ર ( તુચ્છ ) ભાષા અર્થાત્ હુંકારાથી બોલે છે; તેવી સ્ત્રી બીજા જન્મમાં મુંગી થાય છે; તથા જે પોતાની સોખને પજવે છે તેવી સ્ત્રી બીજા જન્મમાં દુર્ભાગિની ( વિધવા ) થાય છે; એટલે તેને કોઈ પણ સંસારનું સુખ મળતું નથી. વળી; द्रष्टिं विलुप्य भर्तुर्या किंचिदन्यं समीक्षते॥ काणा वा विमुखी चापिकुरुपा चैव जायते।१९९।ભાવાર્થઃ--જે સ્ત્રી પોતાના સ્વામી ( પતિ ) ની નજર ચુકવી દઈ દુર્વાસનાથી અન્ય પુરૂષ સન્મુખ જુવે છે તેવી સ્ત્રી બીજા જન્મમાં કાણી થાય છે; તથા સ્વરૂપમાં બહુજ કુરૂપા એટલે શરીરાકૃતિ બહુજ ખરાબ—બેડોળ થાય છે જાણે સાક્ષાત્ બાણાસુરની માતા કોટરાજ બીજી હોય તેવી જોવામાં આવે છે એટલુંજ નહિં પરંતુ જુઓઃ—શ્રીબ્રહ્માણ્ડીય પુરાણ અ૦ ૩૦ શ્લો૦ ૭૧ માં શું કહ્યું છે. व्रतोपवास नियमं पतिमुल्लंघ्य या चरेत्;।२००। आयुष्यं हरते भर्तुः मृतानरकमृच्छति॥

ભાવાર્થ:—જે સ્ત્રી પોતાના સ્વામીના વચનનો તિરસ્કાર કરી કોઇ પણ વ્રત અથવા ઉપવાસના નિયમો પાળે છે તેનાથી ધર્મની પ્રાપ્તી થતી નથી કિંતુ પોતાના પતિનું આયુષ્ય ઓછું થાય છે; અને પોતાને વ્રત કરવાથી સ્વર્ગ ન મળતાં નરકમાં જવું પડે છે માટે સ્વામીની આજ્ઞા પાળવી એજ સુન્દરીઓનાં સાચાં વ્રત અને ઉપવાસ વિગેરે છે; કેમકે એમાં શ્રી કૃષ્ણ ભગવાનની રૂડે પ્રકારે સમ્મતિ છે. કેટલીક સ્ત્રીઓ પોતાના પતિની આજ્ઞા ઉલ્લંઘન કરી અને જે વ્રત ઉપવાસાદિ કરે છે તેવી સ્ત્રીઓએ આ શ્લોક ઉપર અવશ્ય ધ્યાન આપવું જોઇએ તથા જે સ્ત્રીઓ પોતાના પતિની આજ્ઞા સિવાય અર્થાત્ પતિને મૂકી કેટલેક ઠેકાણે દર્શન સ્પર્શન માટે ભટકતી ફરવામાં પોતાને કૃતાર્થ સમજી બેસે છે. તથા કોઇ ઢોંગી—પાખંડી આવ્યો કે પતિની આજ્ઞા સિવાય તેના દર્શન માટે દોડતી જાય છે તેવી સ્ત્રીઓને પોતાંના સનાતન પાતિવ્રત્ય ધર્મથી પતિત (ભ્રષ્ટ) સમજવી જોઇએ કારણ કે સ્ત્રીઓનું સર્વસ્વ તો તેનો પ્રાણનાથ (પતિ) જ છે. જુઓ સાક્ષાત્ શ્રી કૃષ્ણચંદ્ર ભગવાન પોતાના શ્રી મુખથી ભાગવતના દશમ સ્કંદમાં વ્રજ વનિતાઓ પ્રત્યે કહ્યું છે કે:—**अस्वर्ग्यं मयशस्यंच फल्गुकृच्छ्र भयावहम् जुगुप्सितं च सर्वत्र औपपत्यं कुलस्त्रियः** ૨૦૧ ભાવાર્થ—પોતાના સ્વામી (પતિ) નું વચન ન પાળવાથી સ્વર્ગની પ્રાપ્તિ થતી નથી; તેમ કીર્તિ પણ પ્રાપ્ત થતી નથી અને જ્યાં ત્યાં અપમાન અર્થાત્ તિરસ્કાર થાય છે; માટે સદ્વિચાર સમ્પન્ન કુળવાન સ્ત્રીઓએ ઉપરનાં વાક્યોપર લક્ષ્ય આપી હમેશાં તે પ્રમાણે વર્ત્તવાને તત્પર થવું કેમકે સ્ત્રીઓનો એજ પરમપવિત્ર સનાતન ધર્મ છે કે:—**तस्मात्पतिव्रतानार्यः श्रेयस्कामाः सुमध्यये ॥ यजंतेऽनन्य भावेन पतिमात्मानमीश्वरं ।** ૨૦૨ ।ભાવાર્થ:—પોતાનું કલ્યાણ ઇચ્છનારી પતિવ્રતા

સ્ત્રીએ પોતાના પતિને પોતાના આત્માનો ઈશ્વર ગણીને અનન્ય ભાવે કરીને તેની સેવા કરવી. એજ સ્ત્રીઓનો શ્રેયસ્કર સિંદ્ધાન્ત છે; સાંભળો શ્રી પતિવ્રતા બારાખડીમાં લખ્યું છે કેઃ—

**ढट्ठाढोंग पहिचानहु सोइ, यामें पतिपूजन नव होइ ॥**
**पतिसों भेद भावजो धरहीं, कोटी कलपसो नरकहुँ परहीं २०३**

**ભાવાર્થ**:—જે કાર્યમાં પોતાના પ્રાણનાથ (પતિ) નું પૂજન ન હોય તેવા કાર્યને સતી સ્ત્રીઓએ ઢોંગ સમજવું જોઇએ. પોતાના પતિથી જે સ્ત્રી ભેદ બુદ્ધિ (જુદાઇ) રાખે છે; તે સ્ત્રી કોટી કલ્પ સુધી નરકમાં નિવાસ કરે છે.

**વિવેચનઃ**—સુશીલ સ્ત્રીઓનું તો પરમ કર્તવ્ય એજ છે કેઃ-પોતાના પ્રાણનાથ (પતિ) સેવા પરાયણ થવું. જે ગ્રંથો (પુસ્તકો) માં પતિ શુશ્રૂષા (સેવા), પતિ ભક્તિ, પતિ મહાત્મ્ય, પતિવ્રતા ધર્મ, શીયળ મહિમા, વિગેરે સ્ત્રીઉપયોગી ધાર્મિક ઉલ્લેખ ન હોય તેવા ગ્રંથો (પુસ્તકો) ને વાંચવાં નહિ; જે ઉપદેષ્ટા (ઉપદેશ કરનારા) ઓના ઉપદેશમાં સ્ત્રી ધર્મ, કામિનીકર્તવ્ય, સતી ચરિત્ર, વિગેરેનો ઉપદેશ (બોધ) ન હોય તો તેવા દાંભિક ઉપદેશકોનો ઉપદેશ શ્રવણ કરવું નહિ; અર્થાત્ પતિવ્રતા સ્ત્રીઓએ તો જે પુસ્તકમાં; જે ઉપદેશમાં જે વાતમાં પોતાના ભગવત્ સ્વરૂપ પતિનો મહિમા હોય તેવીજ વાતોને આદર આપવું જોઇએ. અને તે સિવાય અન્ય ગમે તે કાર્ય હોય તથાપિ તેને ઢોંગરૂપે અહિતકર માર્ગજ સમજવો કારણ કે સ્ત્રીઓનું મોક્ષ પોતાના પતિ સેવામાંજ સમાયલું છે. એ સર્વ સચ્છાસ્ત્ર, શ્રુતિ, સ્મૃતિ, સમ્મત સત્ય સિદ્ધાન્ત છે; કેમકેઃ-**भर्ताहि परमंनार्यो भूषणं भूषणैर्विना ॥ एषा विरहिता तेन शोभनापि न शोभना २०४** **ભાવાર્થ**:-સ્ત્રીઓને ભૂષણવિના પણ પતિજ પરમ ભૂષણ છે. અર્થાત્ ગમે તેટલાં અલંકાર હોય તોપણ જેને પતિનું માન્ય નથી અથવા પતિ જેના ઉપર પ્રસન્ન

નથી તેને અલંકાર તથા વસ્ત્ર અને પોતાનું સ્વરૂપ શોભા આપી શકે એમછે! કારણકે ગમે તેવી સ્ત્રી શોભતી હોય શું! પરંતુ સ્વામી (પતિ) વિનાની સ્ત્રી શબ (આત્મા વિનાના દેહ) પ્રમાણે શોભતી નથી; માટે આ સંસારમાં સાચા અલંકાર રૂપ પોતાની પતિભકિત જે વાતમાં ન હોય તેવી નિરસ—નિસ્સાર વાત વિશુદ્ધવામાં (સ્ત્રી)ઓને ત્યાજ્ય (ત્યાગ કરવા લાયક) છે. આ ઉપરથી એ વાત સિદ્ધ થાય છે કે; "पति अे स्त्रीओनो आत्मा छे" તેમજ

न दानैः शुध्यते नारी नोपवास शतैरपि ॥ न तीर्थ सेवया तद्वत् भर्तुः पादोदकै र्यथाः ॥२०९॥ ભાવાર્થઃ—જે પ્રમાણે પતિવ્રતા પત્ની (સ્ત્રી) પોતાના પતિના ચરણોદક પીવાથી શુદ્ધ (પવિત્ર) થાય છે; તે પ્રમાણે દાન તથા સેંકડો ઉપવાસ કરવાથી કિમ્વા વિવિધ પ્રકારે તિર્થસેવન વડે પણ શુદ્ધ થતી નથી. કેમકે સ્ત્રીધર્મમાં તો પોતાનો પતિ એજ દેવ, એજ ધર્મ તથા પતિ એજ ગુરૂ અને પતિએજ મહાપવિત્ર તીર્થ છે. તથાઃ-स्त्रीणांच पतिदेवानां तच्छुश्रुषानुकूलता ॥ तद्‌बन्धुष्वनुवृत्तीश्च नित्यं तद्व्रत धारणम् ।२०६।શ્રીમદ્ ભાગવત, સ્કંદ ૭ અ૦ ૧૧ શ્લો. ૩૦.) સ્ત્રીઓએ પોતાના પતિનું વચન પાળવું તથા (પતિ)ની અનન્ય ભાવથી સેવા કરવી એજ મુખ્ય ધર્મ છે; તેમજ પોતાના પતિના ભ્રાતૃવર્ગ (ભાઇ, ભાંડુ)ની સાથે પણ સારાં વચનો બોલવાની ટેવ રાખવી એજ મુખ્ય વ્રત છે, એટલુંજ નહિં પરંતુઃ—

स्त्रीभिर्भर्तृवचः कार्य मेषधर्मः परः स्त्रिया ॥ आशुद्धः संप्रतीक्ष्येह महापातक दूषितः ।२०७। (શ્રી યાજ્ઞવલ્કયસ્મૃતિ, અધ્યાય. ૧, શ્લો. ૭૭.) સ્ત્રીઓએ પોતાના પ્રાણનાથ (પતિ)નું વચન પાળવું કારણ કે એ સમાન બીજો ધર્મ નથી; તેમ પોતાના પતિની આજ્ઞા પાળવાથી જ સ્વર્ગ (મોક્ષ)ની પ્રાપ્તિ થાય છે; જેમ કોઈ પણ મનુષ્ય ઘણા પાપો કરવાથી પા-

તકી ગણાઈ પુનઃ પવિત્ર થવાની જીજ્ઞાસા રાખે છે. તેમ પોતાના પતિનું વચન એજ પરમ ધર્મ છે. એમ માની તેની આજ્ઞામાં રહેવું. ઉપર પ્રમાણે જે સ્ત્રી આ સંસારમાં આચરણ કરે છે, તે સ્ત્રી ત્રણે લોકોમાં પૂજાય છે. તેવી પવિત્ર સ્ત્રીની સર્વત્ર પ્રસંશા થાય છે; તે સ્ત્રીનાં પવિત્ર ચરિત્રનું આપ્ત—તત્વવેતા મહર્ષિઓ ગાન કરે છે; પરંતુ જે સ્ત્રી પોતાના પાતિવ્રત્ય ધર્મથી પ્રતિકૂળ આચરણ કરે છે; તે સર્વત્ર તિરસ્કારને પામે છે; જે સ્ત્રી પોતાના પતિની સેવા-ભકિત વિગેરે તજીને બીજાની ભકિત-સેવા વિગેરે કરે છે; તે સ્ત્રીઓ પોતાના હસ્તગત પારસમણિને છોડી પથ્થર લેવા જાય છે; કિંવા સાનિધ્ય સુરસરી ( ગંગા ) જીના નિર્મલ જલને મૂકી જૂઠા ઝાંજવાના જલમાં સ્નાન કરવાની ઇચ્છા રાખે છે; કલ્પવૃક્ષની અવગણના કરી બાવળના વૃક્ષ નિચે બેસવા ઇચ્છે છે; કામધેનુને તરછોડી ગર્દભી (ગધેડી) ને દૂઝે છે; માટે પતિવ્રતા સ્ત્રીઓએ તો પોતાના પ્રાણનાથ ( પતિ ) ભકિતમાં જ પ્રવિષ્ઠ થવું; અને એમ પતિસેવા પરાયણ થવાય ત્યારેજ "પતિવ્રતા" એ પવિત્ર પદવીની ઉપલબ્ધિ (પ્રાપ્તિ) થાય છે. હવે હું આપને પતિવ્રતા ધર્મ કહીશ.

---

### નવમ-દીવસ,

## પતિવ્રતા (સતી) ધર્મ.

**परुषाण्यपि चोक्ता या द्रष्टा दुष्टेन चक्षुषा ॥ सुप्रसन्न मुखी भर्तु र्या नारी सा पातिव्रता ।२०८।** ( મહાભારત, અનુશાસન પર્વ, અ૦ ૧૪૬. ) ભાવાર્થઃ-પોતાના પતિએ કઠોર વચન કહ્યાં હોય અથવા ક્રોધવાળી દ્રષ્ટીએ જોયું હોય તથાપિ જે સ્ત્રી પોતાના સ્વામી ( પતિ ) સાથે પ્રસન્ન ( આનંદિત ) મુખવાળી રહે તેને પતિવ્રતા કહે છે; તેમજ **पुरुषं सेवते नान्यं मनोवाक्काय कर्मभिः लोभितापि परेणार्थैः सा सती लोक भूषणा।२०९।** ( મનુ ધર્મશાસ્ત્ર અ. ૫ )

ભાવાર્થ:-જે સ્ત્રી મન, વાણી, અને દેહથી તથા વિકાર પામનારા વિચારોથી પરપુરૂષનું નામ પણ લેતી નથી; અને પરપુરૂષ દ્રવ્યાદિકથી કદાચિત્ લોભ બતાવે તથાપિ જે પોતાના ધર્મથી ચલાયમાન થતી નથી તેને પતિવ્રતા કહે છે. તથા:—**दौत्येन प्रार्थिता त्रापि बलेन विधृतापिवा ॥ वस्त्राद्यैर्वासितावापि नैवान्यं भजते सती॥ २१०।** ભાવાર્થ:-ગમે તેવા કાલાવાલા કરીને પ્રાર્થના કરી હોય કિંવા બળાત્કારથી પકડી હોય, અથવા વસ્ત્ર, આભૂષણ આપવાના કહી લોભ આપ્યો હોય તથાપિ જે સ્ત્રી પોતાના મહા પવિત્ર પાતિવ્રત્ય ધર્મથી ચલાયમાન થતી નથી તે સતી (પતિવ્રતા) કહેવાય છે. એટલુંજ નહિં પરંતુ:—**वीक्षिता वीक्षते नान्यै र्हासितान हसत्यपि ॥ भाषिता भाषते नैव सा साध्वी सत्य लक्षणा।२११।** ભાવાર્થ:-કોઈપણ પ્રસંગે દુરાચાર પ્રવિષ્ઠ પુરૂષ પોતાની સામું જુવે છે. તથાપિ જે સ્ત્રી તેવા પુષની સામું જોતી નથી; તેમજ હસાવતો હોય તોપણ જે સ્ત્રી હસતી નથી; વખતે કાંઇ ખોટું કારણ બતાવી બોલાવતો હોય તથાપિ જે સ્ત્રી તેવા દુષ્ટ પુરૂષની સાથે બોલતી નથી; એવી શ્રેષ્ઠ લક્ષણવાળી સ્ત્રી સતી કહેવાય છે. કેમકે; કદી આદિત્ય ( સૂર્ય ) પશ્ચિમ દિશામાં ઉદય થાય, મહાન્ મેરૂ પર્વત ચળાયમાન થાય; અગ્નિની શિખા અધોગતિને પ્રાપ્ત થાય, પર્વતનાં અગ્ર ભાગની શિલા (પથ્થર) ઉપર કમળ વિકાસિત થાય; હંસની ગતિ કાગડા જેવી થાય; સમુદ્ર પોતાની મર્યાદાથી પતિત થાય; કાષ્ટ પોતાની ટેક તોડી સમુદ્રમાં મજ્જન થાય; જ્ઞાની પુરૂષોનાં અંતઃકરણ દયા વિનાના થાય. એ સર્વ વાત ન બનવાની કદી બને, પરંતુ સતી સ્ત્રી પોતાના મહા પવિત્ર ધર્મથી પતિત થતી નથી. **रुपयौवन संपन्ना गीतेनृत्येऽतिकोविदा ॥स्वानुरुपं नरं द्रष्टवा न याति विकृतिं सती ।२१२॥** બૃહદ્ નારદીય-પુ-

રાણ, પુ૦ ભા૦ અ૦ ૩૦. શ્લો. ૧૪ ) જે સ્ત્રી યુવાવસ્થામાં આવી હોય; તેમજ પોતાનું રૂપ ઘણું સુશોભિત હોય; અને દેવતાના ગીતો તથા ધ્યાનમાં કુશળ હોય, અને તેના જેવોજ રૂપવાન યુવાવસ્થાવાળો તથા ગાયન વિગેરેમાં હુશિઆર હોય તેવા પુરૂષને જોઈ જેનું મન મોહિત થતું નથી, કિંવા લલચાતું નથી. તેવી સ્ત્રીને સતી કહેવાય છે. તથાઃ-**भुंक्ते भुक्ते पतौयातु स्वासीनाचाविपासते ॥ विनिद्रते विनिद्राति सा स्त्री ज्ञेया पतिव्रता।२१३।** ભાવાર્થઃ—પતિના ભોજન કર્યા પછી પોતે જમે; અને પોતાના પતિ બેઠા પછી પોતે બેસે; તથા પતિ સુતા પછી પોતે સુવે; તેવી પતિભકિત પરાયણ સ્ત્રી પતિવ્રતા કહેવાય છે. **यच्च भर्त्तान पिबति यच्च भर्त्ता न खादति ॥ यच्च भर्त्ता न चाश्नाति सर्वंतत् वर्जयेत् सती ।२१४।** જે વસ્તુ પોતાના પતિ પ્રાશન કરતા નથી, તે પોતે પણ પીવી નહિં; જે વસ્તુ પોતાના પતિ ખાતા નથી, તે જ વસ્તુ પોતે પણ ખાવી નહિ; અને જે ભોજન પોતાના પતિ કરતા નથી, તે ભોજન જે સ્ત્રી કરતી નથી તે સતી ( પતિવ્રતા ) કહેવાય છે. **अति प्रियतरैर्वाक्यै भर्तारं या सुषेवते। पतिव्रता शिरोरत्नं सा नारी कथिता बुधै ।२१५।** જે સ્ત્રી પોતાના પતિ સાથે હમેશાં અતિ પ્રિયતર–મધુર પ્રેમરૂપી અમૃતથી ભીંજાએલાં સારાં વાકયો બોલી પોતાના પતિની અજ્ઞાનુસાર આચરણ કરે છે. તો તે સ્ત્રી આ સંસારમાં પતિવ્રતા સ્ત્રીઓમાં એક રત્ન રૂપી શોભાયમાન થઈ કીર્તિ મેળવી પતિ લોકને પામે છે અને તેને જ વિદ્વાન પુરૂષો “ પતિવ્રતા શિરોમણી ” એ પવિત્ર પદવી સમર્પણ કરે છે. તેમજ **शुश्रुषां परिचर्यांच करोत्यविमनाः सदा ॥ सुप्रतीता विनीताच सा नारी धर्मभागिनी ॥२१६ ॥** જે સ્ત્રી પોતાનો મન પ્રસન્ન રાખી નિરંતર પતિસેવામાં તત્પર રહે છે; તથા સ્વધર્મની મર્યાદામાં રહી વિનય પૂર્વક વર્ત્તે છે તે

સ્ત્રીનું નામ ધર્મપત્ની કહેવાય છે. વળીઃ– **पतिं या नाभि चरति मनो वाग्देह संयुता ॥ सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥२१७॥** જે સ્ત્રી પોતાના પતિનું વચન, મન, વાણી, અને શરીરથી પણ ઉલ્લંઘન કરતી નથી; અર્થાત્ પોતાના પતિપર પોતાનું મન ખોટા ભાવથી રાખતી નથી; તથા પોતાના પતિને કાંઇ તુચ્છ શબ્દ કહેતી નથી; તો તેવી સ્ત્રીઓને મહાત્મા પુરૂષો સતી ( પતિવ્રતા ) સ્ત્રી કહે છે. અને તે સ્ત્રીઓ પોતાના પતિ સંયુકત સર્વ પ્રકારે સુખને પામે છે; **सकामं वीक्षिताप्यन्यैः प्रियवाक्यैः प्रलोभिता । स्पष्टा वा जन संमर्दे न विकारमुपैति या ।२१८ ।** પરપુરૂષે ખરાબ મનથી જોઇ હોય; અને પોતાને લાલચ આપી તથા સારા વચનો બોલી લોભ આપ્યો હોય તેવા ઘણાં મનુષ્યોના મેળામાં જઇ પરપુરૂષોની આશા રાખતી નથી; તેનું નામ પતિવ્રતા સ્ત્રી છે. વળીઃ–**सुस्वभावा सुवचना सुवृत्ता सुखदर्शना ॥ अनन्यचित्ता सुमुखी भर्तुः सा धर्म चारिणी ॥२१९॥** જે સ્ત્રી સર્વ સાથે સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, સર્વદા સદાચાર પાળનારી, તથા પોતાના પતિમાંજ ચિત્ત રાખનારી, અને આનંદિત મનવાળી હોય તેને પતિવ્રતાસ્ત્રી જાણવી. તથા :–**कार्येषुमंत्री करणेषुदासी भोज्येषुमाता शयनेषुरंभा ॥ धर्मानुकूला क्षमया धरित्री षाड्गुण्यमताद्धेप पतिव्रनाम ॥** નીતિશાસ્ત્ર–સારંગધર )૨૨૦ ભાવાર્થઃ—પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના પતિને કોઈપણ કાર્યમાં સલ્લાહ આપનાર મંત્રી પ્રમાણે વર્ત્તવું એટલે જેવી રીતે રાજાનો મંત્રી કારભારી–દિવાન–હોય છે. તેવી રીતે ગૃહ રૂપી રાજ્યમાં સ્ત્રીઓ મંત્રીરૂપ છે માટે પોતાના પતિને ગૃહ સમ્બંધી વ્યવસ્થા કેમ કરવી, કેવી રીતે વર્ત્તવું વિગેરે વ્યાવહારિક ગૃહ કાર્યોમાં સારા વિચારો દર્શાવવાં. અને કામકાજ કરવામાં દાસી સમાન કાર્ય કરવું; ભોજન કરાવવામાં પ્રેમ રાખ-

નારી પોતાની માતા પ્રમાણે વર્ત્તવું. એટલે સર્વ પ્રકારે જેમ માતા બાળકની ભોજન વખતે બરદાસ રાખે છે. તેવીજ રીતે પતિવ્રતા સ્ત્રીએ રાખવી. શયનમાં રંભા સમાન સુખ આપવું; ધાર્મિક કાર્યોમાં પોતાના પતિના મતને અનુકૂળ રહેવું. અને કોઇપણ કારણસર પતિ કોપાયમાન થયા હોય તો તે વખતે પૃથ્વિ પ્રમાણે સર્વ વચન સહન કરવાં; ઉપર વર્ણવેલા છ ગુણો જેનામાં હોય તેનું નામ પતિવ્રતા (સતી) કહેવાય છે; અહો! આ પ્રમાણે જે સ્ત્રી વર્ત્તનારી હોય છે તેના જીવતરને કોટી ધન્યવાદ છે! પતિવ્રતા સ્ત્રીઓનાં લક્ષણો એ પ્રમાણે વિવિધ શાસ્ત્રોમાં સવિસ્તર વર્ણન કરવામાં આવ્યાં છે; માટે એવાં લક્ષણો જેમાં હોય તેને પતિવ્રતા (સતી) સ્ત્રી જાણવી.

**अभ्युत्थानमुपागते गृहपतौ तद्भाषणे नम्रता ।**
**तत्पादार्पित द्रष्टिरासन विधिस्तस्योपचर्यास्वयम् ॥**
**सुप्तेतत्रशयीत तत्प्रथमतो जह्याच्च शय्यामिति ।**
**प्राच्यैः पुत्रिनिवेदितः कुलवधू सिद्धान्त धर्मागमः ॥२२१॥**

ભાવાર્થઃ—સ્ત્રીઓએ પોતાના પ્રાણવલ્લભ (પ્રિય) પતિને બહારથી ઘરમાં આવતા જોઈને તરત ઉઠી ઉભા થવું; પોતાના પતિ સાથે ભાષણ કરવામાં નમ્રતા રાખવી; તથા પતિના ચરણમાં દ્રષ્ટિ રાખી તેમને આસન આપવું; તેમજ પતિ સેવામાં પોતે હાજર રહેવું; પતિના સુતા પછી પોતે શયન કરવું; અને પતિ ઉઠે તેનાથી પ્રથમ ઉઠવું. એવી રીતે પ્રાચીન ઋષિઓએ કુલવતી સ્ત્રીઓનો ધર્મ કહ્યો છે, કારણ કે **पति र्हि देवो नारीणां पतिबन्धुः पतिर्गतिः पत्यासमा गतिर्नास्ति दैवतं वा यथा पतिः ॥२२२॥** સ્ત્રીઓનો પતિ છે તેજ દેવતા છે; અને પતિજ સ્નેહી તથા પતિજ ગતિરૂપ છે; કેમકે સ્ત્રીઓને પતિ સમાન બીજું દૈવત નથી અથવા કોઈ બીજી ગતિ નથી; માટે પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના પતિની ભક્તિ કરવી એજ સ્ત્રીઓનો ઉત્તમોત્તમ સનાતન ધર્મ છે.

# +શ્રી નારાયણ ભગવાને નારદજીને કહેલ પાતિવ્રત્ય ધર્મ.

એક સમય મહાન્ જ્ઞાન મૂર્ત્તિ શ્રી દેવર્ષિ નારદજી સમગ્ર ભારતવર્ષની યાત્રા કરી; અને ભારતીય દશા શ્રી નારાયણ ભગવાન પાસે નિવેદન કરી સ્ત્રીઓના ધર્મ સંબંધી પૂછવા લાગ્યાઃ-તેને શ્રી નારાયણ ભગવાને સ્ત્રીઓનાં ધર્મો નિચે મુજબ વર્ણવી. કહ્યાં હતાં.

**श्री भगवानुवाचः—शृणुनारद वक्ष्यामि सतीनां व्रतमुत्तमं ॥ कुरूपोवा कुव्रतोवा सुस्वभावोथवैपति ॥ २२३ ॥ रोगान्वितः पिशाचोवा क्रोधनो वापिमद्यपः वृद्धो वाप्यविदग्धोवा मूकोऽन्धो बधिरोपिवा ॥२२४॥ रौद्रोवापि दरिद्रोवा कदर्यः कुत्सितोपिवा कातरः कितवोवापि ललना लम्पटोपिवा ॥ २२५ ॥ सततं देववत्पूज्या साध्व्यावाक्काय कर्मभिः नजातु विषमं भर्तुः स्त्रिया कार्यं कथंचन ॥२२६॥** ભાવાર્થ—હે નારદજી! સતી (પતિવ્રતા) સ્ત્રીઓનાં વ્રત (આચરણ–ધર્મ) તમને કહું તે તમે શ્રવણ કરો; પતિ જો કુરૂપ અર્થાત્ ખરાબરૂપવાળો હોય, તથા ભૂંડા વ્રત (આચરણ) વાળો હોય; કિંવા શ્રેષ્ઠ સ્વભાવવાળો હોય; ક્રોધી હોય, પિશાચ સરખો હોય, મદ્યપાન કરનારો (દારૂ પીનારો) હોય, વૃદ્ધ હોય, ચતુર ન હોય એટલે મૂર્ખ હોય, મુંગો હોય, અંધ હોય, બહેરો હોય એટલે સાંભળતો નહોય; બીહામણો હોય, દરિદ્ર–કંગાલ હોય, કદર્ય–લોભી–નિંદિત હોય, ભીરૂ–બીકણ હોય; કપટી હોય, સ્ત્રી લંપટ (દુરાચારી) હોય તથાપિ સ્ત્રીઓએ પોતાના પતિની વાણી, મન અને કર્મ દ્વારા સદા સર્વદા

શ્રી બૃહદ્ નારદીય પુરાણ, શ્રી પુરૂષોતમ મહાત્મ્ય, અ૦ ૩૦ માં પરીપૂર્ણ કહેલો છે.

દેવની પેઠે પૂજા કરવી. પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી થવું એજ સુશીલ સુન્દરીઓનો સનાતન ધર્મ છે. ઉપર વર્ણવેલાં કદાચિત્ પોતાના પતિમાં અવગુણો દેખવામાં આવતાં હોય, તથાપિ એવા પ્રિય-અને હિતકર સરળ ઉપાયો યોજવાં કે જેના વડે પતિનાં સમસ્ત અવગુણોનું પરિવર્ત્તન થઇ સદ્‌ગુણો થઈ જાય; અર્થાત્ સતી (પતિવ્રતા) સ્ત્રીઓએ એવાં દુર્ગુણોથી દૂર થવા પોતાના પ્રાણનાથને નમ્રતાથી, શાંતિથી; વિવેકથી, સમજાવી તથા અનેક પ્રકારે પ્રાર્થનાના સ્વરૂપમાં વિજ્ઞપ્તિ (વિનતી) કરી પતિની ખરાબ આચરણવાળી વર્ત્તણુક સુધારવી-પરંતુ પતિની અવગણના-તિરસ્કાર બુદ્ધિથી કયારે પણ કરવી નહિં; કેમકે આપણા પરમ પ્રમાણ રૂપ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વણ વેદમાં પણ સતી સ્ત્રીઓનું એજ કર્ત્તવ્ય પતિપાદન કરવામાં આવ્યું છે; અને તે સિદ્ધાન્તનેજ અનુસરી શ્રુતિ, સ્મૃતિ, પ્રભૃતિ, સચ્છાસ્ત્રોમાં પણ ઉલ્લેખ કરવામાં આવ્યું છે; તેટલા માટે પોતાના અભ્યુદય (કલ્યાણ) ને ઈચ્છનારી સ્ત્રીઓએ પોતાના પરમાત્મારૂપ પતિને સર્વ પ્રકારે સંતુષ્ઠ કરવું એજ તેમનો પરમધર્મ છે; વિદુષી-ભણેલી, ડાહી ચતુર ચતુરા (સ્ત્રી) તેજ કહેવાય છે કે જે પોતાનાં કવચિત્ અનિષ્ઠ આચરણો હોય તો તેને પણ સુધારી સદાચરણી બનાવવામાં શકિતમાન્ થાય; તેજ સુન્દરીના જન્મની સાર્થકતા મનાય છે કેઃ-જે પોતાના અધર્મગામી-દુરાચરણી ભરથારને સનાતન ધર્મગામી અને સદાચાર પરાયણ બનાવી દે. એટલે ગમેતેમ કરી પણ પોતાના હિતમાં તત્પર થવું એજ કોવિદા (પંડિતા) કામિનિ (સ્ત્રી) નું સત્ય કર્ત્તવ્ય છેઃ પરંતુ પતિની પ્રતિકૂળ કયારે પણ થવું નહિ. જુઓ, શ્રી સતી સુશીલા શું કહે છેઃ—

## મનહર વૃત.

પ્રાણનાથ હોય કદી અબુધ કે અંધ તોય; પતિવ્રતા પ્રેમદાને તેજ રૂપવાન છે;

કપટી કુટીલ કૂડાં કાર્ય કરનાર કાંત; સત્યધારી શ્યામાઓને પ્રાણની સમાન છે.
પતિતણીશાસનામાં સતીએ હમેશાં રેવું અબલાનું એજ અનૂપમ આત્મજ્ઞાનછે.
બ્રહ્મઋષિ પ્રભાકર પતિસેવે પતિવ્રતા ભલી ભામિનિઓનો તો ભર્તા ભગવાનછે.
પતિપાદ પૂજવાથી દેવતા પૂજાય સર્વ, મહેશ રમેશને સુરેશનો એ મત છે.
સતિપાદ સ્પર્શથી વસુંધરા પવિત્ર થાય, પતિવ્રતા પ્રમદાનું પ્રતાપ એ સતછે
અષ્ટયામ પતિપાસ આધીન હમેશ રહે, પતિવ્રત ખાંડા જેવી ધાર એ સખતછે.
બ્રહ્મઋષિ પ્રભાકર પતિને કરે પ્રસન્ન, પતિવ્રતા પત્નીઓનું તેજ પતિવ્રત છે.

માટે પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના પતિનીસર્વદા શુદ્ધ ભાવનાથી શુશ્રૂષા (સેવા) કરવી. અને નિમ્ન લિખિત સ્તોત્ર પ્રમાણે હમેશાં પ્રાતઃકાળે સ્નાનાદિક નિત્ય કર્મ કરી પતિ ભક્તિમાં પ્રવેશવું.

# પતિવ્રતા ધાર્મિક નિત્ય કર્તવ્ય.

**सती स्त्री प्रातरुत्थाय त्यक्त्वाच रात्रिवाससम् ॥ भर्तारंच नमस्कृत्य करोति स्तवनं मुदा ॥२२९॥** ભાવાર્થઃ-સતી સ્ત્રીઓએ પ્રાતઃકાળમાં પતિથી પ્રથમ જાગ્રત થઈને રાત્રીએ પહેરવાનાં વસ્ત્ર ઉતારી બીજાં સ્વચ્છ વસ્ત્રપહેરીને પોતાના પતિના ચરણ કમળમાં નમસ્કાર કરીને પછી હાથ જોડી અંતઃકરણમાં આનંદિત થઈ પોતાના પતિની સ્તુતિ કરવી. જુઓ સૌભાગ્ય કલ્પદ્રુમ નામના શાસ્ત્રમાં લખ્યું છે કેઃ-**बुध्वाब्राह्मे मुहूर्त्ते निजपति चरणौ संप्रणम्यास्यमस्य ॥ प्रेक्ष्यप्रेम्णाथनैजं शुभ मुकुरतले भूमिमभ्यर्च्य पत्नी ॥ प्रातः स्मृत्यादि कृत्वा पति परिचरणं संविधायैक वेणीं ॥ संरच्याधाय भाले तिलकमथ गलाधो निमज्जेत्स भूषा ॥ २३०॥** સ્ત્રીઓએ બ્રાહ્મ મુહૂર્ત્ત એટલે સૂર્યોદય પહેલાં ચાર ઘટિ આગળ ઉઠી પ્રથમ પોતાના પતિના ચરણનો સ્પર્શ કરવો તથા પ્રેમ પૂર્વક પોતાના પતિના મુખારવિંદનાં દર્શન કરી; ગૃહ સંબંધી કામકાજમાં પ્રવર્ત્તવું તથા સુન્દર વાણી દ્વારા જે દેવનાં

ગીતો હોય તે ગાઇ પતિને જોઈતી ચીજ વસ્તુ (દાતણ વિગેરે) આપવી; ત્યાર પછી મસ્તકના કેશ સ્વચ્છ (સાફ) રાખી વેણી નાંખી કંઠ સુધી સ્નાન કરવું પરંતુ માથું બોળી દરરોજ સ્નાન કરવું નહિ; કારણકે સુવાસિની (પતિવાળી) સ્ત્રી પવિત્ર ગણાય છે. જુઓ વ્યાસ સંહિતામાં પણ લખ્યું છે કે:–**पत्युः पूर्वं समुत्थाय देहशुद्धिं विधायच ॥ उत्थाप्य शयनी यानि कृत्वा वेश्म विशोधनम् ॥२३१॥** ભાવાર્થ:—સ્ત્રીઓએ પોતાના પતિની અગાઉ ઉઠી દંતધાવન વિગેરે ક્રિયા કરી મુખ ધોઇ પથારી ઉપાડી ઘરને ઝાડી સાફ કરવું કારણકે સ્ત્રી સુબોધનીમાં લખ્યું છે કે:— "**शयनादुत्थिता नारी शुचिरेवहि सर्वदा**" સ્ત્રી શયન ગૃહમાંથી ઉઠી પોતાના પતિના તરત દર્શન કરે છે તેટલામાંજ તે પવિત્ર ગણાય છે. ત્યાર પછી **महानसस्थपात्राणि बहिः प्रक्षाल्य सर्वशः ॥ मृद्भिस्तु शोधयेच्चुलीं तत्राग्निं सेंधनं न्यसेत् ॥** ભાવાર્થ:—રસોડાનાં બધાં વાસણ ઘરની બાહેર સારી રીતે સ્વચ્છ કરી, માટી વડે ચુલાને લીપવો; અને તેમાં રસોઈ માટે કાષ્ટ સહિત અગ્નિ મૂકવો; પછી:—**स्मृत्वा नियोग पात्राणि रसान्नद्रविणानि च ॥ कृतपूर्वान्हकार्येयं श्वशुरावभिवादयेत् ॥२३३॥** ભાવાર્થ:—ગૃહમાં વાપરવાનાં બીજાં વાસણ, ઘૃત, તેલ, વિગેરે રસ, ધાન્ય, તથા દરરોજ ખરચ માટેના પૈસા તપાસવા; એ રીતે સવારનું કામ કરી પછી સ્નાન કરવું; અને પવિત્ર થઇ શુદ્ધ ધોયેલું વસ્ત્ર પહેરી પોતાની સાસુને તથા સસરાને (તથા તે સિવાય પોતાના પૂજ્ય વડીલોને) પગે લાગવું. **गृहकार्यंततः कृत्वा स्नात्वा धौतेच वाससी ॥ गृहीत्वा शुक्ल पुष्पंच भक्तितः पूजयेत्पतिम् ॥२३४॥** ભાવાર્થ:—પછી ગૃહ સમ્બંધી સર્વ કાર્ય કરીને સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પહેરી શ્વેત પુષ્પ હાથમાં લઇને ભક્તિ ભાવે

કરીને પતિનું પૂજન કરવું. **स्नापयित्वा सपूतेन जलेन निर्मलने च, तस्मै दत्वा धौतवस्त्रं तत्पादौ क्षालयेन्मुदा ॥२३५॥** ભાવાર્થઃ-નિર્મલ અને પવિત્ર જળ વડે પતિને સ્નાન કરાવી સ્વચ્છ વસ્ત્ર અર્પણ કરી તેનાં ચરણાવિંદને પ્રક્ષાલવું ત્યાર બાદ **आसने वासयित्वाच दत्वा भाले च चन्दनम् सर्वांगे लेपनं कृत्वा दत्वामाल्यंगलेऽपिच ॥२३६॥** ભાવાર્થઃ—પતિને આસન ઉપર બેસાડી સર્વાંગે ચન્દનનો લેપ કરીને કંઠને વિષે પુષ્પાદિકની માળા પહેરાવવી. એ પ્રમાણે સ્વધર્મ (પાતિવ્રત્ય ધર્મ) નિષ્ઠ સ્ત્રીઓએ સદાકાળ આચરણ કરી તથા ગૃહ કાર્ય કરી હમેશાં પોતાના પતિને પ્રસન્ન રાખવો; કેમકે સર્વ સાંસારિક સંબંધોમાં સ્ત્રી અને પતિનો સંબંધ અતિ નિકટનો છે. વેદમાં સ્ત્રીઓ પુરૂષની અર્ધાંગના કહેવામાં આવી છે અર્થાત્ પોતાના પતિનો અર્ધ અંગ છે; માટે જેમ બને તેમ ઉપર વર્ણવેલા નિત્ય કર્ત્તવ્ય અનુસાર પતિ ભકિત પરાયણ થવું. અને પોતાનો અખંડ શીયળવૃત સમ્પાદન કરવું. ત્યાર પછી પોતાના પ્રાણનાથની પરમ ઉત્કૃષ્ટ શ્રદ્ધા પૂર્વક ધુપ-દીપ દ્વારા આરાર્તિ ઉતારી સુગંધી શીતલ જલ અર્પણ કરી સુવાસમય તામ્બુલ (પાન બીડાં) આપવાં અને પછી અમૃત સરખા પદાર્થોનો ભોગ ધરી રૂડી રીતે પૂજા કરી અંર્થાત્ પોતાના પતિમાં પરમેશ્વર બુધી રાખી જેમ પરમેશ્વરનું પુજન કરવામાં આવે છે તે પ્રમાણેજ પતિનું પૂજન કરવુંઅને ત્યાર બાદ હાથ જોડી અતિ પ્રેમ પૂર્વક આ પતિવ્રતા સ્તોત્રનું પઠન કરવું.

## "પતિવ્રતા સ્તોત્ર."

**" नमः कांताय भर्त्रेच शिरश्चन्द्र स्वरुपिणे " ॥**
**" नमः शांताय दांताय सर्व देवाश्रयायच " ॥२३७॥**
**" नमः ब्रह्मस्वरुपाय सती प्राणपरायच " ॥**

" नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः " ॥२३८॥
" पंचप्राणाधिदेवाय चक्षुष्सःतारकायच " ॥
" ज्ञानाधाराय पत्नीनां परमानन्द रुपिणे " ॥२३९॥
" पतिर्ब्रह्मा पतिर्विष्णु पतिरेव महेश्वरः " ॥
" पतिश्च निर्गुणाधारो ब्रह्मरुप नमोस्तुते " ॥२४०॥
" क्षमस्व भगवन् दोषं ज्ञानाज्ञानं कृतं च यत् ॥
" पत्नीबंधो दयासिन्धो दास्या दोषं क्षमस्वमे " ॥२४१॥
" इदं स्तोत्रं महापुण्यं सृष्ट्यादौपद्मया कृतम् ॥
" सरस्वत्या च धरया गंगयाच पुराव्रजः ॥२४२॥
" सावित्र्याच कृतं पूर्वं ब्रह्मणेचापि नित्यशः ॥
" पार्वत्याच कृतं भक्तया कैलासे शंकरायच ॥२४३॥
" मूनिनांच सुराणांच पत्नीभिश्च कृतं पुराः ॥
" पतिव्रतानां सर्वासां स्तोत्रमेतच्छुभावहम् ॥२४४॥
" इदं स्तोत्रं महापुण्यं या शृणोति पतिव्रता ॥
" नरान्यो वापि नारी वा लभते सर्व वांछितम् ॥२४५॥
" अपुत्रो लभते पुत्रं निर्धनो लभते धनम् ॥
रोगी च मुच्यते रोगात् बध्यो मुच्येत बंधनात् ॥२४६॥
पतिव्रता च स्तुत्वाहि तिर्थ स्नान फलं लभेत् ॥

ભાવાર્થ:—પ્રકાશ સ્વરૂપ, ભરણ પોષણના કર્ત્તા, મસ્તકના શિરોમણિ સ્વરૂપ હે નાથ! તમને હું નમસ્કાર કરૂં છું. કારણ કે તમે કેવા છો શાંત, દાન્ત, અર્થાત્ સર્વ ઇન્દ્રિઓ વશ કરનાર, વળી સર્વ દેવતાના નિવાસ સ્થાનરૂપ એવા હે પ્રાણપતિ હું આપને નમસ્કાર કરૂં છું. તથા જ્ઞાનના આધાર ભૂત તથા પોતાની સ્ત્રીને પરમાનંદ રૂપ બ્રહ્મા–વિષ્ણુ–અને મહેશરૂપ હે પ્રભો? હું આપને નમસ્કાર કરૂં છું વળી તમે કેવા છો નમસ્કાર કરવા

યોગ્ય; પૂજવા યોગ્ય, અને અંતઃકરણના આધાર રૂપ હે નાથ! હું આપને નમસ્કાર કરૂં છું; નિર્ગુણ જે બ્રહ્મ સર્વ જગત્‌નો આધાર ભૂત છે તે રૂપી પણ તમે છો; તમને હું નમસ્કાર કરૂં છું; હે ભગવન્! પ્રાણનાથ!! મારાથી જાણમાં અથવા અજાણમાં જે દોષ થયાં હોય તે ક્ષમા કરજો; હે પત્નીના સ્હાયક! હે દયાના સમુદ્ર! દાસી એવી જે હું તેના દોષને ક્ષમા કરો; આ પ્રમાણે એ પ્રમાણે આ સ્તોત્રનો પાઠ કરવો. આ સ્તોત્ર મહાન્ પુણ્ય પ્રદ છે; પ્રથમ જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન થઇ ત્યારે શ્રી લક્ષ્મીજીએ એજ સ્તોત્રદ્વારા શ્રી ભગવાનની સ્તુતિ કરી છે; શ્રી સરસ્વતીજીએ, શ્રી ગંગાજીએ, શ્રી ધરિત્રીએ; પણ એજ સ્તોત્રની પાઠ કરી છે; તેમજ સાવિત્રીજીએ પણ; પોતાના પતિ (બ્રહ્મા)ની એજ સ્તોત્ર વડે નિત્ય સ્તુતિ કરી છે; તેમજ શ્રી પાર્વતીજીએ પણ એજ સ્તોત્રદ્વારા કૈલાસમાં શ્રી શંકર ભગવાનની સ્તુતિ કરી છે; તેમ કેટલીક ઋષિ પત્નીઓએ તથા દેવતાની સ્ત્રીઓએ પણ એજ સ્તોત્રવડે પોતાના ભગવંત્સ્વરૂપ પ્રાણપ્રિય પતિની સ્તુતિ કરી છે; આ સ્તોત્રનો પતિવ્રતા (પતિની આજ્ઞામાં વર્તનારી સ્ત્રી) જે પાઠ કરે છે તેને પણ મહાફળની પ્રાપ્તિ થાય છે; તેમજ જે સ્ત્રી શ્રવણ કરે છે તેને પણ સુખોત્પત્તિ થાય છે; આ અપૂર્વ સ્તોત્રનો જે પુરૂષ અથવા સ્ત્રી શ્રવણ કરે, કરાવે તો તેમનાં સર્વ મનોરથ પૂર્ણ થાય છે; અપુત્રને પુત્રની પ્રાપ્તી થાય; નિર્ધન હોય તેને દ્રવ્યની પ્રાપ્તી થાય; રોગી મનુષ્ય શ્રવણ કરે તો રોગથી મુક્ત થાય; અને બંધનમાં હોય તો તે બંધનથી મુક્ત થાય; તથા પતિવ્રતા જો આ સ્તોત્રનો નિત્ય પાઠ કરે તો તેને સર્વ તિર્થમાં સ્નાન કરવા જેટલા ફળની પ્રાપ્તી થાય. જુઓ શ્રી કૃષ્ણ ભગવાન નંદરાયજી પ્રત્યે વિશેષ કહ્યું છે કે,—**फलंच सर्वे तपसां व्रतानांच व्रजेश्वरःइदं स्तुत्वा नमस्कृत्य भुंक्ते तदनुज्ञया॥२४७॥**

હે વ્રજેશ્વર! હે નંદરાયજી!! આ પતિવ્રતા સ્તોત્ર જે મેં કહ્યું તેને જે કોઈ શ્રવણ કરે અથવા પાઠ કરે; તો તે સર્વ તપશ્યાથી જે ફળની પ્રાપ્તિ થાય; તથા સર્વ વ્રત કરવાથી જે ફળની પ્રાપ્તી થાય તે સર્વ ફળ આ પતિવ્રતા સ્તોત્રના પઠનથી પ્રાપ્ત થાય છે;

## વર કન્યાની ઐકયતા. (સપ્તપદી લક્ષણ.)

સપ્તપદી એટલે જ્યારે ઉદ્વાહ (વિવાહ) થાય છે; તે દિવસે કન્યાદાન સંકલ્પ થયા પછી હોમ થાય છે; અને મંગળ ફેરા ફરે છે; ત્યાર બાદ જે સપ્તાચલનું પૂજન કરે છે; તેને 'સપ્તપદી' એવા અભિધાનથી જ્ઞાની પુરૂષો ઓળખેછે. સપ્તપદીનું કારણ એજ છે કેઃ—પતિપણું 'સપ્તપદી' પછીજ સિદ્ધ થાય છે તત્સંબંધી ઋષિઓનું કથન છે કેઃ—**नोदेकन न वा वाचा कन्याया पतिरिष्यते पाणि ग्राहण संस्कारात् पतित्वं सप्तमेपदे** ॥૨૪૮॥ ભાવાર્થ કેવળ જલ આપવાથી; કિંવા વાકયોચ્ચારથી, કન્યાને પરણનાર પુરૂષ (વર) પતિ કહેવાતો નથી; પરંતુ જ્યારે **पाणिगृहण**—સપ્તપદીનું પૂજન થાય ત્યાર પછી તેને પતિ કહેવાય છે. વર કન્યાને પાસે પાસે ઉભાં રાખી સન્મુખ ચોખાની સાત (૭) ઢગલી કરવામાં આવે છે અને તેમાં પગલે પગલે વર પોતાની સ્ત્રી પ્રત્યે બોલે છે; જુઓ ગૃહ્યસૂત્ર નામના શાસ્ત્રમાં આ પ્રમાણે લખ્યુ છે કેઃ— **अथएनां उदीचीं सप्तपदानि प्रक्रामति** ૨૪૯॥ ભાવાર્થઃ— (અથ)પ્રાજાપત્ય હોમ થવા પછી; પરણનારી કન્યાને ઉત્તર દિશામાં ઉભી રાખી દરેક ઢગલીને જમણા પગવતી સ્પર્શ કરાવે છે; તેમાં પ્રથમ પગલે વર પોતાની સ્ત્રી પ્રત્યે બોલે છે કેઃ— "**एकमिषे विष्णुस्त्वानयतु** ॥૨૫૦॥ હે સખિ!

સપ્તાચલ પૂજન સમયે પરણનાર પુરૂષ (વર) એવો સંકલ્પકરે છે કેઃ— **कन्यापतित्व सिध्यर्थं सप्ताचल पुजनमहं करिष्ये.**

સર્વ પ્રકારના પુરૂષાર્થના સાધનભૂત મુખ્ય ભૂલોક રૂપસ્થાન પરમાત્મા પ્રાપ્ત કરો અર્થાત્ આ ભૂલોકમાં સમસ્ત સૌભાગ્ય મેળવવા માટે અને મારા ઘરના વસ્ત્ર ઘરબાર સંરક્ષણ હિતાર્થ તું મારા ગૃહની અધિષ્ઠાતા (ગૃહિણી) થા. " **द्वेउर्ज्जे विष्णुस्त्वानयतु** " ॥ ૨૫૧ ॥ ભાવાર્થઃ—હે સખિ! ભુલોક તથા ભુવર્લોકના સ્થાનમાં બળવાન કરવા માટે પરમાત્મા સ્હાય થાઓ; કારણ કે તારા બળથી મારા બળની વૃદ્ધિ થશે. "**त्रीणिरायस्योषाय**" ॥૨૫૨॥ ભાવાર્થઃ—હે ! સખિ; ભુલોક, ભુવર્લોક, અને સ્વર્લોકના સ્થાનમાં ધનની વૃદ્ધિ થવા માટે મારા ઘરમાં તું અધ્યક્ષ થા. "**चत्वारिमायोभवाय**" ॥ ૨૫૩॥ હે સખિ ! ચોથું જે મહર્લોકનું સુખ અને ત્રણ લોક ભૂલોક વિગેરે તેમાં સુખરૂપ રહેવા માટે તું મારા ગૃહની અધ્યક્ષ થા. "**पंचपशुभ्यो**" ॥૨૫॥૪ હે ! સખિ ભુર્લોક, ભુવર્લોક, સ્વર્લોક મહલોક, અને જનલોક આ પાંચ લોકનાં સ્થાનમાં પરમાત્મા તને પ્રાપ્ત કરો જેથી ગૃહનાં પશુઓની સંભાળ રાખવામાં તું સમર્થ થાય. " **षट्‌ऋतुभ्यो** " ॥૨૫૫॥ હે ! સખિ ! ભુર્લોક–ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, અને તપોલોકનાં સ્થાનમાં ૬ ઋતુનું સુખ તારી સાથે પ્રાપ્ત થાઓ. " **सखे सप्तपदा भव** " ॥૨૫૬॥ હે ! સખિ ! ઉપરના કહેલા છ લોક અને સાતમા સત્ય લોકમાં પણ મારી સાથે સુખ ભોગવનારી થા; એવી રીતે સપ્તપદીની મિત્રતા–ઐકયતા પરસ્પર બંધાય છે ત્યારથી સ્ત્રી પોતાના પતિને આધિન રહે છે; જેવી રીતે પરણેલો પુરૂષ સ્ત્રીને સાત પ્રકારની મર્યાદા પાળવા કહે છે; તેવી રીતે નિમ્ન લિખિત સાત (૭) શ્લોકો જે વ્યવહાર મયુખ નામક શાસ્ત્રમાં છે તેનો ઉચ્ચાર કરી સ્ત્રી પણ પ્રતિજ્ઞા કરે છે. જે નીચે લખવામાં આવે છે. સાંભળોઃ—**त्वत्तोमेऽखिल सौभाग्यं पुण्यैस्त्वं विविधैः कृतैः** ॥

**देवैः संपादितो मह्यं वधुराद्ये पदेऽब्रवीत् ॥२५७॥** અર્થઃ— હે પ્રાણનાથ! આપનાથીજ આ સંસારમાં મને સૌભાગ્ય પ્રાપ્ત થયું છે તથા અનેક પ્રકારના પુણ્ય કરવાથી તેમજ દેવતાઓની પ્રસન્નતાથી તમારા જેવા પતિને હું પરણી છું; એવી રીતે પ્રથમ પગલું ભરતી વખતે કન્યા બોલે છે. **कुटुम्बं पालयिष्यामि ह्यावृद्ध बालकादिकं ॥ यथालब्धेन संतुष्टा ब्रुते कन्या द्वितीयके ॥२५८॥** ભાવાર્થઃ—હે પરમ પ્રિય પતિ! આપના કુળના વૃદ્ધ પુરૂષોનાં વચન પાળી; તેઓની આજ્ઞાને અનુસરી તેઓનું તથા બાળકોનું અને કુટુમ્બનું રક્ષણ કરીશ; અને જે પ્રમાણે તમને દ્રવ્યાદિકની પ્રાપ્તિ થશે તેમાંજ હું સંતોષ રાખી પ્રસન્ન ( રાજી ) રહીશ; પરંતુ હે ભગવન્! આપને ખોટું લાગે એવું વચન હું કયારે પણ બોલીશ નહિ; આ પ્રમાણે બીજું પગલું ભરતી વખતે કન્યા બોલે છે; **मिष्टान्न व्यञ्जनादीनि काले संपादये तव आज्ञां संपादिनी नित्यं तृतीये सा ब्रवीत् वरं॥२५९॥** હે પૂજ્યપાદ! વખતે વખતની સારી–ઉત્તમ સ્વાદિષ્ટ રસોઈ કરી; તમને તથા તમારા કુટુમ્બને ભોજન કરાવીશ; અને આપની સદૈવ આજ્ઞા પાળીશ; આ પ્રમાણે ત્રીજે પગલે બોલે છે. **शुचिःशृंगार भूषाहं वाङ्मनः काय कर्माभिः ॥ क्रीडिष्यामि त्वया सार्धं तुरीये सा वदेत् वरम् ॥ २६० ॥** હે મસ્તકમણિ! હું હમેશાં સ્વચ્છ ( પવિત્ર ) પણે રહીશ; અને શૃંગાર ધારણ કરી મન, વાણી, તથા સત્કર્મ કરી તમને પ્રસન્ન કરીશ; તથા આપનું શુભ ચિંતન કરીશ; આ પ્રમાણે ચોથા પગલામાં બોલે છે **दुःखे धीरा सुखे हृष्टा सुख दुःख विभागिनी ॥ नाहं परनरंगच्छे पंचमे साब्रवीत् पतिम् ॥२६१॥** હે શિવ સ્વરૂપ! આપને કોઇ પણ પ્રકારનું દુઃખ આવી પડયું હોય તો તે વખતે હું તમને ધીરજ

આપીશ;અને આપની સુખ પ્રાપ્તી સમયે પ્રસન્ન થઇશ; એટલે આપનાં દુઃખે હું દુઃખી અને આપના સુખે હું સુખ પામીશ; તેમજ પરપુરૂષની હું કયારે પણ ઇચ્છા કરીશ નહિ આ પ્રમાણે પાંચમા પગલાં વખતે બોલે છે. **सुखेन सर्वे कर्माणि करिष्यामि गृहेतत्र ।। सेवां श्वशुरयो श्चापि बंधूनां सत्कृतंतथा ।। यत्रत्वं वा अहं तत्र नाहं वंचे प्रियं क्वचित् ।। नाहं प्रियेण वक्तव्याहि कन्या षष्ठेपदेऽब्रवीत् ।।२६३।।** ભાવાર્થઃ—હે પ્રાણ વલ્લભ! આપનાં ઘરનું કામ હું સારી રીતે કરીશ; તેમજ બગડતી વસ્તુઓને સ્વચ્છ કરી રાખીશ. એટલુંજ નહિ પરંતુ આપના માતા પિતાની સેવા કરીશ, તથા આપના ભાતૃવર્ગને પણ કોઇ દિવસ ખરાબ વાકય નહિ કહીશ. તેમજ જ્યાં આપ જશો ત્યાં હું આવીશ. પરંતુ હું આપનાથી પૃથક્ રહીશ નહિ અને આપ ગમે તેવા હશો તથાપિ મારા આપજ આધાર રૂપ છો એમ હું મારા સાચા અંતઃકરણથી માનીશ. અને પ્રાણાંત સુધી પણ આપનો ત્યાગ નહિ કરૂં એ પ્રમાણે છઠ્ઠા પગલાં વખતે કન્યા બોલે છે **होम यज्ञादिकार्येषु भवामि च सहायकृत् ।। धर्मार्थ काम कार्येषु मनोवृत्तानुसारिणी ।। सर्वेऽत्र साक्षिण स्त्वं मे पतिभूतोऽसि सांप्रतम् ।। देहोमयर्पितस्तुभ्यं सप्तमे साब्रवीत् वरम् ।।२६४।।** હે તરણ તારણ! હે પ્રાણપતિ!! યજ્ઞ વિગેરે કાર્યમાં તથા દેવપૂજન નિમિત્ત ઉપયુકત સામગ્રી સર્વે તૈયાર રાખીશ; ધર્મ, અર્થ, તથા કામ આ ત્રણે પુરૂષાર્થમાં આપની આજ્ઞા પાળીશ; વળી આ અગ્નિ દેવતા સમક્ષ, તથા બ્રાહ્મણ અને સગાવહાલા સન્મુખ તમે મારા પતિ થયા છો અને આ મારો દેહ પણ મેં આપને અર્પણ કર્યો છે; અને તેથી હું સદા સર્વદા આપને આધીન રહીશ. આ પ્રમાણે સાતમે પગલે કન્યા બોલે છે. અહો! આ સનાતન ધર્મનું કેવું પવિત્ર બંધારણ! ખરેખર!

આ સપ્તપદીની મિત્રતા–ઐકયતા કંઈ સાધારણ નથી કિંતુ અસાધારણ અને અપૂર્વ છે; ઋષિ મુનિઓએ દાંપત્યધર્મ યાવજ્જિવિત ઐકયતાથી પતિત ન થાય અને હમેશાં પોતાની પ્રતિજ્ઞાઓમાં સ્ત્રી પતિ દ્રઢ રહે અને તેની સાથે મહાપવિત્ર સનાતન ધર્મ દિવસે દિવસે પોતાની યશપતાકાઓ ફરકાવે તેટલા માટેજ આ સપ્તપદી યોજી છે. આ સનાતન ધર્મની પદ્ધતિ અનુસાર જો વરવધુ વિવાહ કાર્યમાં આ સપ્ત–પદીનો ઉચ્ચાર કરી તે પ્રમાણે જે વર્તે છે; તે પવિત્ર દંપતિનાં અંતઃકરણમાં હમેશાં સન્મતિજ ઉદ્‌ભવે છે. અને તેથી પુરૂષમાં સર્વદા પ્રીતી રહે છે અને કોઇ દિવસ પણ તેઓમાં વૈરભાવ પ્રગટતું નથી. વર્તમાન સમયમાં સ્ત્રી અને પુરૂષમાં જે કંઇ પણ ફેરફાર જોવામાં આવે છે; તત્સમ્બંધી ગૌણ કારણ તો સંશોધન કરતાં અનેક દ્રષ્ટિ નિકટ ઉપસ્થિત થશે પરંતુ પ્રધાન (મુખ્ય) કારણ તો એજ જણાય છે કે હમણાં આ "સપ્તપદી" સમ્બંધી પરસ્પર પ્રતિજ્ઞામય વાકયોનો ઉચ્ચાર થતો નથી અને તેથીજ તે સ્ત્રી અને પુરૂષમાં અણબનાવ બને છે; માટે હવેથી આ ઉપર લખેલાં પ્રથમ સૂત્રો કે જે પુરૂષ વર્ગને બોલાવવાનાં છે તે પ્રથમ વરને બોલાવવાં; અને ત્યાર પછી આ સપ્તપદીના શ્લોક વધુ (કન્યા)ને અર્થ સહિત ભણાવવાં જોઇએ; જેથી તેઓ પરસ્પરના કર્ત્તવ્ય પરાયણ થઇ સંસાર રૂપી મહા અટવી (વન)માં અનેક પ્રકારના સુખ દુઃખાદિક રૂપ ખાડા ખાબોચિઆંમાંથી ઉત્તીર્ણ થઇ પોતાને પ્રાપ્ય (પામવા લાયક) પદાર્થ ભગવદ્ ધામને પ્રાપ્ત થઇ પોતાનો અમૂલ્ય મનુષ્ય શરીર જન્મ સાર્થક કરે. ॐ शान्तिः शान्तिः शान्तिः

**जय हो प्रेमपरायण दाम्पत्यधर्मनो.**

---

# બાળ લગ્ન વિચાર.





વર્ત્તમાન સમયમાં આપણો અદ્વિતીય આર્યાવર્ત (ભરતખંડ) દેશ દિનપ્રતિદિન અવન્નતિને પ્રાપ્ત થતો જાય છે એ સંબંધીય અન્ય અનેક કારણો છે; પરંતુ સર્વથી સબળ કારણ "બાળલગ્ન"નેજ દિર્ઘદ્રષ્ટીવાળા સદ્વિચ્ચાર સમ્પન્ન, આર્યાવર્ત ઉદયાભિલાષી વિદ્વાન્ પુરૂષોએ જણાવ્યો છે; બાળલગ્નનો રીવાજ એટલો બધો આરૂઢ થઈ ગયો છે કે જેમ બાળ લગ્ન કરવામાં આવે છે તેમ તેઓ મ્હોટા શ્રીમંત અને લાજ આબરૂવાળા મનાય છે; કેટલીક જ્ઞાતીઓમાં તો આ બાળલગ્ને એટલું સત્યાનાશ વાળી નાંખ્યું છે કે ગર્ભમાંજ તેમનાં સગપણો થયાં કરે છે, અહો! આ કેટલી અજ્ઞાનતા! અરે! આ કેટલી મૂર્ખતા! એટલુંજ નહિં પરંતુ કેટલીક જ્ઞાતીમાં તો લગભગ ૫ થી ૬ વર્ષનાં બાળકોનાં ઉદ્વાહ (વિવાહ) પણ કરવામાં આવે છે. અહો! એ માતા પિતાની કેટલી ક્રૂરતા! અરે જે કોમલાંગી બાળક–બાળિકાઓ હજી ભારતી (સરસ્વતી)નાંજ વિલાસી છે. જેને સાંસારિક પદાર્થોનું યત્કિંચિત્ પણ જ્ઞાન નથી અરે તેવા અણસમજુ બાળક બાળકીઓનાં વિવાહ કરી નાંખવા એના જેવો અન્ય અધમ પાપીષ્ટ મનુષ્ય બીજો કોણ કહેવાય! જુઓ મનુધર્મ શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—"**प्रजानार्थं स्त्रियःसृष्टाः ॥ ૨૬૯ ॥** "સંતાનોત્પતિને માટેજ સ્ત્રીઓ નિર્માણ થયેલી છે," એટલે બાળલગ્ન સર્વથા ત્યાજ્ય છે. બાળલગ્નથી ભારતીય પ્રજા કયારે પણ સુખને પ્રાપ્ત થવાથી નથી એવી રીતે અનેક દેશ દાઝજ્ઞ વિદ્વાનો–વીરપુરૂષો પ્રબોધ આપી રહ્યા છે; પરંતુ તે ઉપર કેટલાક કુબુદ્ધિવાળા જીવો લક્ષ પણ આપતા નથી. એ એક બહુજ આશ્ચર્યજનક વાર્તા છે; વળી

કેટલેક ઠેકાણે તો કેટલાક સ્વાર્થસાધક પામર જીવો પોતાની કન્યાનો વિક્રય કરી પોતાની આજિવીકા ચલાવે છે; અરે! આ પ્રચાર તો કેટલીક ઉંચ જ્ઞાતિઓમાં પણ પ્રવેશ થઈ ચૂકયો છે. અરે એક તરૂણ કન્યા દ્રવ્યના લોભથી એક જરઠ–મૃત્યુ સન્મુખ થઇ પડેલા મનુષ્યને અર્પણ કરવામાં આવે; શું એ અલ્પ ઘાતકી કર્તવ્ય છે! કસાઇને ગાય આપવી એમાં અને એક કન્યા વૃદ્ધ મનુષ્યને આપવામાં શું ભેદ છે! ભ્રાતૃગણ! કંઇક વિચારો! અવિદ્યા નિદ્રામાંથી જાગો! અને એ પ્રમાણે અધાર્મિક અને અનર્થ જનક કર્ત્તવ્યોને ઉખેડી યથાયોગ્ય વ્યવહારમાં પ્રવર્ત થાઓ; બાળ લગ્ન અને કન્યા વિક્રય એ ઉભય સમાન અન્ય કોઇ પણ મહાન્ પાપ નથી; જેમ કન્યા વિક્રયથી મનુષ્ય નરકગામી થાય છે તેમજ બાળ લગ્ન કરવાથી પણ થાય છે. કેમકે જે બાળકનાં સ્વભાવ–ગુણ–દોષ–જોયા–અનુભવ્યા સિવાય તેમને યાવજ્જિવિતની પ્રબળ ફાંસી તેમનાં કંઠમાં આપવામાં આવે શું એ અલ્પ પાપ કર્તવ્ય છે! અને તેથીજ બાળ લગ્નથી અનેક પ્રકારનાં ખરાબકૃત્યો પછી-થી ઉદ્દભવે છે; બાળ લગ્નથી પરસ્પર (દમ્પતી)માં પ્રીતીનો નાશ, સ્વભાવોમાં વિલક્ષણ શકિત, કજોડાં તથા શારીરિક ખોડખાંપણ વિગેરે અસંખ્ય દુઃખો ઉત્પન્ન થાય છે અને તેથી બિચારા અણસમજુ બાળકોનો ભાવિજન્મ નિષ્ફળ થઇ જાય છે. અહો! જ્યારે એક કુંભારને ત્યાં મૃતિકા ઘટ ખરીદવા જતાં ત્યાં માત્ર એક પૈસાના વ્યય સાફલ્ય હિતાર્થ જ્યારે અનેક પ્રકારે કાચા પાકા સંબંધી ઘટની ચિકિત્સા કરવામાં આવે છે ત્યારે જે બાળકોને આખી જીંદગીમાં એકરૂપ કરવાનાં છે અરે! જેઓને સનાતન ધર્મ સિદ્ધાન્તાનુસાર સેવ્ય સેવકમાં યોજવાનાં છે. તથા જેને આ સંસારમાં ગૃહસ્થાશ્રમ રૂપ સર્વ શ્રેષ્ઠ આશ્રમમાં

જોડવાનું છે તત્સંબંધી કંઈ ચિકિત્સા ન થાય શું એ શોચનીય નથી! જુઓ. અથર્વવેદનાં ૧૪ મા કાંડના અનુવાક ૨ જાની ૧૩ મી વલ્લીમાં શું લખવામા આવ્યું છે! **चक्रवाकेव दम्पती** " ॥૨૬૬॥ જેવી રીતે ચકવા ચકવીનું જોડું રહે છે; એવીજ રીતે સ્ત્રી પુરૂષનું જોડું હોવું જોઈએ અને એજ પરંપરાથી સનાતન ધર્મ પરાયણ પુરૂષોનું શિષ્ટાચાર છે. જુઓ નીતિ શાસ્ત્ર–પંચતંત્રમાં લખ્યું છે કેઃ—**ययोरेव समंवित्तं ययोरेव समं कुलम् तयोर्मैत्रीर्विवाहश्च न तु पुष्ट विपुष्टयोः॥२६७॥ पंचतंत्र.** ભાવાર્થઃ–જેઓનું સમાન દ્રવ્ય અને સમાન (બરોબર)જ કુલ છે તેઓનુંજ પરસ્પર વિવાહ થવું જોઈએ અનેતેનીજ મૈત્રી થવી જોઇએ એનાથી વિપરીત ગુણ કર્મ સ્વભાવ કુલ વિતાદિ યુકત મનુષ્યોનું વિવાહ વિગેરે સંબંધ થવાથી તે પરસ્પર દુઃખ ભોકતા થાય છે. માટે હમેશાં બાળકોનું લગ્ન વિચારપૂર્વક કરવું એજ તેમનાં વિચારશીલ પોષકો (માતા–પિતા)નું પ્રથમ કર્ત્તવ્ય છે. એટલે હમેશાં કન્યાથી વર વર્તમાન કલિયુગ આચાર વિચાર પ્રમાણે પણ ૬ થી ૭ વર્ષ સુધી મ્હોટો હોવો જોઇએ; પ્રાચીનકાળમાં તો મનુધર્મશાસ્ત્ર વિગેરેનાં અવલોકનથી પણ વરની અવસ્થા કન્યા કરતાં મ્હોટીજ હોવી જોઇએ. અમારો જે આ બાળ લગ્ન સંબંધી ઉલ્લેખ છે તે વર્તમાનમાં કેટલાક મનસ્વી સુધારાવાળાઓ જેમ કથન કરે છે; તેને અનુમોદન પ્રદ નથી કિંતુ શાસ્ત્રીય છે; માટે જે ૧૦ અને ૧૧ વર્ષની અંદરનાં જે વિવાહો કરવામાં આવે છે અમે તેનેજ અત્ર બાળલગ્ન ગણીએ છઈએ; અલબત બ્રહ્મચર્ય પાળવું એ તો જેમ બને તેમ ઘણું સમય સુધી પાળવું એ સર્વ શાસ્ત્રસંમ્મત વાત છે. એટલુંજ નંહિં પરંતુ યાવજિજવિત્ બ્રહ્મચર્ય પાળવામાં આવે તો તે સર્વદા સ્તુત્ય કાર્ય છે. જેમ પૂર્વે ભીષ્મ પિતામહ, હનુમાન, સનક, સનન્દન, સનાતન, સનત્કુમાર, નારદ, પરશુરામ, શુકદેવ, તેમજ ગાર્ગી, સુલભા, શાંડિલ્ય ઋષિ પુત્રી ધૃતવ્રતા;

ભરદ્વાજ ઋષિ પુત્રી શ્રુતાવતી, વિગેરેએ જેમ બ્રહ્મચર્ય આ જન્મપર્યંત પાળ્યું હતું તો તે પ્રમાણે જે કોઇ પાળે એમ અમે સર્વદા ઇચ્છીએ છીએ તથાપિ સામ્પ્રત સમયમાં સાર્વજનિક લક્ષ આપી અમે એટલુંજ કથન કરીશું કે દેશ કાળ, આચાર વિચાર—પ્રમાણે બાળકોનાં લગ્ન કરવાં જોઈએ; વેદમાં તો પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પુરૂષને પાળવું જોઈએ એવો ખાસ ઉપદેશક મંત્ર છે અને તે પ્રમાણે પુરૂષ વર્ગે વર્તવું જોઈએ એ અમારી સર્વદા ભલામણ છે અને કન્યાઓનો લગભગ ૧૧-૧૨ વર્ષમાં વિવાહ કરવો એમ સામ્પ્રત સમયને અનુસરવામાં કેટલેક અંશે યોગ્યજ છે અમારૂં સર્વ કથનનું રહસ્ય એ છે કે જેમ બને તેમ પોતાનાં બાળક અને બાલિકાઓને બ્રહ્મચર્ય વિશેષ પળાવાનું સર્વ ભદ્ર પુરૂષોએ બોધ આપવો જોઇએ; બ્રહ્મચર્યથી કેવા લાભ થાય છે એ સર્વત્ર વિદિતજ છે. * બ્રહ્મચર્ય સમાન અન્ય કોઇ પણ લાભકારક કર્તવ્ય નથી. આગળ આપણે જે સપ્તપદી લક્ષણ પ્રતિપાદન કરી આવ્યા છઇએ તથા તે લક્ષણો સર્વ વરવધૂને ભણવાં જોઈએ, એ પ્રમાણે આપણા ધર્મ શાસ્ત્રનો ઉપદેશ છે. તો જ્યારે બાળક અને બાળકીઓ ન્હાની અવસ્થાનાં હોય અને જેમને કોઈ પણ પ્રકારની સમજણ ન હોય તે એ સપ્તપદીમાં શું! સમજી શકે!! તેટલા માટે જ અત્રે બાળલગ્નનું ખંડન કરવામાં આવ્યું છે કે કારણ કે વર-કન્યા યોગ્યાવસ્થાને પ્રાપ્ત થયાં હોય, સર્વ પ્રકારે સમજણવાળાં હોય તોજ આ સપ્તપદી ભણી અને તજ્જન્ય ઉપદેશને યથાર્થ જાણી શકે. વળી બાળ લગ્નથી જે ભવિષ્યમાં સંતાન થાય છે તે પણ કુરૂપાં ઠીંગણા, સુકાયલાં, રોગી દ્રરિદ્રી-પ્રમાદી વિગેરે

* "**ब्रह्मचर्य**" માટે વિશેષ જાણવાની ઇચ્છા હોય તેમણે બ્રહ્મચર્ય નામનો અમારો બનાવેલ ખાસ જુદો પુસ્તક વાંચવો. (છપાય છે)

દોષોથી આવૃત હોય છે; કેમકે જ્યાં સુધી સંતાનોત્પાદ યિતા (માતા-પિતા-) પોતે પૂર્ણ અવસ્થામાં પ્હોંચ્યા નથી ત્યાં સુધી તેમનાં સંતાનો પણ દિવ્ય કેવી રીતે થઇ શકે! કારણ કે જુઓ શ્રી વૈશિષિક દર્શનમાં શ્રી કણાદ મહર્ષિ કહી ગયા છે કેઃ–"**कारणाभावात् कार्य्योऽभावः**" ॥૨૬૮॥ અર્થાત્ વિના કારણથી કાર્ય કયારે પણ થઇ શકતો નથી; માટે જે સ્થળે સંતાનો દુર્બળ, નિષ્પ્રભ, વિગેરે જે ઉત્પન્ન થાય છે તેનું કારણ તેમનાં ઉત્પાદકોજ છે; અતએવ પુનઃભારતવર્ષની પવિત્ર યશ પતાકાઓ પૂર્વવત્ અન્ય દેશોમાં ફરકે; અને જેથી ભારતીય પ્રજા પોતાની કળા, કૌશલ્ય માં દિનપ્રતિદિન વૃદ્ધિંગત થાય એનો મૂખ્ય આધાર કેવળ બાળલગ્નજ નિર્મૂલ કરવા ઉપર છે.

## ચોપાયા વૃત.

બાળ લગ્નને બંધ કરાવો; શાસ્ત્ર પ્રમાણ બતાવી;
ઉત્તમ જનમાં વિપરીત રીતિ; કયાંથી ઉડીને આવી!
દામ લોભથી બાળકને દે, કટ માબાપ ફસાવી;
બાળ લગ્નથી ભરતખંડની, અખંડ કીર્તિ નસાવી. ૨૬૯
અરે! સુજ્ઞ ને દેશ હિતૈષી, ધ્યાન ખરેખર લાવો;
બાળ લગ્નમાં લાભ તમો ને, શું! છે તેહ જણાવો!
એક પાઇથી: ઘટ મૃત્તિકાનું, ખરીદતાં ખડકાવો;
તો પછી નિજ બાળકનાં કાજે, કેમ ન ફરજ બજાવો! ૨૭૦
જોડ રચી જગમાં જગદીશે, કેમ કુજોડ બનાવો!
ઇશ્વરના અપરાધી થઇને, બાળક કેમ સતાવો;
બાળ લગ્નને હવે ધિક્કારી; ભૂતળમાં પધરાવો;
ઋષિપ્રભાકર બાળ લગ્નથી; શું! ન હજી શરમાવો. ૨૭૧

હે પવિત્ર ભારતીય સંતાનો! આ ઉપરના યથામતિ લખેલ લેખને તનમન અને ધનથી જો આપ સ્હાયતા સમર્પણ કરશો તો આ આપણો દીન, મલીન, ભારત પોતાની મહા આરતમાંથી મુકત થઈ પૂર્વવત થશે; જો આપને આપના દેશનું આપના ઋષિકુલનું; અને આપણા સર્વ માન્ય સનાતન

ધર્મનું કંઈક–અંકુર—અહંકૃતિ હોય તો **सुज्ञेष्वल्पमति–विस्तरेण:**"–એ વાક્યનો સત્કાર કરી સ્વકર્તવ્ય પરાયણ થઈ તદનુસાર આપ આચરણ કરી અન્યને કરાવશો.

**"બોલો શ્રી ભારતવર્ષનો જય."**

# રજસ્વલા સ્ત્રીધર્મ વિચાર.

રજોદર્શન થવા પશ્ચાત્ સ્ત્રીઓએ ત્રણ દિવસ કેમ વર્તવું અને શુભ આચરણ પૂર્વક વર્ત્તણુક રાખવાથી કેવા ફળની પ્રાપ્તિ થાયછે. તત્સંબંધી વિચાર કરવાનું આવશ્યક હોવાથી શ્રી કૃષ્ણ ભગવાને દેવર્ષિ નારદજી પ્રત્યે જે રજસ્વલા સ્ત્રીના ધર્મ કહ્યાં છે. તેજ અત્રે સંક્ષિપ્ત રીતે હું આપને કહું છું તે સાંભળો. **त्रेताप्रभृति नारीणां मासि मास्यार्तवं मुने ॥ तदा दिनत्रयं त्यक्त्वाशुद्धा स्यात् गृहकर्मणि ॥२७२॥** યદપિ યુગતોચાર છે, યથા સતયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, અને કલિયુગ, પરંતુ ત્રેતાયુગથી, આરંભી ને સ્ત્રીઓને એક એક મહિને ઋતુ પ્રાપ્ત થાય છે; તે સમયે ત્રણ દિવસ ત્યાગ કરી ચોથે દિવસે શુદ્ધ સ્નાન કરી પોતાના ગ્રહુસંબંધી કાર્યમાં પ્રવિષ્ઠ થવું કેમકે ત્રણ દિવસ બ્રહ્મચર્ય પાલન કરી, જ્યાં સુધી બરોબર રજો નિવૃત્તિ થઇ નથી ત્યાં સુધી યથાર્થ ધર્મ પાળવો; કારણ કે ત્રણ દિવસ સુધી 'રજસ્વલા સ્ત્રીનું સ્વરૂપ નિચે પ્રમાણે સમજવું જોઈએ. **प्रथमेऽहनि चांडाली द्वितीये ब्रह्मघातिनी ॥ तृतीये रजकी प्रोक्ता चतुर्थेहनि शुध्यति ॥ २७३ ॥** ભાવાર્થ:–રજસ્વલા સ્ત્રીઓનું સ્વરૂપ પ્રથમ દિવસે ચાંડાલીના જેવું સમજવું એટલે જેવી રીતે ચાંડાલને સ્પર્શ કરવામાં દોષ લાગે છે તેજ પ્રમાણે રજસ્વલા સ્ત્રીનો સ્પર્શ

કરવાથી દોષ લાગે છે; બીજે દિવસે બ્રહ્મ હત્યા કરનારીના જેવું સમજવું; અને ત્રીજે દિવસે (रजकी) ધોબણના જેવું જાણવું; અને ચોથે દિવસે શુદ્ધ થાય છે. માટે ત્યાં સુધી સ્પર્શ કરવો નહિં, એવી ધર્મ શાસ્ત્રની પ્રબળ આજ્ઞા છે. જે નારી (સ્ત્રી) રજોદર્શન નિયમ પૂર્વક યથાર્થ રીતથી પાળે છે તે ગર્ભને ઉત્તમ પ્રકારે ધારણ કરી શકે છે. કારણ કે જ્યાં સુધી રક્ત (લોહી) શ્રાવ બરાબર થતો નથી તથા સમયેસમય રજોદર્શન થતું નથી ત્યાં સુધી તે સ્ત્રીને ગર્ભ રહેતો નથી; માટે જરૂર રજોદર્શન પ્રાપ્ત થાય કે ત્વરિત-નિમાઃ લિખિત પ્રમાણે નિયમપૂર્વક આચરણ રાખવા જોઈએ તેમાં પ્રમાણઃ—**स्नानं शौचं तथा गानं रोदनं हसनं तथा ॥ यानं अभ्यंजनं नारी द्युतं चैवानुलेपनम् ॥ २७४ ॥**

**ભાવાર્થઃ**—રજસ્વલા સ્ત્રીએ ત્રણ દિવસ સ્નાન કરવું નહિ તથા વધારે પવિત્રપણે ન રહેવું; પરંતુ મનમાં દુરાચારની ઇચ્છા રાખવી નહિ; તેમજ દેવતાઓનાં તથા અન્ય ગીતો વિગેરે ગાવાં નહિ; ત્રણ દિવસ રૂદન કરવું (રડવું) નહિ; વિશેષ હસવું નહિ; ગાડીમાં તથા વાહનોપર બેસી બહાર ગામ જવું નહિ; તથા ત્રણ દિવસ સુધી આંખમાં મેસ નાંખવી નહિ; તેમજ ધૂત (જુગાર) વિગેરે કોઇ પણ પ્રકારની રમત કરવી નહિ; અને શરીરે સુગંધી પદાર્થોનું મર્દન કરવું નહિ. **वर्जयेच्च नमस्कारं देवतानां रजस्वला ॥ रजस्वलायाः संस्पर्श संभाषं च तयासह ॥ २७५ ॥** રજસ્વલા સ્ત્રીએ દેવતાઓનું પૂજન, તથા તેને નમસ્કાર કરવો નહિ; રજસ્વલા સ્ત્રીનો કોઈએ સ્પર્શ કરવો નહિ; અને તેની સાથે કામ સિવાય અધિક ભાષણ કરવું નહિ. **दिवांस्वप्नं विशेषेण तथा वै दंत धावनम् ॥ मैथुनं मा ासंत्रापि वाचिकं देवतार्चनम् ॥२७६॥** રજસ્વલા સ્ત્રી-

ઓએ દિવસનાં શયન કરવું નહિ; અને ત્રણ દિવસ સુધી કાષ્ટથી દાતણ કરવું નહિ; કેમકે "**वनस्पति देवरुप छे**" માટે તેનો સ્પર્શ કરવાથી પાપ લાગે છે. મૈથુનની ઇચ્છા પોતાના મનથી પણ કરવી નહિં; અને માનસિક વાચિક વિગેરે કર્મ કરવાં નહિ. સાંભળો અંગિરા સ્મૃતિમાં કહે છે કેઃ– **त्रिरात्रं स्वमुखं नैव दर्शयेच्च रजस्वला ॥ स्ववाक्यं श्रावयेन्नैव यावत् स्नाता न शुध्यति ॥२७७॥** જ્યાં સુધી સ્નાન કરીને શુદ્ધ થઈ નથી ત્યાં સુધી રજસ્વલા સ્ત્રીએ પોતાનું મુખ બનતાં સુધી કોઈને પણ પ્રદર્શિત કરવું (બતાવવું) નહિં, તેમજ વચન પણ કોઈને સંભળાવવું નહિં; વર્તમાન સમયમાં કેટલીક સ્ત્રીઓ આ પોતાના યથાર્થ નિયમને અનુસરતી નથી જેથીજ તેમને સંતાનોત્પત્તિ ત્વરિત થતી નથી; એમ અનેક આપ્ત (ઋષિ) મહાત્માઓનું કથન છે. **स्नात्वान्यं पुरुषं नारी न पश्येच्च रजस्वला ॥ ईक्षेत भास्करं देवं ब्रह्मकूर्चं ततः पिबेत् ॥२७८॥** ચોથે દિવસે સ્નાન કર્યા પછી પોતાનું મુખપર પુરૂષને બતાવવું નહિં; પરંતુ સ્નાન કરીને સૂર્ય નારાયણનું દર્શન તથા પોતાના પતિનું દર્શન કરવું અને ત્યાર પછી **ब्रह्मकूर्चं** એટલે પંચગવ્યનું પ્રાશન કરવું. **केवलं पंचगव्यं च क्षीरंवात्मविशुद्धये ॥ यथोपदेशं नियता वर्तयेत वरांगना ॥ २७९ ॥** પોતાના દેહની શુદ્ધિ માટે પંચગવ્યનું પાન કરવું; પંચગવ્ય એટલે ગાયથી ઉત્પન્ન થયેલ પાંચ વસ્તુને પંચગવ્ય કહે છે; યથા ગાયનું છાણુ, તથા તેનું મૂત્ર, દૂધ, દહિં, અને ઘૃત (ઘી) એ વસ્તુઓ એકઠી કરી એક આચમન જેટલું પાન કરવું. કદાચિત્ કોઈને પંચગવ્ય પીવાને ઠીક ન લાગે તો કેવળ ગાયનું દૂધ પીવું; કેમકે ગાયનું દૂધ સર્વથા ઉત્તમ છે; અને એનાથી દેહ શુદ્ધિ તથા ગર્ભ ધારણ પણ ત્વરિત થાય છે વળી નિર્ણય સિંધુ નામના શાસ્ત્રમાં લખ્યું છે કે,–રજસ્વલા સ્ત્રીએ ત્રણ

દિવસ સુધી દૂધ; દહિં, છાસ એ ગોરસ તેનો આહાર કરવો નહિં; તેવીજ રીતે પુષ્પ, અલંકાર વિગેરેનું ધારણ કરવું નહિં; તથા આંખમાં અંજન; કપાલમાં કુંકુમ; સુગંધાદિક તેલો તથા શય્યા ઉપર એટલે પલંગ કિમ્વા ખાટલા ઉપર સોવું એ સર્વ બાબતોનો ત્યાગ કરવો જોઇએ; વિગેરે ત્યાં વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે, રજસ્વલા સ્ત્રી ચોથે દિવસે જે શુદ્ધ થાય છે તે ઘરના કામકાજ માટે પરંતુ દેવતા અને પિતૃઓના પૂજનમાં તો પાંચમે દિવસેજ શુદ્ધિ થાય છે; જુઓ પ્રમાણાર્થ **श्रीनिर्णयदीपिकामां** લખ્યું છે કે **चतुर्थेऽहनिसंसुद्धांः भवति व्यवहारिकी ॥ दैवे कर्मणि पित्र्येच पंचमेहनि शुद्धतिः ॥ २८० ॥** એ પ્રમાણે પાંચમે દિવસે શીર્ષ સમેત સ્નાન કરી પછી રસોઇ કરવામાં તથા દેવ પૂજા કે પિતૃઓનાં કર્તવ્યમાં અધિકાર પ્રાપ્ત થાય છે; માટે પાંચમે દિવસે કિંવા અડકાવ અધિક આવતો હોય તો સાતમે દિવસે શુદ્ધ થાય છે. કદાચ કાંઇક કાર્યની અગત્યતા જણાય અને શુદ્ધિ ત્વરિત કરવાની હોય તો તત્સંબંધી ખુલાસો મહર્ષિ પારાશર નિચે મુજબ કરે છે;

**विवाहोत्सव यज्ञेषु दुर्भिक्षे देशविप्लवे ॥ पलायने रणेऽरण्ये सोपवासेन शुद्धति ॥ २८१ ॥** વિવાહ અર્થાત્ લગ્નમાં કિમ્વા કોઇ મહોત્સવમાં અથવા યજ્ઞ યાગાદિકમાં; તથા દુકાળમાં, તેમ જે દેશભંગ થતો હોય તેમાં, એવી રીતે અગત્યના સમયમાં અથવા કોઇ ઉપદ્રવથી નાસવું હોય ત્યારે; અથવા રણ સંગ્રામમાં, તથા અરણ્ય (જંગલ)માં અથવા આપત્કાલના સમયમાં રજસ્વલા સ્ત્રીને શુદ્ધ કરવી હોય ત્યારે ઉપવાસ કરવાથી શુધ્ધ થાય; છે અર્થાત એક ઉપવાસનો એક દિવસ ગણી શકાય છે જેવી રીતે ત્રીજો દિવસ હોય અને તે દિવસે જો ઉપવાસ કરવામાં આવે તો જે ચોથો

દિવસ હોય તે પાંચમો દિવસ ગણી શકાય છે; અને તે દિવસે દેવતા અને પિતૃ પૂજન તથા વિવાહ વિગેરે શુભ કાર્ય થઈ શકે છે. વળી કદાચિત્ વ્રત કિંવા યજ્ઞ યાગાદિક શુભ કાર્યનો આરંભ કર્યો હોય અને વચમાંજ રજોદર્શન આવી પડે તો તત્સંબંધી સ્પષ્ટિકરણ (ખુલાસો) પણ મત્સ્ય પુરાણમાં આ પ્રમાણે કરવામાં આવ્યું છે. સાંભળો ! **अंतरातुरजो योगे पूजामन्येन कारयेत् ॥ उपवासं स्वयंकुर्याद् व्रतोहषु रजस्वला ॥२८२॥** (માત્સ્ય–પુરાણ.)વ્રત કિમ્વા પૂજા વિગેરે કામનો આરંભ કર્યો હોય અને તેમાં કદાચિત્ રજોદર્શન આવે ત્યારે તે પૂજા અન્ય (બીજા) પાસેથી કરાવવી પરંતુ ઉપવાસ તો તે રજસ્વલા સ્ત્રી પોતે કરે; પણ જ્યાં સુધી રજોદર્શનની ખબર પડી નથી અને અજ્ઞાતપણાથી કોઈનો સ્પર્શ થઇ જાય તો તેમાં દોષ પ્રાપ્તી થતી નથી. જુઓ ધર્મસિંધુ નામના શાસ્રમાં લખ્યું છે કેઃ—**अविज्ञातरजोदोषा यदिगृहे व्यवहराति तदा तया स्पृष्टं गोरस-मृद् भांडादिकं जलादिकंच न त्याज्यं, सुतकवज्जज्ञानकालमारभ्यैव दोषात् ॥२८३॥** અર્થઃ—રજોદર્શનની પ્રાપ્તી થયેછતાં તે રજોદર્શનની ખબર પડી નહિ; અને ગૃહ સંબંધીય સર્વ વસ્તુને સ્પર્શ થઇ ગયો હોય તોપણ તેને દોષ લાગતો નથી; માટે સ્પર્શ કરેલ જે ગોરસના વાસણ મૃતિકા (માટી)ના છે; તથાંપિ તેને કાઢી નાંખવા નહિ; તેવીજ રીતે જળ વિગેરેનું પણ ત્યાગ કરવું નહિ; જેમ સૂતકના જ્ઞાનથીજ બાધ લાગે છે; તેમ રજોદર્શનનાં પણ જાણવાથીજ બાધ લાગે છે; વળી વિશેષ રજસ્વલા સ્રીઓએ પરસ્પર પણ સ્પર્શ કરવો નહિં; એ વાત સ્રી જાતિએ અવશ્ય ધ્યાનમાં રાખવી જોઇએ. એવી રીતે ઉપર લખ્યા પ્રમાણે જે સ્રી રજસ્વલાધર્મ પાળે છે. તાથા સચ્છાસ્ર પ્રમાણ અનુસાર આચરણ કરે છે. તેવી સ્રીને ઉત્તમ દિવ્ય–સુખ પ્રદાયક સંતતિ ઉત્પન્ન થાય છે;

અને જેથી તેવી સ્ત્રીઓ ઐહિક (આ લોક) અને આમુષ્મિક (પરલોક)ના સર્વ પ્રકારના સુખો ને પ્રાપ્ત થઇ અત્યુત્કૃષ્ટ સુકીર્ત્તિ સમ્પાદન કરી પોતાના જન્મને સાર્થક કરે છે. ॐ शान्तिः शान्तिः शान्तिः जयजय सुरेन्द्रबाला !"

## દશમ-દિવસ.

# ગર્ભિણી સ્ત્રીધર્મ વિચાર.



સ્ત્રીજાતિએ પોતાની શારીરિક આરોગ્યતા હમેશાં જાળવાઇ રહે તેવી રીતેજ આહાર-વ્યવહારમાં વર્ત્તવું. પરંતુ તેથી વિરૂદ્ધ વર્ત્તવું નહિં; કેમકે શરીર આરોગ્ય હોય તોજ અન્ય કાર્ય યથાર્થ રીતે થઇ શકે છે. "**नष्टे मूले कुतो शाखा**" જ્યાં મૂલનોજ નાશ છે તો ત્યાં શાખાઓની આશા કેવી! વળી વિશેષતા એ છે કે:—સ્ત્રી જાતિને ગર્ભાશય હોય છે માટે પુરૂષ વર્ગ કરતાં પણ સ્ત્રી વર્ગને શારીરિક સ્થિતિ સંબંધી વિશેષ નિયમો પાળવાની આવશ્યકતા છે; તેમજ ગર્ભની રક્ષા કેવી રીતે કરવી. તથા ગર્ભની વૃદ્ધિ કેવા પ્રકારના આચરણોથી થાય! વિગેરે સ્ત્રી વર્ગને જાણવાની બહુજ જરૂરીઆત છે. એટલુંજ નહિં પરંતુ ગર્ભ રક્ષા બરોબર કરવાથી પોતાની શારીરિક સ્થિતિ પણ નિયમસર રહે છે. અને સંતાન પણ ઉત્તમોત્તમ ઉત્પન્ન થાય છે. અને ગર્ભ રક્ષા સંબંધી જો કંઇ પણ જ્ઞાન નહિં હોય તો તેનાથી ગર્ભપાત તથા મૃત પ્રજા વિગેરેથી બહુજ કષ્ટ પ્રાપ્ત થાય છે. અને વખતે પોતાનો પણ અંતઃકાલ થઇ જાય છે. અતએવ એ સંબંધી વિચાર કરવો સર્વ પ્રકારે યોગ્યજ છે; સ્ત્રી જાતિને જે જાણવાનું છે તે સર્વ વિષયોમાં આ વિષય એક અગત્યનો છે તેથી સચ્છાસ્ત્રોના સિદ્ધાન્તો-

નુસાર જે કંઈ અત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેને સમ્યક્ પ્રકારે મનન કરવામાં આવશે તો હું આ મારા શ્રમનો સાર્થક માનીશ. સાંભળો સુશ્રુત નામના શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

**आहाराचार चेष्टाभिर्यादृशीभिः समन्वितौ ॥ स्त्री पुंसौ समुपेयातां तयोः पुत्रोऽपितादृशः शुश्रुत० शारीरिक अध्याय ॥२०॥**

અર્થઃ—સ્રી અને પુરૂષનું જે પ્રમાણે આહાર, આચાર અને ચેષ્ટા હશે તે પ્રમાણેજ તેમના સન્તાન પણ થાય છે. માટે એજ શાસ્ત્રમાં ત્રીજા અધ્યાયમાં લખ્યું છે કેઃ—

**तदा प्रभृत्येव व्यायामं व्यवायमपतर्पण मतिकर्षणं दिवास्वप्नं रात्रि जागरणं शोकं यानावरोहणं भयमुत्कटकासनं चैकान्ततः स्नेहादिक्रियां शोणित मोक्षणं चाकाले वेग विधारणश्च न सेवेत ॥२८५॥** ભાવાર્થઃ—જે દિવસથી સ્રી ગર્ભવતી થાય તે દિવસથી આરંભી નિચે લખેલી વસ્તુઓનો ઉપભોગ કરે નહિ; જેમકેઃ—"શરીરથી અધિક શ્રમ (મહેનત), કુચેષ્ટા, કદન્ન, (ખરાબ અન્ન) અથવા કોયલા, માટી, વિગેરે તથા મીરચાં વિગેરે બહુ તીક્ષ્ણ, તથા બહુ ગરમ અન્નનું ભોજન, દિવસનું સોવું, રાત્રીનું જાગરણ કરવું, શોક કરવું; ખરાબ વાહન ઉપર બેસવું, ભયભીત થવું; પર્વત, વૃક્ષ, તથા ઉંચ્ચા આસન ઉપર ચડી બેસવું—પ્રતિદિન તેલ વિગેરેથી શરીરને મર્દન કરવું; સમય વિના રૂધિરને છોડાવવું તથા મલમૂત્રાદિનું નિરોધ કરવું" ઈત્યાદિ કાર્યોને ગર્ભિણી સ્રીએ કયારે પણ કરવું નહિં; અને કદાચિત્ આ શાસ્ત્ર વિધિનો ત્યાગ કરીને ઉપર લખેલાં ન કરવાનાં કાર્યો કરવામાં આવે તો જુઓ તેનાથી કેવા ફળની પ્રાપ્તી થાય છે;

**"गर्भो म्रियते अंतःकुक्षेर्वा अकाले स्रंसते शोषी भवति वा"** ચરકાચાર્ય; શા૦ અ૦ ૮. ભાવાર્થઃ—મહર્ષિ ચરકાચાર્યજી પોતાના ચરક નામના શાસ્ત્રમાં કહે છે કેઃ-ગર્ભનું મૃત્યુ

થવું, અથવા ગર્ભનું પતન થવું ( પડી જવું ) અથવા ગર્ભિણી સ્ત્રીને બોજાનું ચડવું વિગેરે અનેક પ્રકારે હાની થાય છે; માટે; જુઓ બૃહન્નારદીય પુરાણમાં લખ્યું છે કેઃ– **गर्भिणी चेत् भवेन्नारी तदा नियम तत्परा ॥ अलंकृता सुप्रयाता भर्तुःप्रिय हितेरता ॥२८७॥** અર્થઃ–ગર્ભવતી સ્ત્રીએ સદૈવ સદાચાર પાળવો, પોતાનું શરીર સ્વચ્છ રાખવું; અને હમેશાં સારાં પવિત્ર વસ્ત્ર ધારણ કરી પોતાના પતિસાથે મધુર ભાષણ બોલવાની ટેવ રાખવી. **तिष्टेत् प्रसन्नवदना स्वधर्मे निरताशुचिःकृतरक्षा सुभूषाच वास्तु पूजन तत्परा ॥२८८॥** અર્થઃ–પોતાના સ્વધર્મમાં પ્રીતિ રાખી અંતઃકરણ આહ્લાદિત્ ( પ્રસન્ન ) રાખવું; પરંતુ કોઈ પણ પ્રકારનો મનમાં અસત્ય ( ખોટો ) વિચાર કરવો નહિ, અને ગર્ભસ્થાનને રક્ષણ કરનારી જે રક્ષા આવે છે તે બાંધવી; તથા ગર્ભ હમેશાં સુખમાં રહે એવા દેવતાનું પૂજન કરવું. **कुस्त्रीभिर्नाभिभाषेत शूर्प वातं च वर्जयेत् ॥ मृत्वत्सादि संसर्गं परपाकं च सुंदरी ॥२८९॥** ગર્ભવતી સ્ત્રીઓને આવશ્યક પાલનીયલક્ષણો નિચે પ્રમાણેછે; જેમકે ગર્ભવતી સ્ત્રીએ દુરાચાર પાળનારી સ્ત્રીઓ સાથે ભાષણ કરવું નહિ; તેમજ ગમે તેવી ગરમી પડતી હોય તથાપિ સુપડાંનો વાયુ શરીર પર નાંખવો નહીં; તેમજ જે સ્ત્રીઓના બાળકો વારંવાર મરણ પામતાં હોય તેવી સ્ત્રીની સાથે કયાં પણ જવું નહિ; એટલે તેની સાથે મૈત્રી કરવી નહીં; અને પારકા ઘરનાં અન્ન ખાવાની વધારે ઇચ્છા રાખવી નહિ; **न बिभत्सं किंचिदिक्षेत् न रौद्रां श्रृणुयात् कथाम् ॥ गुरुत्वात्युष्णमाहार मजीर्णे न समाचरेत् ॥२९०॥** જે વસ્તુના અવલોકન કરવાથી ભયની પ્રાપ્તિ થતી હોય, એવી ભયંકર વસ્તુ જોવાની ઇચ્છા રાખવી નહિ; તથા જે વાર્તાલાપ કરવાથી ભય થતો હોય

તેવી વાર્તા કોઇની અગ્રિમ્ ( આગળ ) કરવી નહિ; તેમજ પોતે પણ કોઇના મુખથી સાંભળવી નહિ; વળી વિશેષ ગરમ પદાર્થનું ભોજન કરવું નહિ કારણ કે ઉષ્ણ (ગરમ) વસ્તુના ખાધાથી અંતરસ્થઃ ગર્ભને બહુજ દુઃખ થાય છે; તથા જે ભોજન કરવાથી અજીર્ણ થાય એટલે પાચન થાય નહિ તેવી વસ્તુ ભૂલે ચુકે પણ ખાવી નહિ; **आतिरूक्षं तुनाश्नीयात् अत्यम्लमति भोजनम् ॥ अत्युष्णमति शीतं च गुर्वाहारं विवर्जयेत् ॥२९१॥** વધારે રૂક્ષ એટલે શુષ્ક ( સૂકાયલો ) પદાર્થ ખાવો નહીં; તથા વિશેષ ખાટી વસ્તુ ખાવી નહિ; કેમકે ગર્ભવતી સ્ત્રીઓને અન્ન ઉપર વિશેષ પ્રીતિ થતી નથી; પરંતુ ખાટું, તિખું, વિગેરે એવા પદાર્થો ખાવાની ઇચ્છા બહુજ થાય છે; પરંતુ વિશેષ ખાટું ખાવાથી ગર્ભને આખા શરીરમાં શૂલ પેદા થાય છે; તથા વધારે ગરમ કે વધારે ઠંડી ચીજો પણ ખાવી જોઇએ નહિ કિંતુ સમાન વસ્તુ ખાવી જોઇએ જેથી ગર્ભને. તથા પોતાના શરીરને સર્વ પ્રકારે સુખપ્રદ થાય છે. **उग्रौषधं तथाक्षारं मैथुनं भारवाहनम् कृतेपुंसवनेचैव गर्भिणीपरिवर्जयेत् ॥२९२॥** ગર્ભ ધારણ કર્યા પછી ઉગ્ર ( વધારે ) ગરમ ઔષધો ખાવા નહીં, તેમજ કોઈ પણ પ્રકારનો ક્ષાર ખાવો નહિ; કેમકે ગરમ ઔષધ તથા ક્ષાર ખાવાથી અંદરનો ગર્ભ પાતળો થઈ જાય અને ઉત્પન્ન થતું બાળક હમેશાં રોગી રહે છે; તથા મૈથુન કરવું નહીં, અને માથાપર કાંઇ ભાર લઈ ઘણે દૂર જવું નહીં " **आ नियमो ज्यारथी गर्भने त्रणमास थाय त्यारथी जरुर पाळवां जोइअे.**" સાંભળો બ્હેનો! **गर्भिणी कुंजरश्वादि शैलहर्म्यादि रोहणम् । व्यायामं शीघ्रगमनं शकटारोहणं त्यजेत् ॥२९३॥** ગર્ભવતી સ્ત્રીઓએ હાથી, ઘોડા વિગેરે વાહન ઉપર, તથા ઉન્નત ( ઉચ્ચા ) પર્વતો ઉપર,

તથા ઉચ્ચા મહાલયો ઉપર ચઢવું નહીં; વળી જે કામ કરવાથી વિશેષત શ્રમ થાય તેવું કામ કરવું નહીં; વધારે ઝડપથી ચાલવું નહીં; અને શકટ એટલે ગાડા ઉપર પણ બેસવું નહીં. **नावस्करेषूपविशेत् मुसलोलूखलादिषु जलं-चनावगाहेत शून्यागारं विवर्जयेत् ॥२९४॥** ગર્ભવતી સ્ત્રીઓએ અવસ્કર અર્થાત્ ઝાડુ ઉપર બેસવું નહિ તથા મુસલ અને ઉખરી ઉપર પણ બેસવું નહી; અને ઘણાં ઉંડા પાણીમાં જઈને અંદર સ્નાન કરવું નહી; તેમજ જે ઘરની અંદર કોઈ પણ માણસ અન્ય રહેતો ન હોય અથવા ભય જણાતો હોય તેવા શુન્ય ઘરમાં વાસ કરવો નહીં. **वल्मिके नाधितिष्ठेत नँ चोद्विग्नमना भवेत् ॥ विलखेन्न नखै-र्भूमिं नांगारेण च भस्मना॥२९५॥** જ્યાં વલ્મિક એટલે સર્પાદિ પ્રાણીઓનો રહેવાનો રાફડો હોય ત્યાં જઈ ઉભા રહેવું નહીં તેમ પોતાના અંતઃકરણમાં પણ કોઈ પ્રકારનો ઉદ્વેગ કરવો નહીં, અને હાથના નખવડે અથવા ભસ્મ કિમ્વા અંગાર ( કોલસા ) લઇ ભૂમિ ઉપર લીસોટા પાડવા નહીં તથા પોતાના નખ વારંવાર તોડવા નહીં. **न शयालुः सदातिष्ठेत् व्यायामं च विवर्जयेत् ॥ न तुषांगार भस्मास्थि कपालेषु समाविशेत्॥२९६॥** ગર્ભવતી સ્ત્રીએ આખો દિવસ સૂઇ રહેવું નહિ, વળી વિશેષશ્રમ કરવું નહિ, તથા પોતાના કપાળમાં કિમ્વા શરીરમાં કોઇ પણ પ્રકારનો લેપ તથા કોઇ પણ પ્રકારની ભસ્મ લગાડવી નહીં. **वर्जयेत् कलहं गात्रभंगं तथैव च न मुक्त केशातिष्ठेत नाशुचिः स्यात् कदाचन॥२९७॥** ગર્ભવતી સ્ત્રીએ પોતાના ગૃહમાં કોઈની સાથે પણ કંકાસ કરવો નહીં, તથા,પ્રમાદી–આળસુ થઇ પડી રહેવું નહીં; તેમજ મસ્તકના કેસ છુટા મુકી બહાર ફરવું નહીં પરંતુ સર્વદા પવિત્રતાઇથી રહેવાનો પ્રયત્ન કરવો. **नशयी-**

तोत्तर शिरा न चैवाधः शिरा क्वचित् । न वस्त्रहीना नोच्छिष्टा नचार्द्र चरणातथा ॥२९८॥ પોતાનું મસ્તક ઉતર દિશામાં રાખી કોઇ પણ સમયે શયન કરવું નહીં, તથા મસ્તક નીચે જમીન ઉપર મૂકી પણ સુવું નહીં વળી વસ્ત્ર વગર ક્ષણ માત્ર પણ ફરવું નહીં, અને કોઇનું ખાતાં વધેલું અન્ન ખાવું નહીં; તથા વારંવાર પોતાના પગ પાણીથી ભીંજાયલાં રાખવાં નહીં. नांमांगल्यां वदेत्त्राणीं नचहास्याधिकाभवेत् संध्यायां नैव भोक्तव्यं गर्भिण्यावरवर्णिनी " તથા स्थातव्यं न च गंतव्यं वृक्षमूलेच सर्वदा।२९९।અમંગલ (ખરાબ) ભાષણ કોઈ પણ દિવસ બોલવું નહીં; તથા વારંવાર વધારે હસવું નહિ; તેમજ સંધ્યા સમયે ભોજન કરવું નહીં; કારણ કે તે અન્ન નિયમપૂર્વક પાચન થતું નથી, તેમજ કોઈ પણ વૃક્ષ (ઝાડ)ના મૂલ નિચે બેસવું નહીં અને વિશેષ ભટકવું નહિ. न दुर्मुखी सदा तिष्ठेत् खट्वाछायां विवर्जयेत्॥ सर्वौषधीभ्यः कोष्णेन वारिणा स्नानमाचारेत् ॥ ३००॥ પોતાના સ્વામી ( પતિ ) થી બનતા સુધી દૂર રહેવું નહીં, તથા ખાટલાની છાયા શરીર પર પડવા દેવી નહીં; જો બની શકે તો ગર્ભવતી સ્રીઓએ હમેશાં ઔષધીને પાણીમાં નાખી ગરમ કરી તેવા જળથી સ્નાન કરવું જેથી ગર્ભને ઔષધી ( વનસ્પતી ) થી પુષ્ટિ મળે છે. शोकं रक्त विमोक्षंच साहसं कुकुटासनम् । व्यवायं च दिवा स्वापं रात्रौ जागरणं त्यजेत् ॥ ३०१॥ કોઈ પણ પ્રકારનો શોક ઉત્પન્ન થયો હોય તો તેને વારંવાર મનમાં લાવી તે સંબંધી વિશેષ વિચારો કરવા નહીં, વળી અશ્રુપાત કરી વિશેષ રૂદન કરવું નહીં; તેમજ કુકકુટાસન એટલે ઉભા પગ કરી વધારે વખત બેસવું નહીં–તથા દિવસનો અધિક શયન કરવું નહીં. અને રાત્રનો જાગરણ કરવું નહિ. वृक्षं महींच नाक्रामेत् न

प्राकारं पयोनिधिम् । परिखांच नचाक्रमेत् अबला गर्भ धारिणी ॥३०२॥ ગર્ભવતી સ્ત્રીએ વૃક્ષ ( ઝાડ ) ઉપર ચડવું નહી; તથા વિશેષ પંથ કરવો નહીં; ઉંચી ભીંતો તથા વિકટ જમીનને કૂદકો મારી ઓલંઘવી નહીં; સમુદ્રમાં બેસી કોઇ જગ્યાએ જવું નહિ; તેમજ નદી, નાળાંનો ઉલ્લંઘન કરી અન્યગ્રામ જવું નહીં અને યાત્રા વિગેરે પણ કરવી નહીં કિંતુઃ–गर्भरक्षा सदा कार्या नित्यं शौच निवेषणात् ॥ प्रशस्त मंत्र लिखनात् शस्तमाल्यानु लेपनात ॥३०३॥ અર્થઃ— શરીરે સુગંધીદાર પદાર્થો ચોળી સ્નાન કરવું; તથા મન, વચન, અને કર્મે કરી હમેશાં પવિત્રપણે રહી ગર્ભની રક્ષા કરવી તથા ગર્ભ રક્ષણ કરનારા દેવતાનું પૂજન તથા વિધિ પૂર્વક મંત્રનો જપ કરાવવો इतिव्रता भवेन्नारी विशेषेण तु गर्भिणी । यश्चतस्यां भवेत्पुत्रः स्थिरायुर्वृद्धि संयुतः॥३०४॥ અર્થઃ—એવી રીતે ઉપર કહેલા નિયમો જે સ્ત્રી બરાબર રીતે પાળશે તો તેનાથી ઉત્પન્ન થતી પ્રજા ઘણી આયુષ્ય વાળી અને શક્તિવાન્ થશે માટે જેમ બને તેમ સદ્વિચાર સમલંકૃત્ સુન્દરીઓએ ઉપર લખેલાં વિવિધ ગર્ભિણી સ્ત્રીનાં કર્તવ્યો ઉપર લક્ષ્ય આપી તદનુસાર વર્તણુક રાખવી જોઈએ અને તેથીજ તે સ્ત્રી શુભ લક્ષણવાળા સંતાનોની ઉત્પાદયિતા થઈ શકે છે પરંતુ જે આ શાસ્ત્રોક્ત લક્ષણો- નો ત્યાગ કરી સ્વેચ્છાનુસાર આચરણ કરે છે તે સંબંધી જુઓ મહર્ષિ ચરકાચાર્ય શું કહે છે; “विवृत्तशायिनी न- क्तचारिणी चोन्मतं जनयत्यपस्मारिणं ॥३०५॥ વિગેરે ૮ મા અધ્યાયમાં બહુજ વિસ્તાર પૂર્વક લખવામાં આવ્યું છે પરંતુ તેનો ભાવાર્થ નિચે મુજબ છેઃ—નિત્યપ્રતિ દિવસ- ના સુઇ રહે તથા રાત્રીમાં ફરનારી; ગર્ભિણી સ્ત્રીને મૂર્ખ અને અપસ્માર રોગવાળા સંતાનો થાય છે; લડાઇ, વિવાદ, વિગેરે કરનારી ગર્ભિણી સ્ત્રીને દુર્બલ, નિર્લજ, અને અ-

લ્પાયુ ( થોડી આવરદાવાળા ) સંતાનો થાય છે; ચોરી કરનારી ગર્ભિણી સ્ત્રીને આળશ્ય યુક્ત, ક્રૂકર્મ કર્ત્તા, અને કૃતઘ્ની સંતાનો થાય છે. એ પ્રમાણે ત્યાં પૃથક પૃથક લક્ષણુ વાળી ગર્ભિણી સ્ત્રીનાં કેવાં સંતાનો થાય છે તે બહુજ વિસ્તારથી જણાવ્યું છે; પરંતુ એ સર્વનું સારાંશ એજ છે કે:—સદાચાર પાળનારી ગર્ભવતી સ્ત્રી સત્પુત્રને ઉત્પન્ન કરે છે; પરંતુ લખ્યા નિયમોથી જે પ્રતિકૂલ આચરણ કરે છે, તો તે સ્ત્રીનો ગર્ભ ત્વરિત નાશ પામે છે; ગર્ભપાત થાય છે; અથવા ગર્ભ અંદરનો અંદર શુષ્ક થઈ જાય છે; અને તેનું રોકાણ થઈ ફરીથી ગર્ભ ધારણ થતો નથી; તેમ સ્ત્રીઓનું પણ આયુષ્ય અલ્પ થઇ જાય છે માટે હે પવિત્ર બ્હેનો ! ઉપરનાં નિયમો જરૂર પાળો; અને સત્પુત્રો ઉત્પન્ન કરી પોતાના કુલને પ્રફુલ્લિત કરો એવી આશીર્વાદ છે. જુઓ મહાભારતમાં શ્રીકૃષ્ણ ભગવાન્ રાજા યુદ્ધિષ્ઠિરજી પ્રત્યે કહે છે કે:—**यं गंगा गर्भविधिना धरयामास पार्थिवम्** ( મહાભારત, શાંતિપર્વ, અધ્યાય ૪૯ શ્લોક૦ ૧૯ ઉતરાર્દ્ધ ) ભાવાર્થ:-જે ભીષ્મપિતાને ગંગાજીએ ગર્ભાધાન સંસ્કારની રીતીથી ધારણ કર્યું; ઇત્યાદિ ગર્ભાધાન વિધિની રક્ષાથી કેવા કેવા જીતેન્દ્રિય શુરવીર, અને ધર્માત્મા પુરૂષ થતા હતા; પરંતુ વર્તમાન સમયમાં ગર્ભ રક્ષાનો સમ્યક્ પ્રકારે પ્રબોધ ન હોવાથી અનેક મનુષ્ય દુરાચારી, વ્યભિચારી, ભિખારી, અવિચારી, પરધનહારી વિગેરે દુર્ગુણકારી ઉત્પન્ન થાય છે; એટલા માટે ગર્ભરક્ષા સંબંધી નિયમોનું પાલન કરવાથી; સદાચારી, એક પત્નીવ્રતધારી; અવ્યભિચારી, અભિખારી, સુવિચારી, વિગેરે સદ્દગુણી સંતાનો ઉત્પન્ન થાય છે; માટે આ દિવ્ય ભારત વર્ષમાં પુન, તેવી રત્નગર્ભા સ્ત્રીઓ પોતાના સ્વરૂપને સમજી તદનુસાર વર્તણુક રાખે એજ અમારા અંતકરણની ઉન્નત અભિલાષા છે. ૐ **शांतिः शांतिः शांतिः**

---

# ગર્ભવાસનું પ્રકટિકરણ.

પંચ મહાભૂત–(પૃથ્વિ, જળ, તેજ, વાયુ, અને આકાશ) થી નિર્માણ થયેલો આ દેહ "પાંચભૌતિક" કહેવાય છે. તેમાં પૃથ્વિ મુખ્ય છે અને અવશેષ તત્વો સહકારી થઇ રહેલાં છે; આ પાંચભૌતિક દેહ જરાયુજ, અંડજ, સ્વેદજ, અને ઉદ્ભિજ એ પ્રમાણે ચતુર્વિધ (ચાર પ્રકારનો) કહ્યો છે. એ સિવાય અન્ય "માનસદેહ" છે પરંતુ તે તો દેવતાઓનોજ કહ્યો છે જેથી તત્સંબંધી મિમાંસા કરવાની અત્ર આવશ્યકતા નથી; કિંતુ પ્રથમ જરાયુજ જે પ્રધાન (મુખ્ય) છે તે સંબંધીજ અત્ર વિચાર આરંભીશું; જરાયુજનું અસ્તિત્વ વીર્ય અને રૂધિર એ ઉભયથી થાય છે; ઋતુ સમયમાં સ્ત્રીઓના ગર્ભસ્થાનમાં વીર્ય પ્રવેશ કરે અને તે જ્યારે સ્ત્રીના આર્તવથી મિશ્ર થાય ત્યારે તેનું જરાયુજ ઉપજે છે તેમાં જો આર્તવનો ભાગ વિશેષ હોય તો સ્ત્રી થાય છે અને વીર્યનો ભાગ વિશેષ હોય તો તે પુરૂષ થાય છે અને વીર્ય તથા આર્તવ (રૂધિર) સમાન હોય તો નપુંસક થાય છે; સ્ત્રીને ઋતુસ્નાન થવા પશ્ચાત્ ચોથે દિવસે અને તે સોળમા દિવસ સુધી ઋતુકાળ કહેલો છે; તેમાં એકી સંખ્યાના દિવસોમાં રહેલો ગર્ભ પુરૂષ થાય છે. આ વિષયમાં શ્રી વેદવ્યાસજીનું પણ પ્રમાણ રૂપ કથન છે કેઃ—**युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषुः** ભાવાર્થઃ–ઉપર પ્રમાણેજ સમજવો. એ પ્રમાણે અન્ય ઋષિઓએ સોળ દિવસનું પ્રત્યેકનું જુદું જુદું વ્યાખ્યાન આપી સ્પષ્ટિકરણ કર્યું છે પરંતુ તે આ ગ્રંથના દ્વિતીય ભાગમાં વિશેષતા પૂર્વક લખવામાં આવશે; જો સ્ત્રીને

સોળમે દિવસે ગર્ભ રહે તો તે મહા ચક્રવર્તિ રાજા થાય એ પ્રમાણે ધર્મ શાસ્ત્રોનું કથન છે અને એમાં કંઇ પણ સન્દેહ નથી. ઋતુસ્નાત સ્ત્રી આંકાક્ષા સહિત જેનું મુખ જુએ તેના જેવીઆકૃતિનો ગર્ભ થાય તેટલા માટેજ ધર્મશાસ્ત્ર કારોએ સ્ત્રીઓને સર્વથી પ્રથમ પોતાના પતિનું મુખ જોવું એમ જણાવ્યું છે; ગર્ભની પછવાડે જે સુક્ષ્મ ત્વચા ( ચામડી ) વીંટાયલી હોય છે તેને જરાયુ કહે છે; કેમકે વીર્ય અને રૂધિરનો યોગ તેમાંજ થાય છે; અને જરાયુજમાં ગર્ભ ઉત્પન્ન થાય છે માટે તે જરાયુજ કહેવાય છે પક્ષિ, સર્પ, વિગેરે અંડજ પ્રાણીઓ છે, મચ્છર વિગેરે સ્વેદજ તથા તૃણ, ગુલ્મ વિગેરે ઉદ્‌ભિજ અને દેવ, વિગેરે માનસ સૃષ્ટિ છે. આર્તવ સાથે મિશ્ર થયેલું વીર્ય પ્રથમ માસમાં દ્રવ અથવા પ્રવાહી અવસ્થામાં રહે છે તત્પશ્ચાત્ તે કંઈક ઘન ( ઘાટો ) થાય છે તેને કલલ કહે છે; પછી તેનો પરપોટો બાઝે છે; પછી તેની પેશી થાય છે; ઘન એવી પેશી થયા પછી દ્વિતિય માસે તેનો પિંડ (ગોળ) આકૃતિ ઉત્પન્ન થાય છે; ત્રીજે મહિને હાથ, પગ, માથું વિગેરે ઉપજે છે; ચોથે મહિને તેમાં જીવ પ્રગટે છે એટલે માતાના જઠરમાં ગર્ભ પણ પોતાની મેળે ચલાયમાન થાય છે તેમાં પણ પુત્ર હોય તો જમણે પાસે અને પુત્રી હોય તો તે ડાબે પાસે રહે છે; અને નપુંસક હોય તો તે ઉપરના મધ્ય ભાગમાં રહે છે એ પ્રમાણે શાસ્ત્રોનું કથન છે. માટે ઉદરમાં પુત્ર છતાં માતા જો જમણે પાસે સૂઈ રહે તો ગર્ભનાં અંગ અને તે અંગનાં ભાગો વિગેરે એકે કાળે સૂક્ષ્મ થઇ જાય છે દાઢી, દાંત, વિગેરે જે પદાર્થો જન્મ થયા પછી ઉત્પન્ન થાય છે તેને બાદ કરતાં ચોથે મહિને તે તે માનસિક ભાવો પણ ઉત્પન્ન થાય છે. કેમકે ગર્ભવતી સ્ત્રી બે હૃદય યુક્ત હોય છે, માટે એ પ્રમાણે દ્વિહૃદય સ્ત્રીને

શાસ્ત્રોમાં બે હૃદયવાળી સ્ત્રી કહે છે; માટે સ્ત્રીનાં દોહૃદ પૂર્ણ ન કરવાથી ગર્ભને ખોડ વિગેરે ઉપજે છે; તથા માતાનો લોભ જે વિષયમાં હોય છે તે વિષય સંબંધી પીડા પુત્રને ઉપજે છે; પાંચમે મહિને ગર્ભનું ચિત્ત જાગૃત થાય છે; અને માંસ તથા રૂધિરની પુષ્ટિ થાય છે. છઠ્ઠે મહિને હાડકાં, સ્નાયુ, નખ, કેશ, રૂવાંટાં, વિગેરે જુદાં જુદાં સ્પષ્ટ થાય છે અને બળ તથા વર્ણનો ઉપચય થાય છે; સાતમે મહિને અંગની સંપૂર્ણતા પ્રાપ્ત થાય છે તે ગર્ભ બન્ને હાથની વચ્ચે પગ આવે એવી રીતે કાનનાં છિદ્ર ઢાંકીને ગર્ભમાં વસવા વડે ઉદ્વેગ પામેલો ગર્ભાવસ્થાની એકાગ્રતાથી યુક્ત રહે છે; અને ત્યાર બાદ તેને સમ્યક્ પ્રકારે બોધ પ્રકટ થવાથી તથા ગર્ભવાસના મહા દુઃખથી યુકત થઈ નિર્વેદને પ્રાપ્ત થઈ "हा कष्टं" એમ પોતાનો શોચ કરે છે, અને તે ગર્ભ કહેવા લાગે છે કેઃ— "મહા અસહ્ય અને મર્મનો છેદ કરનારી તપેલી કરંભ વાલુકા (રેતી) નો મેં પ્રથમ બહુ વાર અનુભવ કર્યો. છે; પરંતુ અહીં તો મારા કોમળ આશય દાઝી જાય છે. અહો ! જઠરના અગ્નિ થકી તપ્ત થયેલા પિત નામકરસના છાંટા ગર્ભાશમાં ડુબેલા એવા મને અત્યંત બાળે છે; ગર્ભવાસથી પીડા પામેલા અને પાર્શ્વાસ્થિરૂપ કરવતથી દુઃખિતને મને શીમળાના કાંટા જેવા પેટમાંના કૃમિ (કીડા) ઓનાં મ્હોઢાં તોડી ખાય છે; જેમાં અત્યંત દુર્ગંધિ ભરેલી છે; તથા જઠરાનળથી જ જે પ્રદિપ્ત છે એવા ગર્ભમાં જે દુઃખ હું ભોગવું છું તેના કરતાં તો કુંભીપાક નામક નરકનું દુઃખ પણ હલકું છે; નરકમાં જેમ પરૂ, રૂધિર, અને કફ પીવો પડે છે; ઓકેલું ખાવું પડે છે અને અપવિત્ર મલીન જગ્યામાં જીવડા રૂપ થવું પડે છે; તે સર્વ ગર્ભવાસમાં વસનારા પ્રાણીને પ્રાપ્ત થાય છે; ગર્ભશય્યા

ઉપર ચઢીને જે દુઃખ મેં ભોગવ્યું તેના કરતાં સમગ્ર નરક સ્થાનોનું દુઃખ ચઢે એમ નથી.” ત્યારબાદ આઠમે મહિને ત્વચા અને બન્ને કાન ઉપજે છે; તથા હૃદયમાંનું ઓજને તેજ જે શુદ્ધ રાતું તથા ચારે પાસથી પીળું અને જેને જીવિતનું નિમિત ભૂત માનેલું છે તે ઉત્પન્ન થાય છે. જેથી તે ચંચળ ગર્ભ ફરીને માતા તરફ દોડે છે; એટલા માટે આઠમે મહિને જન્મેલો ગર્ભ જો ઓજ પ્રકટ્યા વિનાનો હોય તો તે જીવતો નથી; પછી હણાયલા અંગની પેઠે કેટલાક કાળ લગી સંસ્કાર બળથી તે ગર્ભની સ્થિતિ થાય છે; અને નવમા માસથી માંડીને પ્રસવનો સમય થાય છે માતાની રૂધિરવાહિની નાડીનો આશ્રય કરીને તેની પછવાડે ઉતારેલી માતાની આહાર રસને વેહેનારી નાડીનો સંબંધ ગર્ભની ડુંટીનીની નાડી સાથે હોય છે; તેથીજ માતાએ કરેલા અહારથી પોષણ થઇને ગર્ભ જીવે છે; પછી કુક્ષિના માર્ગ થકી પડેલો, અસ્થિ ( હાડકા ) રૂપ યંત્રમાં કચડાતો, મેદ અને રૂધિરે કરી સર્વ અંગે લેપાયલો, જરાયુ રૂપ પડોઆથી ચારે પાસથી આવૃત થયેલો ગર્ભ નીચે પ્રમાણે ભગવાનની પ્રાર્થના કરે છેઃ—હે પરમ દયાળુ ! આ મહાન્ નરક સમાન દુઃખમાંથી મને મુક્ત કરો; હું આપને ચરણ શરણ છું; હે નાથ ! હવે હું આપના રચિત સંસારમાં જઈ આપનીજ અષ્ટયામ પ્રાર્થના—ભક્તિ સેવા કરીશ; વિગેરે વિગેરે બહુજ આર્ત સ્વરે જયારે પુકારવા લાગે છે ત્યારે કૃપાનિકેતન પ્રભુ, મનમાં હાસ્ય કરીને કહે છે કે હે વાસનાસકતજીવ ! આ પ્રમાણે તું વારંવાર કરતો આવ્યો છો; પરંતુ હવે આ મનુષ્ય દેહ રૂપ અમૂલ્ય અધિકારને વ્યર્થ ગુમાવીશ નહિ, અને અષ્ટયામ મારૂં સ્મરણ ન કરતાં માત્ર બેઘડી પણ પ્રતિદિન જો મારૂં સ્મરણ કરી મારા રચિત—વેદની આજ્ઞા પ્રમાણે જો આચરણ કરીશ તો

તારો અવશ્ય ઉદ્ધાર થશે ત્યારે જીવ ભગવાનને વચન આપે છે અને પછી આ સંસારમાં પોતાની માતાથી જન્મ લઇ નિચે મસ્તક પડે છે.

# પ્રોષિત સ્ત્રીધર્મ વિચાર.

જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય તેવી સ્ત્રીને પ્રોષિત કહે છે; અને તેવી પ્રોષિત સ્ત્રીને કેવી રીતે વર્તવું હવે તત્સંબંધી ઉલ્લેખ કરવામાં આવે છે. પોતાના પ્રાણનાથ (પતિ) જ્યારે કોઇ આવશ્યક કાર્ય માટે પરદેશ પ્રતિ પ્રયાણ કરે ત્યારે નિમ્નઃ લિખિત સદ્બોધ પ્રમાણે વર્તવું જોઇએ જુઓ બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે કેઃ—**प्रस्थाना भिमुखे पत्यौ नासन्मंगल भाषिणी ॥ न वार्योऽसौ निषेधोक्त्या न कार्यं रोदनं तदा ॥ १ ॥** ભાવાર્થઃ—જ્યારે પતિ બહાર ગામ કોઈ પણ કાર્ય પ્રસંગે નિકળવાના હોય ત્યારે સ્ત્રીઓએ અમંગલ—અપસુકનના વચનો બોલવાં નહિ; તથા પોતાના પતિને જવા માટે ના પણ પાડવી નહિ, તથા પોતાના પતિના પ્રયાણ વખતે રડવું નહિ; **अकृत्वोद्वर्तनं नित्यं पत्यौ देशांतरगते ॥ श्वश्रूजीवनरक्षार्थं कर्म कुर्यात् अनिंदितम ॥ २ ॥** પતિ પરદેશ ગયા હોય ત્યારે માત્ર માંગલિક દિવસો સિવાય હમેશાં સારાં વસ્ત્ર તથા અલંકાર પહેરવા નહિ; કારણ કે હમેશાં સારાં વસ્ત્ર તથા અલંકાર ધારણ કરવાથી આંતરિક દુર્વિચારો ઉત્પન્ન થાય છે; માટે તેમ કરવું નહિ; કિંતુ પોતાના ભગવદ્ સ્વરૂપ પતિના આયુષ્યની વૃદ્ધિ કરનારા દેવતાનું સદ્ભાવથી સદૈવ પૂજન કરતાં રહેવું. જુઓ શુક્રનીતિના ચોથા અધ્યાયમાં મહાન્ નીતિવેત્તા શ્રી શુક્રાચાર્યજી કહે છે કેઃ—**मंडनं वर्जयेन्न नित्यं तथा प्रोषित भर्तृका ॥ धारयेत् मंगलार्थानि**

**किंचिदाभरणानिच ॥ देवताराधन परा तिष्ठेत् भर्तृहिते रताः ।३१०॥** વિશેષ અલંકાર તથા સારા મૂલ્યવાન્ વસ્ત્ર ધારણ કરવાં નહિ; પરંતુ માત્ર સૌભાગ્ય દર્શક ( બતાવનાર ) આભરણ ( સામાન્ય–સૌભાગ્યના અલંકાર ) ધારણ કરવાં અને દેવતાના પૂજનમાં તત્પર રહી પોતાના પરદેશ પધારેલા પતિનું હિત અહર્નિશ ઇચ્છવું કેમકે **नास्ति भर्तृसमोनाथो नास्ति भर्तृसमं सुखं ॥ विसृज्य धन सर्वस्वं भर्ता वै शरणं स्त्रियः ।३११॥** સ્ત્રી વર્ગને પોતાના પતિ સમાન કોઇ પાળનાર તથા સુખ આપનાર નથી; માટે ધન વિગેરે સર્વ પદાર્થોને જવા આપી—"**पतिनो आश्रय यथार्थ छे**" એમ માની હમેશાં પતિની સેવામાં પ્રેમ પુર્વક તત્પર રહેવું તેમજ **विधाय प्रोषिते वृत्तिं जिवेन्नियम मास्थिता ॥ प्रोषितेत्व विधायैव जीवेत् शिल्परगर्हितै ॥ ३१२ ॥** વખતે પોતાના પ્રાણનાથ ( પતિ ) ભરણ પોષણનો બંદોબસ્ત કરી પરદેશ પધાર્યા હોય ત્યારે શરીર શૃંગારાદિને છોડી નિયમ પાળીને રહેવું; અને કદાચિત્ ભરણ પોષણની ગોઠવણ કર્યા સિવાય પરદેશ સિધાર્યા હોય તો પણ નિંદા ન થાય એવી કારીગરીનો ઉદ્યોગ ( ધંધો ) કરી પોતાનું પેટ ભરવું; પરંતુ નિંદિત કર્મ એટલે ચોરી તથા કુકર્મ કરી પોતાનું જીવન ચલાવવું નહિ–જુઓ વ્યાસ સંહિતામાં પૂજ્યપાદ મહર્ષિ વેદવ્યાસજી શું કહે છે કેઃ—**श्वश्रुश्वशुरयोःपार्श्वे निद्राकार्या न चान्यतःप्रत्यहं प्रतिवार्ताच तयान्वेष्या प्रयत्नतः ॥३१३॥** યુવાવસ્થામા પ્રાપ્ત થયેલી સ્ત્રીઓનો જો પતિ પરદેશ ગયો હોય ત્યારે તે તરૂણ સ્ત્રીઓએ પોતાની સાસુ સાથે શયન કરવું કારણ કે ગમે તેવી પતિવ્રતા હોય પરંતુ લોકાચાર અને પોતાના કુળના

વ્યવહાર વિરૂદ્ધ આચરણ કરે તો તેના પર કલંક લાગે છે; માટે હમેશાં સંસારની બીક રાખવી જોઇએ તથા પોતાના પ્રાણનાથ ( પતિ ) ના કુશળ સમાચાર બનતા પ્રયત્નોથી શોધી કાઢવા ઉત્સાહી થવું. **दूताः प्रस्थापनीयाश्च पत्युःक्षेमोपलब्धये । देवतानां प्रसिद्धानां कर्तव्यं उपयाचनम् ३१४** વખને એવી રીતે સંશોધન ( તપાસ ) કરતાં પણ જો પોતાના પતિના સમાચાર ન મળે તો પોતાના દૂતો (ચાકરો) અથવા કોઇપણ મનુષ્ય મોકલી તપાસ કરવી અને પતિના સુખશાંતિ માટે પ્રસિધ્ધ દેવતાઓનું પૂજન કરી તેની પ્રાર્થના કરવી. અને તે પતિનાં શુભચિંતનમાંજ સદા રહેવું જોઇએ. **एवमादि विधातव्यं सत्या प्रोषित कांतया ॥ अप्रक्षालन मंगानां मलिनाम्बर धारणम् ॥३१५॥** જેના પતિ પરદેશ પધાર્યા હોય તેવી સ્ત્રીઓએ તેલ વિગેરે સુગંધી ચીજનું મર્દન કરી સ્નાન કરવું નહિ; તથા વસ્ત્ર વિગેરે મૂલ્યવાન અલંકાર ધારણ કરવાં નહિ; અને વારંવાર શરીર સ્વચ્છ (સાફ) કર્યા કરવું નહિ; તેમજ **तिलकांजन हीनत्वं गंधमाल्यविवर्जितम् ॥ नख रोम्गाम संस्कारो दशना नाममार्जनम् ॥३१६॥** આંખમાં મેંગ નાંખવી નહીં; સારા સુગંધી ચંદન તથા પુષ્પમાળા, કિંવા મસ્તકમાં પુષ્પની વેણી પહેરવી નહિ; પોતાના નખ વારંવાર તોડવા નહિ; મસ્તકના કેશ હરઘડીએ સાફ કરવા નહીં; અને દાંતને કોઇ પણ જાતનો રંગ લગાડી શોભાયમાન કરવાં નહિં જુઓ મહાન મુનિ યોગીરાજ યાજ્ઞવલ્કય કહે છે કેઃ—**क्रीडां शरीर संस्कारं समाजोत्सव दर्शनम् ॥ हास्यं परगृहेयानं त्यजेत् प्रोषित भर्तृका ॥३१७॥** જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય તેવી સ્ત્રીએ રમત ક્રીડા, શરીર શૃંગાર, અને ઓછવ, તથા મનુષ્યના મેળાની ધામધૂમમાં જવું નહિ, વિશેષ હાસ્ય

કરવું નહીં; તથા પારકે ઘેર કારણ સિવાય જવું નહીં **उच्चै र्हासः परैर्नर्म परचेष्टा विचिंतनम् ॥ स्वेच्छा पर्यटनं चैव वरपुसांगमर्दनम् ॥ ३१८ ॥** મોટે સ્વરે બોલવું તથા હસવું નહીં; તેમજ પરપુરૂષ સાથે ક્રીડા કરવા માટે તેનું ચિંતન કરવું નહિ પોતાની મરજી પ્રમાણે ગમે તે દિસામાં ભટકવું નહિ; અને પરપુરૂષ સારાં વસ્ત્રાભૂષણ વિગેરેથી સુશોભિત હોય તથાપિ તેની સાથે વિષય ભોગ કરવાની ઈચ્છા કરવી નહિ; એટલુંજ નહિ; પરંતુ; **अटनं चैकवस्त्रेण निर्लज्जत्वं यथागतिः ॥ इत्यादि दोषाः कथिता योषितो नित्य दुखःदाः ॥३१९॥** એકલું વસ્ત્ર પ્હેરી કાંચળી સિવાય નિર્લજ્જપણે કોઈ સ્થાનમાં જવું નહિ પરંતુ પોતાના શિષ્ટાચાર પ્રમાણે નિયમમાં રહેવું. ઉપર પ્રમાણે જે દોષો કથન કરવામાં આવ્યાં છે, તે સ્ત્રીઓને નિત્ય દુઃખ આપનારા છે જુઓ મહાભારતમાં કહ્યું છે કેઃ—**पानं दुर्जन संसर्गः पत्या च विरहाटनं ॥ स्वप्नोन्य गेहवासश्च स्त्रीणांवै दूषणानि षट् ॥ ३२० ॥** ન પીવાનું પીવું, દુર્જનની સોબત, પોતાના પતિથી અણબનાવ; ઠેકાણે ઠેકાણે રઝળવું, ઉંઘવાનો વિશેષ સ્વભાવ; અને અન્યને ઘેર સુવા બેસવાનું રાખવું એ છ પ્રકાર સ્ત્રી જાતીને દૂષણ રૂપ કહ્યાં છે. તે અવશ્ય ત્યાગ કરવાં જોઈએ; એ પ્રમાણે અન્ય પણ શ્રુતિ સ્મૃતિઓમાં "**प्रोषित स्त्री धर्म**" વિશે વિસ્તાર પૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે; અને તે સર્વનો યથાશક્તિ સાર સમ્પાદન કરી આ "સ્ત્રીધર્મ ગીતામાં" લખવામાં આવ્યું છે; તે પ્રમાણે જે સુશીલ, સદ્‌વિચાર સંપન્ન સ્ત્રીઓ વાંચી–વિચારી વર્તણુક રાખશે તો તે સર્વદા આ સંસારમાં સત્કીર્ત્તિને પ્રાપ્ત થઇ પરલોકમાં પોતાના પ્રાણનાથ (પતિ) સહિત અખંડ, સુખની ભોકતા થશે. **ॐ शांतिः शांतिः शांतिः**

## એકાદશ—દિવસ.

# વિધવા સ્ત્રીધર્મ વિચાર.

"न जाने जानकीनाथः प्रभाते किं भविष्यति"—

(ન જાણ્યું જાનકીનાથે પ્રભાતે શું થવાનું છે?)

* * * * * *

કાળ મહા વિકરાળ ન છોડે, હેતાં પણ અતિશય નાંખું છ.
તે માટે લે વ્હેલું ચેતી, મળશે નહિં એ ટાણું છ.
કંચન સરખી કાયા તારી. કરશે ભસ્મ કૃશાનુછ.
વિવેકથી લે તત્વ તપાસી, આખર મોત બિછાનુંછ.

સંસારની વિલક્ષણ કૃતિનું સૂક્ષ્મ રીતિથી અવલોકન કરતાં અંતે આ સર્વ અનિત્યજ છે. અને સર્વ ભયથીજ અન્વિત છે. મહાન્જ્ઞાની તત્વવેત્તા શેકસપીઅર કહે છે કે:— "આપણી પૃથ્વિ ઉપર આકાશ તળે જે સમગ્ર વસ્તુઓ છે; તે શું હમેશાં સ્થિર રહે છે! શું! સમુદ્રમાં ભરતી આવે છે, પુનઃઓટ નથી થતો! જ્યારે દિવસ અસ્ત પામે છે ત્યારે શું! અંધારૂં નથી થતું! અને સૂર્ય નારાયણને પણ શું આપણે કેટલીક વખત અંધકાર કરતાં વાદળાંથી ઝાંખો થયેલો નથી જોતાં!" સંસારની ગતિ વિચિત્ર છે; જે મનુષ્ય એક વખત કુસુમ શય્યાપર પોઢનાર હોય છે તેજ મનુષ્યને સોવાને માટે કયારેક કંથા (ગોદડી) પણ પ્રાપ્ત થતી નથી. જે મનુષ્ય ભૂમિ ઉપર કયારે પગ પણ આપે નહિં તેવા મનુષ્યને કયારેક મહાન અરણ્યમાં કાંટાવાળી ભૂમિ ઉપર રઝળવું પડે છે. એવીજ રીતે આ સંસાર સુખ દુઃખથી સંઘટિત છે. જે પતિવ્રતા પ્રમદાઓ એક વખત પોતાના પ્રાણનાથ ભગવદ્ સ્વરૂપ પતિની સાનિધ્ય અનેક પ્રકારની હાસ્ય વિલાસાદિક કળાઓથી આહ્લાદિત્ હોય છે. તેજ સ્ત્રી કયારેક પતિવિહિન થઇ

બેસે છે એવા વખતમાં સર્વ અધિકારીણી સ્ત્રીસમાજે સંસાર તરફ દુર્લક્ષ્ય આપી પોતપોતાના સ્વધર્મનિષ્ઠ થવું એજ તેમને શ્રેયસ્કર છે. નાશવાન્ પદાર્થનો શોક વ્યર્થ છે; એમ સમજી વૈધવ્ય દશામાં જે પાળવાનાં ધર્મ હોય છે તે પ્રમાણે પાળી પુનઃ પરલોકમાં પોતાના પ્રાણનાથને પ્રાપ્ત થવું જોઇએ અને તત્સંબંધી જે શ્રુતિ, સ્મૃતિઓમાં વિધવ સ્ત્રીના કર્ત્તવ્ય સંબંધી ઉલ્લેખ ઋષિમુનિઓએ કરેલ છે તેજ અત્ર સંક્ષિપ્ત લખવામાં આવે છે. સભળો!

**पत्यौ मृते तु नारीणां विधिद्वय मुदीरितम् ॥ वैधव्य पालयेत् सम्यक् सहाग्नि गमनंतुवा ॥३२१॥** પતિ મરણ પામ્યા પછી સ્ત્રીઓને બે પ્રકારના નિયમ કહયા છે; (૧) પ્રથમ તો આપણા ધર્મ શાસ્ત્રમાં કહયા પ્રમાણે "**विधवाधर्म**" પાળવો; (૨) અથવા તો પતિ મરણ પામ્યા પછી તેજ વખતે એક ચિત્તામાં સાથે બળી મરવું; પરંતુ વર્તમાન સમયમાં સાથે બળી મરવાની રીતિ બંધ થઇ છે માટે વિધવા ધર્મ બરાબર પાળવો એજ ઉત્તમ છે; કારણ કે તેમ કરવાથીઃ—

**पत्यौ मृतेच या योषित् वैधव्यं पालयेत् सदा ॥ सा पुनःप्राप्य भर्त्तारं स्वर्गलोकं समश्नुते ॥३२२॥** જે સ્ત્રી પોતાના પતિના મરણ પામ્યા પછી વૈધવ્ય એટલે વિધવા ધર્મ પોતાના સદાચારમાં રહીને પાળે છે તો તે સ્ત્રી મરણ પામ્યા પછી પોતાના પરલોકવાસી પતિ સાથે પરલોકમાં ઉતમ પ્રકારનું સુખ ભોગવે છે. **विधवा पालयेत् शीलं शील भंगात् पतत्यध। तद्दोषात् अपि स्वर्गात् पतिः पतति सर्वथा ॥ तस्याः पिताच माताच भ्रातृवर्गस्तथैवचः ॥३२३॥** વિધવા (પતિ વગરની) સ્ત્રીએ પોતાનો સદાચાર હુમેશાં પાળવો તથા શીલની રક્ષા કરવી; અને જો સદાચાર તથા શીલવૃતનો ભંગ કરવામાં આવે તો અધોગતિ એટલે નરકને પ્રાપ્ત થાય છે; તથા તે પોતાના પતિને પણ નરકમાં પાડે છે; એટલુંજ નહિ

પરંતુ પોતાના માતા, પિતા, અને ભ્રાતૃ વર્ગ સદાચાર પાળી જો સ્વર્ગમાં ગયા હોય તો તેને પણ નરકમાં પાડે છે; માટે વિધવા સ્ત્રીએ સદાચાર પાળવો કે જેથી સર્વને સુખની પ્રાપ્તી થાય–એ સર્વ શાસ્ત્ર સંમત છે જુઓ મનુ-ધર્મ શાસ્ત્રના ૫ અધ્યાયના ૧૫૭ શ્લોકમાં કહ્યું છે કેઃ–

**कामंतु क्षपयेत् देहं पुष्प मूल फलैः शुभैः ॥ नतु नामापि गृण्हीयात् पत्योमेते परस्यतु ॥ ३२४ ॥** વિધવા સ્ત્રીએ ફળ, પુલ, અથવા કંદમૂલ ખાઇ પોતાનો દેહ ત્યાગ કરવો પરંતુ પતિના મરણ પછી પરપુરૂષનું નામ પણ દુરાચાર પણે ન લેવું કારણ કે પ્રજા ન થાય તો પણ પોતાનું શીયલ-વૃત બરાબર પાળવાથી પૂર્વના ઋષિઓ, મહાત્માઓ (પુત્ર વગરના) જેમ સ્વર્ગમાં ગયા છે તે પ્રમાણેજ તે વિધવા સ્ત્રી સ્વર્ગને પ્રાપ્ત થાય છે. **मृते भर्तरि साध्वीस्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ॥ स्वर्गं गच्छत्यपुत्रापि यथाते ब्रह्मचारिणः ॥ ३२५ ॥** વિધવા સ્ત્રીએ પતિના મરણ પછી બ્રહ્મચર્ય અવસ્થામાં રહેવું; અને વખતે પુત્ર વિનાની હોય તો પણ જેવી રીતે સનકાદિક ઋષિ મહર્ષિઓ પુત્ર વિનાના છતાં મોક્ષને પામ્યા હતા તેજ પ્રમાણે પોતાના સત્ નિયમમાં વર્તનારી વિધવા સ્ત્રી પુત્ર વિના પણ ઉપર પ્રમાણે ઋષિઓની પેઠે મોક્ષ પદને પામે છે; પરંતુ વિધવાઓના જે નિયમો છે તે સમ્યક્ પ્રકારે પાળવાં જોઇએ. જુઓ શ્રીકૃષ્ણ ભગવાન્ બૃહન્નારદીય પુરાણમાં શ્રીમુખથી કહે છે કેઃ—**विधवा कवरी बंधो भर्तृबंधाय जायते । शिरसोवपनं कार्यं तस्मात् विधवया सदा ॥ ३२६ ॥** વિધવા સ્ત્રીએ પોતાનો કેશનો અંબોડો વાળવો નહિ; કારણ કે ગાંઠ બાંધવાથી પરલોકવાસી પતિને બંધન થાય છે; માટે મસ્તક ઉપર કેશ રાખવા નહિ; જેથી સ્વામી (પતિ) ને બંધનની પ્રાપ્તિ ન થાય. અત્ર કેશન રાખવાનું મુખ્ય કારણ તો એજ છે કેઃ–કેશ રાખવાથી પોતાના મનમાં

અનેક વિષયવિચારો ઉત્પન્ન થાય છે તે માટે અત્ર તત્સબંધી નિષેધ છે. एकाहारःसदा कार्यो न द्वितीयः कथंचन ॥ पर्यंक शायिनीनारी विधवा पातयेत् पतिम् ॥३२७॥ વિધવા સ્ત્રીઓએ જો બની શકે તો દિવસમાં એકજ વખત ભોજન કરવું; અને ભોજન પણ એવું કરવું કે જેનાથી પોતાના અંતઃકરણના વિચારો ખરાબ માર્ગ પર જાય નહીં; તેમજ વિધવા સ્ત્રીએ પલંગ અથવા ખાટલા ઉપર સોવું નહિ કારણ કે શય્યા ઉપર સોવાથી પતિની અધોગતી થાય છે. અને પોતે પણ નરકમાં પડે છે. तस्मात् भूशयनं कार्यं पतिसौख्य समीहया ॥ नैवांगोद्वर्तनम् कार्यं ताम्बुलस्य च भक्षणम् ॥३२८॥ માટે પોતાનું અને પોતાનાં પતિનું શ્રેય ઇચ્છનારી વિધવા સ્ત્રીએ હમેશાં પૃથ્વિ ઉપર પથારી કરી સુવું-પરંતુ કોઇ પણ પ્રકારનો દુઃખદાયક શરીરમાં રોગ થયો હોય અને જમીન ઉપર ન સુવાઇ શકાતું હોય તોજ આપત્કાલમાં શય્યા ઉપર સુવું; પરંતુ તેમ ન હોય તો કયારે પણ સુવું નહિ. વળી પોતાના શરીર ઉપર કોઇ પણ જાતના અત્તર અથવા સુગંધીવાળા પદાર્થો ચોળવા નહિ તથા તામ્બુલ (નાગરવેલનાં પાન) પણ ખાવાં નહિ; વર્તમાન સમયમાં આ વ્યવહાર ઘણે ઠેકાણે યત્કિંચિંત્ પણ પાળવામાં આવતો નથી તેનું કારણ એ છે કે તે પોતાના ધર્મથી અજ્ઞાત સ્ત્રીઓને તેવો યથાર્થ સદ્બોધ આપવામાં આવતો નથી. માટે જેમ બની શકે તેમ વિધવા સ્ત્રીએ તો આ નિયમો પ્રાણ જાય ત્યાં સુધી પણ પાળવામાં ભૂલવું નહિ. नाधिरोहेदनडवाहं प्राणैः कंठगतैरपि ॥ कंचुकं न परिदध्यात् वासोन विकृतं वसेत् ॥ श्वेत वस्त्रं सदा धार्यं अन्यथा रौरवं व्रजेत् ॥३२९॥ વિધવા સ્ત્રીએ ગમે તેટલું દુઃખ આવ્યું હોય તો પણ કોઇ વાહન ઉપર બેસવું નહિ; અને સાંઢ બળદની ગાડીમાં બેસવું નહિ; તેમ રંગવાળી કાંચળી અ-

થવા રંગ બેરંગ વસ્ત્ર પ્હેરવું નહિ; પરંતુ શ્વેત (ધોળું) વસ્ત્ર પ્હેરવું. અને ધોળું ન પ્હેરેતો માત્ર કાળું વસ્ત્ર સાદું પ્હેરવું; પરંતુ ચિત્ર વિચિત્ર વસ્ત્ર કયારે પણ પ્હેરવું જોઇએ નહિ. તથા **वैशाखे कार्त्तिके मासे विशेष नियमं चरेत् ॥ ताम्बुलाभ्यंजनं चैव कांस्यपात्रेच भोजनम् ॥ यतिश्च विधवा चैव वर्जयेच्चन्दनादिकं ॥३३०॥** વૈશાખ માસમાં તથા કાર્ત્તિક માસમાં અને માઘ માસમાં વિધવા સ્રીએ વિશેષ નિયમો અને વ્રત વિગેરે પાળવા; તામ્બુલ (પાન) ખાવું નહિ; આંખમાં મેંસ નાંખવી નહિ; તથા કાંસાના વાસણમાં ભોજન કરવું નહિ; તેમ યતિ (સંન્યાસી–ત્યાગી વૈરાગી) અને વિધવા સ્રીએ શરીરમાં કાંઇ પણ સુગંધી પદાર્થ લગાડવો નહિ; વળી વિધવા સ્રીએ કયારે પણ સ્વતંત્ર વર્ત્તવું નહિ જુઓ યાજ્ઞવલ્કય સ્મૃતિમાં લખ્યુ છે કેઃ—**पितृमातृ सुत भ्रातृ श्वशुश्वशुर मातुलैः हिनानस्याद्विना भर्त्रा गर्हणी यान्यथा भवेत् ॥३३१॥** ભાવાર્થઃ—પિતા, માતા, પુત્ર, ભાઈ, સાસુ, સસરો, મામો, એમાંથી કોઇની પણ આજ્ઞામાં રહેવું. તથા તેમની સાથે રહેવું; પરંતુ એ સર્વ વગર એકલી સ્વતંત્ર રહેવું નહિ; જો એ પ્રમાણે વર્તણુક રાખે નહિ અને સ્વેચ્છાચારમાં વર્તે તો તેની નિંદા થાય છે જુઓ તે સંબંધી મહાત્મા પારાશર મહર્ષિ કહે છે કે: **सधवा विधवा वा स्त्री या स्वतंत्रतयाचरेत् ॥ साग्राम सूकरी तुल्या धर्म भ्रष्टा भवेत् किल ॥३३२॥** અર્થઃ—સધવા અથવા વિધવા એમાંથી કોઇ પણ સ્રીએ સ્વતંત્ર વર્તવું નહિ. અને કદાચિત્ જો સ્વતંત્ર રીતે વર્તે તો તે ગ્રામની ભૂંડણને તુલ્ય થઇ અને પોતાના ધર્મમાંથી ભ્રષ્ટ થાય છે; મહર્ષિ ભૃગુસંહિતામાં લખ્યું છે કેઃ— **विधवाधारयेन्नैव सुक्ष्मवस्त्रमलंकृतिं ॥** વિધવા સ્રીએ સૂક્ષ્મ (ઝીણાં) વસ્ત્ર તથા અલંકાર ધારણ કરવાં નહિ; તેમજ

ગર્ગાચાર્ય મહર્ષિ કહે છે કે:—**मृत्ते भर्त्तरि या जीवेद् ब्रह्मचर्यं विवर्जिता पातयेत् स्वैरिणी सातु निरयं स्वकुल त्रयं ॥३३३॥** અર્થ:—પતિ મરણ પામ્યા પછી જે વિધવા સ્ત્રી બ્રહ્મચર્યને પાળતી નથી તે ભટકતી સ્વૈરિણી વિધવા પોતાના ત્રણ કુલને નરકમાં નાંખે છે; મહર્ષિ કાત્યાયન કહે છે કે:— **विधवा या भवेन्नारी भुंजीतैकादशी दिने तस्यास्तु सुकृतं नश्येद् ब्रह्महत्या दिने दिने ॥३३४॥** જે વિધવા સ્ત્રી હોય તેણે એકાદશીને દિવસે ખાવું નહિ; અને જો ખાય તો તેના પુણ્ય કૃત્યનો નાશ થાય છે; અને દિવસે દિવસે બ્રહ્મહત્યાનું પાપ લાગે છે; માટે વિધવા સ્ત્રીએ એકાદશીનું વ્રત અવશ્ય કરવું જોઈએ; આપત્કાલ હોય અને જો ન થઇ શકે એમ હોય તોજ ભલે; નહિ તો ગમે તેમ કરી પણ વ્રત કરવું. **उपवास व्रतादौ तु नित्यंकार्यं यथोदितम् ॥ इत्येवं नियमैर्युक्ता कर्मकुर्यात् अनिंदितम् ॥३३५॥** જે દિવસે વ્રત અથવા ઉપવાસો આવ્યા હોય તો તે પ્રમાણે કરવા અથવા તો પોતાની શક્તિ પ્રમાણે કરવા પરંતુ જગત્માં નિંદા થાય એવું કોઇ પણ પ્રકારનું કામ કરવું નહિ; જુઓ ધર્મોપદેશના ૯ મા અધ્યાયના ૨૫ મા શ્લોકમાં કહ્યું છે કે:—**शृंगार वार्ता न नृणां विधेया श्रव्यानताभिस्तरुणैर्नरैश्च ॥ एकांत देशे न कदापि वर्त्यं वर्ज्यं होलास्यं मरणंच्च हार ॥३३६॥** અર્થ:—પુરૂષના શૃંગાર, રંગરાગ, ભોગ સંબંધી વાતો વિધવા સ્ત્રીએ કરવી નહિ; અને તેમ કોઈ કરતો હોય તો સાંભળવી નહિ; એકાંત દેશમાં કોઇ પણ પુરૂષ સાથે રહેવું નહિ; અને હોળીની રમત તથા ફાગ ખેલવા તથા તેમાં હસવું, બોલવું કે હાસ્ય કરવું નહિ. સાંભળો! આ કાવ્યમાં શું કહ્યું છે!

**મનહર વૃત.**

પતિ પર લોક પ્રાપ્ત થવા પછી પ્રમદાને, રમ્ય રમાનાથનું એકાગ્રે ધ્યાન ધારવું;
પવિત્ર થઇને રે'વું ગુપ્ત પાપે ભૂવનમાં; ઉંચ્ચે સ્વર બોલ ભૂલે ચૂકે ન ઉચારવું.

સાસુને સસરા તણી સેવા કરી સ્નેહ વડે, વ્યવહાર યોગ્ય નિજ કાર્યને સંભાળવું:
બ્રહ્મઋષિ પ્રભાકર શાસ્ત્રોમાં કહ્યું છે તેમ, વિધવાએ સનાતન ધર્મને વિચારવું ૧
હાસ્ય કે વિલાસ તણી કરવી ન હીલચાલ, અન્ય ગૃહે કાર્ય વિના કદાપિ ન ભમવું;
વિવિધ વિશુદ્ધ વ્રત પાળીને પ્રયત્ન વડે, રે'વું ઉપવાસ કિંવા એક સમે જમવું
ક્ષમા દયા સભ્યતા સંતોષ સત્ય શીલ સજી, ભજી ભગવંત શનૈઃ શનૈઃ સ્મર દમવું.
બ્રહ્મઋષિ પ્રભાકર કહે કટું વેણ કોય. તોય શાંતિ રાખી કરી ક્ષિતિ પેઠે ક્ષમવું. ૨
ઓચ્છવ કે યાત્રા વિષે જવું નહિ કોઇ કાળ, ખ્યાલ ખેલ નાચ રાસ મંડળો ન ન્યાળવા;
માર્ગમાં મહિલાઓની મંડળીમાં માન માટે, અનેક યુક્તિઓથી કદ્દગારો ન ઉછાળવા.
જ્ઞાન તણાં ગ્રંથ વાંચી એક ઇશ્વરમાં રાચી, ભક્તિ કરી સારી શેષ દિવસો ને ગાળવા:
બ્રહ્મઋષિ પ્રભાકર સગાંઓથી સ્નેહ સ્થાપી વિધવાનાં ધર્મ એ પવિત્ર પ્રીતે પાળવા ૩
બ્રહ્મચર્ય પાળવાથી લખ્યું મનુસ્મૃતિ માંહી, બ્રહ્મચારી પેઠે પ્રભુપદને પમાય છે:
સાસુને સસરા તણી આમન્યા સ્વિકારવાથી, સદા સુરરાય ભગવાન સહાય થાય છે.
વિવેક વૈરાગ્ય વળી વિનય વિચાર વડે, વિધવાઓ વર્તવાથી વિશ્વમાં વંદાય છે;
બ્રહ્મઋષિ પ્રભાકર એવી રીતે વર્તવાથી, વિધવા નારીનાં સહુ પાપ તો કપાય છે ૪

*વિધવા સ્ત્રીએ પોતાનો દેશ, પોતાની જ્ઞાતી, અને પોતાના કુળ પરંપરાને અનુસરી વેશ રાખવો જોઇએ; વર્તમાન્ કાળમાં કેટલીક સ્ત્રીઓ પતિ મરી જાય એટલો તો ઉલટા ઓર મિજાજમાંજ આવી જાય છે અને પછી પોતાના સાસુ, સસરા, કે જેઠ, જેઠાણી વિગેરેને પજવે છે; તથા કેટલીક વિધવા સ્ત્રીઓ કલેશ કંકાસ કરી પોતાના પૂજ્યપાદો સાથે કોર્ટોમા કેસ માંડવા સુધી સાહસ કરે છે; એ સર્વ ધર્મનિષ્ઠ વિધવા સ્ત્રીઓનાં કર્ત્તવ્યો નથી; એવાં સ્વેચ્છાનુસાર આચરણથી તથા શાસ્ત્રમર્યાદાના ઉલ્લંઘનથી આ લોક તથા પરલોક એ ઉભયમાં ભ્રષ્ટ થવાયછે, માટેજ આચાર મયુખ નામના શાસ્ત્રમાં કહ્યું છે કે:—**यद्यपिस्यात् स्वयंब्रह्मा त्रैलोक कर्षण क्षमः तथापि लौकिकाचारं मनसापि न लंघयेत् ॥ ३३७॥ समया चारिको धर्मो जाति देश कुलोद्भवः ग्रामाचाराः परिग्राह्या सर्वत्रैव यथोदितः ॥ ३३८ ॥**

* વિશેષ જાણવાની ઇચ્છા હોય તો અમારો અન્ય બનાવેલ પુસ્તક "**श्रीमती सती सुशीला**" એ જુદો છપાવ્યો છે તે વાંચવું. જેમાં કાવ્યમાં સવિસ્તર વર્ણન છે.

અર્થ:—ત્રણ લોકને આધિન કરનાર કદાચિત્ સમર્થ બ્રહ્મા હોય તો પણ લૌકિક રીવાજને મનથી પણ ઉલ્લંઘન કરવું નહિ; પોતાનો દેશ, પોતાની જ્ઞાતિ અને પોતાના કુલમાંથી જે ઉદ્‌ભવિત આચાર; તથા તથા પોતાના ગામનો આચાર તે સર્વનો સ્વિકાર કરવો. સારાંશ કે કોઇપણ પ્રકારે નઠારૂં કહેવાય એ પ્રમાણે વિધવાસ્ત્રીએ કયારે પણ વેષ રાખવો નહીં. કિંતુ સમસ્ત સંસારનો ભય રાખી પોતાનો દેશ, પોતના કુલાચાર, પ્રમાણે વિચાર કરી મ્હેરવેશ રાખવો જોઇએ; કેટલીક વિધવા સ્ત્રીઓ સ્વતંત્ર થઇ પોતાના સાસુ, સસરા અથવા માતા, પિતા વિગેરે સુહૃદ વર્ગથી કલેશ કરી પોતાના પ્રાણનાથ (પતિ) એ ઉપાર્જન કરેલી દ્રવ્ય ક્ષણવારમાં ખોટા માર્ગમાં ગુમાવી બેસે છે, તે સ્ત્રીઓ આ સંસારમાં પણ અનેક પ્રકારે દુઃખને પ્રાપ્ત થઇ પરલોકમાં પણ નરકગામીનિ થાય છે. પોતાનો પ્રાણધાર, શિરછત્ર, મુકુટમણિ ગયો તો પછી અન્ય આ સંસારમાં શું રહ્યું! માટે પોતાના પતિના મરણ પછી તો સાક્ષાત્ યોગીનીની પેઠે પવિત્ર ધર્માચરણમાં પ્રીતી રાખી પોતાનો ભવ સુધારવો જોઇએ; કેટલીક વિધવા સ્ત્રીઓ ઢોંગી–ધુતારા–પાખંડી પુરૂષો ને ગુરૂ કરી અને તેની સેવામાંજ પોતાના પતિના પૈસા ઉડાવી આપે છે. એ કાર્ય પણ બહુજ વેદશાસ્ત્ર વિરૂદ્ધ અને નિંદિત છેઃ **"भर्त्तारेव गुरुस्त्रीणां."** સ્ત્રીઓનો ગુરૂ તો પતિજછે; તે સિવાય અન્ય કોઇ પણ થઇ શકતો નથી. એ સર્વમાન્ય વેદનો સત્ય સિદ્ધાંત છે; એ નિશ્ચય રાખવું. વિધવા સ્ત્રીઓએ હમેશાં સાંસારિક વિષયોવાળા પદાર્થો તરફ દોષ દર્શન કરવું જોઇએ; જેમકેઃ—અહો! આ શરીર (પાંચ ભૌતિક)માં અસ્થિ, મજ્જા, માંસ, રૂધિર, ત્વચા, પુરૂ વિગેરે દુર્ગંધીવાળાં પદાર્થોજ છે. વિશ્વમાં માયાનો પ્રચાર જે અનાદિ કાળથી ચાલ્યો આવે છે તે સર્વે અનિત્ય તથા જાંજવાના જળવત્ છે. ચૌદ બ્રહ્માંડ સર્વ નાશવાન

છે તો પછી આ શરીર નાશ થશે એમાં આશ્ચર્ય શો! શરીર ક્ષણભંગુર છે અને તેથીજ આ શરીરના પૃથક્ પૃથક્ રંગ ક્ષણ ક્ષણમાં પરિવર્ત્તન થયા કરે છે; વળી મળ-મૂત્રાદિકની તો ખાણુજ છે. અને જેથી કદી સહસ્ર વર્ષની આયુષ્ય થઈ તો તેથી પણ શું થવાનું છે! કેમકે પંચ વિષય (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ,)ના જે કાર્ય છે તે મહાન્ દુઃખદાયક છે. એટલા માટેજ મહાન્ આત્મ જ્ઞાની ઋષિ અષ્ટાવક્રજીએ રાજા જનકના પ્રતિ કહ્યું છે કેઃ—

**मुक्तिमिच्छसी चेत्तात विषयान् विषवत्त्यज ॥ क्षमार्जव दया तोष सत्यं पीयूषवद् भज ॥३३९॥** (અષ્ટાવક્રગીતા. શ્લોક ૧.)

હે તાત! હે રાજા જનક! જો મોક્ષ પામવાની ઈચ્છા રાખતો હોય તો પંચ વિષયોને વિષ (ઝેર) પેઠે જાણી કરી તેનો ત્વરિત ત્યાગ કર. અને તેના બદલામાં ક્ષમા, સરળતા, દયા, સંતોષ, અને સત્ય એ અમૃતની સમાન સુખને આપનારા સદ્‌ગુણોને ધારણ કર. એટલુંજ નહિ પરંતુ યાજ્ઞવલ્કય મહર્ષિજીએ કહ્યું છે કેઃ—વિષ (ઝેર) કરતાં પણ વિષયો વધારે દુઃખ આપનારાં છે. કેમકે વિષ (ઝેર) એ શબ્દમાં બે અક્ષર છે અને વિષય એ શબ્દમાં ત્રણ અક્ષર છે અર્થાત્ વિષના પીવાથી તો મનુષ્યનો એકજ જન્મનો નાશ થાય છે; અને વિષયોના સેવનથી તો અનેક જન્મોનો નાશ થઈ જાય છે. માટે વિષ કરતાં પણ વિષયો બહુજ ખરાબ સમજવાં જોઈએ; સંસાર સર્વે સ્વાર્થમય છે. કિન્તુ નિઃસ્વાર્થ અને સાચો સ્નેહી તો એકજ ઈશ્વર છે. માટે તે સાચા પરમેશ્વરની સાથે સ્નેહ કરી વિધવા સ્ત્રીએ પોતાનો જીવન સાર્થક કરવું જોઈએ; અને પોતાના ચિત્ત પ્રત્યે હમેશાં કહેવું કેઃ—**हे! चित चिन्तय चिरं चरणं मुरारे ॥ पारं गमिष्यसि यतो भवसागरस्य ॥ पुत्राः कलत्र सुहृदो नहीते सहाया ॥ सर्वंविलोकय सखे मृगतृष्णि**

कामम् ॥३४०॥ અરે ! હે મન! ઘણા કાળ પર્યંત વિષ્ણુ ભગવત્‌ના ચરણારવિંદનું ચિંતન કર; જેથી તું આ સંસાર રૂપી સમુદ્રનો પાર પામીશ; પુત્ર, કલત્ર, અને સમ્બંધીઓ કાંઇ તને સ્હાય થવાનાં નથી; માટે હે સખા ! હે ચિત મિત્ર! એ સર્વને તું ઝાંઝવાના જળની પેઠે જો; તથા પોતાની જીહ્વાને હમેશાં કહેવું કેઃ—**हे जिव्हे रससारज्ञे सर्वदा मधुर प्रिये ॥ भगवन्नाम पीयूषं पीवत्वमनिशं सखे ॥३४१॥** હે રસના! રસના સારને જાણનારી સર્વદા મધુરી તું ભગવદ્ નામરૂપી અમૃતનું નિત્યપાન કર. હે કર્ણ! તું અનેક જન્મનાં પાપોને નાશ કરનાર ભગવદ્‌ની પવિત્ર કથાને શ્રવણ કર. હે નેત્ર! તું શ્યામ સુન્દર–મનહર શ્રી કૃષ્ણ ભગવાનની મૂર્ત્તિનાં દર્શન કર. હે કર (હાથ)! તું ભગવદ્ સેવા માટેની સામગ્રી સુધારવા પ્રયત્નશીલ થા. હે મસ્તક! તું ભગવદ્‌ના પવિત્ર ચરણમાં નમન કર. ઈત્યાદિ પોતાની સર્વ ઇન્દ્રિઓ ભગવદ્ પરાયણ કરી પોતે પણ–ભગવદ્ ભજનમાં આરૂઢ થઇ; પોતાના માતા–પિતા અથવા સાસુ–સસરા વિગેરે વૃદ્ધ પૂજ્યપાદોની આજ્ઞામાં રહી પોતાના વૈધવ્ય ધર્મને પાળી પોતાના જીવતરને સાફલ્ય કરવું જોઇએ. પરંતુ પોતાના વડીલ પૂજ્ય વિગેરેને તરછોડવું નહિ. એ સર્વ શાસ્ત્રોનો સદ્‌બોધ છે. સાચી ભકિત ત્યારેજ થઈ કહેવાય છે કે જ્યારે સંસારના સર્વ જીવોથી નિરવૈરપણે આચરણ કરવામાં આવે. એ પ્રમાણે પોતાના કુલાચાર, ધર્માચાર, દેશાચાર, શાસ્ત્રાચાર, અને શિષ્ટાચારને સમજી, તે પ્રમાણે અન્ય સ્ત્રી સમાજને સમજાવવું જોઇએ. અને એ પ્રમાણે ધર્મ પરાયણ વિધવા સ્ત્રીઓ આ સંસારમાં સર્વ પ્રકારે સર્વત્ર પ્રશંસાને પ્રાપ્ત થઇ, અને અંતિમ્ પરમાત્માના પરમધામમાં પધારે છે. હવે હું આપને તુલસી પૂજા વિષે કહું છું. તે આપ એકાગ્ર ચિત્તથી સાંભળશો.

**ॐ शांतिः शांतिः शांतिः**



# શ્રી તુલસી પૂજન વિધિ.



**શ્રી** તુલસી પૂજન દરેક સ્ત્રીએ કેવી રીતે કરવું તત્સંબંધી યત્કિંચિત્ અત્ર ઉલ્લેખ કરીએ છીએ; પ્રથમ સ્ત્રીજાતિએ પોતાનાં નેત્રને જલનો સ્પર્શ કરવો અને પછી પોતાના હાથમાં જલ લઈ નિચે લખ્યા પ્રમાણે સંક્ષિપ્ત સંકલ્પ કરવો—" **अद्येत्यादि ममात्मनः पुराणोक्त फलप्राप्त्यर्थं तथाच मम भर्त्रामह अखण्डित सुख सौभाग्य सन्तत्यायुरारोग्यैश्वर्याभिवृद्धिद्वारा श्री तुलसीदेवता प्रीत्यर्थं वृन्दावने तुलसी पूजनमहं करिष्ये.** " એવી રીતે સુવાસિની (પતિવાળી) સ્ત્રીઓએ સંકલ્પ કરવો; અને જે વિધવા સ્ત્રી હોય તો તેમણે આ પ્રમાણે ઉચ્ચાર કરવું:—" **अद्येत्यादि ममात्मनः पुराणोक्त फल प्राप्त्यर्थं तथाच स्वर्गे अक्षय्य फल प्राप्त्यर्थं श्री तुलसीदेवता प्रीत्यर्थं वृंदावने श्री तुलसी पूजनम करिष्येः** એ પ્રમાણે સંકલ્પનો ઉચ્ચાર કરી હાથમાંથી જલ છોડી દેવું અને પછી નિચે લખેલા શ્લોકોથી શ્રી તુલસીનું ધ્યાન કરવું:—

**ध्यायेच्च तुलसीं देवीं श्यामां कमल लोचनां ।**
**प्रसन्नां पद्मवदनां वराभय चतुर्भुजां ॥ १ ॥**
**किरीट हारकेयूर कुंडलादि विभूषणां ॥**
**धवलांकुश संयुक्तां पद्मासन निषेविनां ॥ २ ॥**
**प्रियांच सर्वदा विष्णोः सर्वदेव नमस्कृता ॥**
**श्रीतुलस्यैनमः ध्यानं समर्पयाम ॥ ३ ॥**

આ શ્લોક ભણ્યા પછી જલ વિગેરે ચઢાવી, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય વિગેરેથી પૂજા કરવી પછી તુલ

શ્રીની પ્રદક્ષિણા કરવી; અને ત્યાર બાદ શ્રી તુલસીની આ પ્રમાણે પ્રાર્થના કરવી.

सौभाग्यं संतति देवी धनं धान्यंचमे सदा ॥ आरोग्यं शोक शमनं कुरु मे माधव प्रिये ॥ अभिष्ट फल सिध्धिंच सदादेही हरि प्रिये ॥ देवैस्त्वं निर्मिता पूर्वमर्चितानि मुनिश्वरः ॥ अतोमां सर्वदा भंक्तया कृपाद्रष्टया विलोकय ॥ पतेरायुश्च भाग्यंश्च सदा-देहीहरीप्रिये ॥ पूतना भय संत्रासात् रक्षितश्च यथाहरिः तथा संसार संत्रासाद्रक्ष ये वंश मुत्तमम्. "अनेन मया यथाशक्त्या पूजनेन श्री तुलसीदेवता प्रीयतां नमम." ॥ હે સુશીલ બ્હેનો! કાલની ગતિ વિચિત્ર છે તેટલા માટે હવે હું આપને કાલ વિષે એક અપૂર્વ કથા સંભળાવું છું તે આપ શ્રવણ કરશો.



## દ્વાદશ-દિવસ.

# શ્રી સિધ્ધદત્ત શર્મા અને સાક્ષાત્ કાલ.



હે પવિત્ર બ્હેનો? પૂર્વે વિજય નગરમાં એક વીરસિંહ નામક ભૂપતિ રાજ્ય કરતો હતો, શ્રીમાન્ વીરસિંહ નરેશ બાલ્યાવસ્થાથીજ સદ્વિદ્યાથી સંસ્કૃત (સંસ્કારી) હોવાથી જાણે દ્વિતીય રાજર્ષિ જનક હોય તદ્-વત્ બ્રહ્મનિષ્ઠ હોઈ વિદ્વાન, મહાત્મા જ્ઞાની પુરૂષની સાથે સમાગમ કરવાનો તેને અતિઉત્સાહ રહેતો હતો. "વીરસિંહ નરેશ બ્રહ્મવિદ્યા વિલાસી તથા મહાત્મા પુરૂષના સમાગમનો અભિલાષી, અને યોગ્ય વિદ્યાનો અભ્યાસી છે" એ પ્રમા-ણેની સત્યર્ચા ચારે દિશામાં ફેલાયાથી દેશ-દેશાન્તરમાંથી અનેકાનેક આપ્ત (જ્ઞાની) પુરૂષો શ્રીમાન્ વીરસિંહની નિકટ

સત્સંગ હિતાર્થે આવવા લાગ્યા. એક સમયે કોઇ એક સિદ્ધદત્ત શર્મા નામક મહાન્ વિદ્વાન્ મહાત્મા તે રાજાની પાસે આવ્યો. આ મહાત્મા શ્રીની સરળ રહેણી, કહેણી, તથા તેની પ્રપૂર્ણ વિદ્યાથી પ્રસન્ન થઇ શ્રીમાન્ વીરસિંહ નરેશે પોતાના ગુરૂ તરીકે તે સિદ્ધદત્ત શર્માને માની તેની પાસે પંચદશી નામક વેદાન્ત શાસ્ત્રના અપૂર્વ પુસ્તકની કથા શ્રવણ કરવાની જિજ્ઞાસા પ્રદર્શિત કરી; શ્રી સિદ્ધદત્ત શર્મા શ્રીમાન્ વીરસિંહ નરેશને ચતુષ્ટય સાધન સમ્પન્ન જાણી પ્રતિદિન સવારના ૮ થી ૯ વાગ્યા સુધી શ્રી પંચદશી ઉપર અને સાંજના ૫ થી ૬ વાગ્યા સુધી શ્રી બ્રહ્મસૂત્ર ઉપર પ્રવચન કરવા લાગ્યા; મહાત્મા શ્રી· સિદ્ધદત્ત શર્માની અપૂર્વ વકતૃત્વશકિત અને બ્રહ્મવિદ્યા સમ્બંધી અદ્વિતિય જ્ઞાન શકિતથી વિજય નગર નિવાસી આબાલ વૃદ્ધ પ્રજા આ મહાત્મા પ્રત્યે ગુરૂ ભાવ ધારણ કરી પોતાને "એક યથાર્થ મહાત્મા પુરૂષના સંસર્ગી થવાથી" કૃત્યકૃત્ય માનવા લાગી. એક દિવસે મહાત્મા શ્રી સિદ્ધદત્ત શર્મા રાજ્ય મહાલયમાં પ્રવચન કરતા હતા તેટલામાં તેમની દ્રષ્ટિ વ્યાખ્યાન મંડપમાંથી અકસ્માત્ બહાર ગઇ તો દૂરથી એક મ્હોટો સર્પ આવતો હતો. અને મહાત્માશ્રીના જોત જોતામાંજ શ્રોતૃસમાજના પાદ રક્ષક (ઉપાન–પગરખાં) માંના એક પાદરક્ષક (ઉપાન)માં તે સર્પ સમાઇ ગયો. મહાત્મા શ્રી સિદ્ધદત્ત શર્મા આ વિચિત્ર બનાવને જોઈ પોતાના મનમાં વિચારવા લાગ્યા કેઃ—અહો! આ મહાન્ આશ્ચર્ય!! કેમકે આવો મ્હોટો તક્ષક (સર્પ) એક ન્હાના (ઉપાન–પગરખાં)માં કેમ સમાઈ જાય! ખરેખર! એતો **न भूतो न भविष्यति**" જેવી વાર્ત્તા થઇ. એ પ્રમાણે વિચાર કરતા હતા. એટલામાં પુનઃ બીજો વિચાર ઉદ્‌ભવ્યો કેઃ–અસ્તુ. શું ચિંતા છે! કાંઇ ફિકર નથી!! કારણ કે જો

હમણાંજ હું શ્રોતૃ સમાજને કહીશ કે "હે સભ્ય શ્રોતૃ-સમાજ! આપ સર્વે પોત પોતાના પાદરક્ષકો (પગરખાઓ) સંભાળીને પહેરજો" તો વ્યાખ્યાનમાં જે અપૂર્વ રસ ઝામી રહેલ છે તેથી રંગમાં ભંગ થશે. માટે કથાની સમાપ્તિ કરવી તો મારા હાથમાં છે એટલે જ્યાંસુધી હું "अच्युतं केशवं राम नारायणं कृष्ण दामोदरं वासुदेवं हरे" એ શ્લોક દ્વારા કથાની સમાપ્તિ કરીશ નહિ. ત્યાં સુધી શ્રોતૃસમા-જમાંથી કોઇપણ શ્રોતા ઉઠી શકે તેમ નથી. જેથી જ્યારે કથા સમાપ્ત કરવાનો સમય આવશે ત્યારે પ્રથમથીજ સર્વ શ્રોતૃસમાજને "સહુ કોઈ પોત પોતાનાં ઉપાનો (પગરખાં-ઓ) સંભાળી પહેરજો" એ પ્રમાણે સૂચના કરી પછી अच्युतं केशवं દ્વારા કથા સમાપ્ત કરીશ. એવી રીતે નિશ્ચિત વિચાર ઉપર આવી મહાત્મા શ્રી સિદ્ધદત્તશર્મા કથા કરવા લાગ્યા. વ્યાખ્યાનના રસમાં મહાત્મા શ્રી તથા શ્રોતૃ-સમાજ એ ઉભય લુબ્ધ થઈ જવાથી તે દિવસે કથામાં અપૂર્વ રસ જામ્યો. જેથી "સર્વ શ્રોતૃસમાજ! આપ સર્વ પોતપોતાના પગરખાંઓ સંભાળી પહેરજો" એ સૂચના આપ્યા સિવાય अच्युतं केशवं વિગેરે અંતિમ્ મંગલા-ચરણ કરી કથાની સમાપ્તિ કરી. "કથા વંચાઇ રહી જેથી સર્વ શ્રોતૃ સમાજમાંથી એક પછી એક શ્રોતા પોતપોતાના ગૃહે જવા માટે પોતપોતાના પગરખા પહેરવા લાગ્યા; એટલામાંજ વિજયનગરનાં નગરશેઠ શ્રીમાન્ વિવેકચન્દ્રના એકજ આત્મજ (પુત્ર) સૌભાગ્યચન્દ્રના ઉપાન પગરખામાં તે ઉગ્ર તક્ષક (સર્પ) સમાઇ ગયો હતો; જેથી સૌભાગ્યચન્દ્રે જેવો પોતાનો પગ પોતાના ઉપાન (પગરખા)માં નાંખ્યો કે તરતજ તે તક્ષકે (સર્પે) તેના પગમાં ડંશન કર્યો. સર્પના ડંશથી તે સૌભાગ્યચંદ્રના રોમરોમમાં વિષ (ઝેર) વ્યાપી જવાથી એકદમ મૂર્છા ખાઇ ભૂમી ઉપર પડયો;

અને ક્ષણુવારમાં તો સર્વ શ્રોતૃ સમાજના જોતા જોતામાં તેના પવિત્ર આત્માએ પરલોકમાં પ્રયાણુ કર્યો. શ્રીયુત સાભાગ્યચન્દ્રના આ અકસ્માતિક મૃત્યુના દુઃખદ બનાવને જોઈ વિજય નગરની સર્વ પ્રજામાં હાહાકાર વર્તી રહ્યો. અને સર્વ કોઇ સાભાગ્યચન્દ્ર માટે કલ્પાંત કરવા લાગ્યા. આવા કરૂણામય બનાવને જોઇ મહાત્મા શ્રી સિદ્ધદત્ત શર્માને બહુજ ગ્લાની ઉત્પન્ન થઈ અને તેની સાથે પોતાને તે ધિઃકારવા લાગ્યાઃ—અરેરે! આ શો ગજબ થયો! જો મેં તેજ સમયે સર્વ શ્રોતૃ સમાજને સૂચના આપી હતે તો આ ભયંકર પરિણામ કયારે પણુ થાત નહિ!! ખરેખર આ સર્વ મારી ભૂલનોજ ફળ છે. હે કુટિલ દૈવ! તેં મને ઠગ્યો!! ઇત્યાદિ અનેક ઉદ્ગારોદ્વારા ખેદ કરી પુનઃમનમાં વિચારવા લાગ્યા કેઃ–એ કંઇ સાધારણુ તક્ષક (સર્પ) નથી; કિંતુ કોઇ વિચિત્ર સ્વરૂપ છે. કેમકે એટલો મ્હોટો સર્પ આવડા ન્હાના પગરખામાં સમાઈ જાય એજ એમાં પ્રમાણુ છે. એમ નિશ્ચય કરી ને સર્પની પછવાડે કોઇને પણુ ખબર આપ્યા સિવાય મહાત્મા સિદ્ધદત્ત શર્મા ચાલવા લાગ્યા. વિજયનગરની હદ ઓળંગી જયારે તે સર્પ આગળ ચાલવા લાગ્યો ત્યારે મહાત્મા પણુ તેની પછવાડે ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં વિજયનગરથી કેટલેક દૂર જયારે સર્પ આવ્યો ત્યારે તેણે પોતાના સર્પ શરીરને છોડી એક વિશાલ વટ વૃક્ષનું સ્વરૂપ ધારણુ કરી લીધું. "સર્પ શરીરમાંથી વૃક્ષ રૂપ બન્યો" એ અદ્ભૂત ખેલ જોઇ મહાત્મા સિદ્ધદત્ત શર્મા બહુજ અજાયબ પામી વટવૃક્ષથી થોડેક દૂર તેની સામે ઉભા રહી એ તક્ષક સમ્બંધી અંતઃકરણુમાં અનેકાનેક સંકલ્પો ઉદ્ભવ્યાથી વિવિધ પ્રકારે વિચારતા હતા એટલામાં તિર્થવાસી સાધુઓની એક મ્હોટી જમાત આવતી આંપણા મહાત્મા શ્રીને જોવામાં

આવી. સાધુઓની જમાતે આ સઘનવૃક્ષની છાયા જોઈ તે નિચે વિશ્રાન્તી લેવા માટે સર્વે આવી એક પછી એક બેસવા લાગ્યા. મહાત્મા સિદ્ધદત્ત શર્મા આ વૃતાન્તને જોઇ તિર્થવાસી સાધુઓની જમાતના મહંતજીને કહેવા લાગ્યાઃ—**महात्माजी ! आप इस वटवृक्षकी छायामैं बैठना नहि ! यह जो आपकों वटवृक्ष दिखाइ पडताहै सो वृक्ष नहिंहै ! किन्तु मायावी वृक्ष है. इसके निचे बैठनेसैं आपका हित न होगा.** એવી રીતે સિદ્ધદત્ત શર્મા કહેવા જતા હતા તેની વચમાંજ કરાલકાલથી ગ્રસિત થયલા પ્હેલા મહંતજી કહેવા લાગ્યાઃ—**चलवे लंडी ! क्या तेरे बावाका यह वृक्ष बनाया हुआहै ! देखो ! यह कैसा बमनहै ! हमलोग तिर्थवासी भटकते भटकते इस वृक्षकी छाया निचे बैठने जातेहैं उसकों यह रोंकता है ! वाहरे ! वाह !! बमन !** એ પ્રમાણે કહી અને જમાતને કહેવા લાગ્યોઃ— **आइये तिर्थवासी यहां आइये ! ! यह कुछ बमनके बावाका वृक्ष नहि है ! आइअे ! ! बैठीअे ओर अपने अपने लीये भोजन सामग्री बनवाइअे ! ! !** એ પ્રમાણે મહંતજીની આજ્ઞા થતાંઆખી જમાત તે વટ વૃક્ષ નિચે આવી બેસવા લાગી. અને સર્વ-કોઈ ક્ષુધાથી આકુલવ્યાકુલ હોવાથી પોતપોતાને માટે પૃથક્ પૃથક્ ચૂલાઓ માંડી રસોઇ બનાવવા લાગી. હે પવિત્ર બ્હેનો! જે તિર્થવાસીના પ્રારબ્ધ ચાર દિવસ સંસારમાં અધિક રહેવાનાં હતાં તે જમાતમાંથી બહાર નીકળી; કોઇ છાણા વીણવા, કોઇ લાકડા લેવા, કોઇ તરકારી-શાક લેવા, કોઇ લોટ, કોઈ દાળ, કોઇ ઘૃત લેવા માટે એક બાજુના ન્હાના ગામમાં ચાલતા થયા. અને બાકીની જમાતમાંના કેટલાક તિ-ર્થવાસીઓ રસોઇ બનાવવા બેઠા. એટલામાં તે વૃટવૃક્ષ એકદમ અકસ્માત્ ઉપરથી તૂટયો. જેથી તેજ સમયે સંખ્યાબદ્ધ તિર્થવાસીઓ "ઉપર પડેલા વૃક્ષથી દબાઈ મૃત્યુ

ને પ્રાપ્ત થયા. આ વિચિત્ર ખેલ મહાત્મા સિદ્ધદત્ત શર્મા દૂરથીજ જોઇ રહ્યા હતા. તે વિચારવા લાગ્યા કે:- ખરેખર! આ કોઇ ચમત્કારિક સર્પ છે. અરે! હમણાં તેણે સંખ્યાબદ્ધ મનુષ્યોનો અંત આણ્યો! એમ વિચારે છે એટલામાં તો પુનઃવટવૃક્ષમાંથી સર્પનો સ્વરૂપ ધારણ કરી ચાલતો થયો. તેની પછવાડે મહાત્મા સિદ્ધદત્ત શર્મા પણ પાછળ પાછળ ચાલવા લાગ્યા. થોડેક દૂર ચાલતાં તે સર્પે પોતાના સર્પ શરીરને પલટાવી મનુષ્યનો શરીર ધારણ કર્યો; તેને જોઇ મહાત્મા સિદ્ધદત્તશર્મા સજાતિય શરીરથી નિર્ભય થઈ તરતજ તેનો હાથ પકડીને પૂછવા લાગ્યા. અરે હે! વિચિત્ર પ્રાણી! તું કોણ છો! અને એ પ્રમાણે વિચિત્ર શરીરને ધારણ કરવાનું કારણ શું! એ પ્રમાણે જ્યારે મહાત્મા સિદ્ધદત્ત શર્માએ પૂછયું ત્યારે તે સર્પે જણાવ્યું કે:-ભાઇ! તમે જ્ઞાનવાન થઇ તથા આ મારા વિચિત્ર ખેલોને જોઇ હજી મને તમે ઓળખી શકયા નથી! જેને શાસ્ત્રમાં કાલ કહે છે તે હું પોતે કાલ છું. હું મારી ઇચ્છા પ્રમાણે અનેક સ્વરૂપ ધારણ કરવાને શકિતમાન છું. આ ઉત્તર સાંભળી સિદ્ધદત્ત શર્મા નમ્રતાથી કહેવા લાગ્યા; આપ સાક્ષાત્ કાળ મૂર્ત્તિ છો એમ જાણી મને વિશેષ આનંદ થયું. હું આપને શરણ છું. પરંતુ મારાપર કૃપાદ્રષ્ટિ કરી મને જણાવશો કે મારો મૃત્યુ કેમ અને કયારે થશે! એ સિદ્ધદત્ત શર્માના પ્રશ્નના ઉત્તરમાં તે કાલે જણાવ્યું-કે હે વિવેકી મહાત્મન્! એ વાત મને પૂછશો નહિ! કારણ કે એથી આપને બહુ ખેદની પ્રાપ્તિ થશે! આપને બહુ શોચ થશે!! એ પ્રમાણે સાંભળી સિદ્ધદત્ત શર્માએ કહ્યું કે હે! કૃપાઘન! આપ સાક્ષાત્ અનેક દેહધારી કાલ સ્વરૂપ છો; આપના મને પ્રત્યક્ષ દર્શન થયાં તેનો મારે ફળ શું! જયારે માનવસમાજપણ પરસ્પરની મૈત્રિથી અન્યોન્યની ગુપ્ત

વાતોને પણ પ્રકટ કરે છે ત્યારે તમારા જેવા સમર્થ પુરૂષો શરણાગત જાણી મારા મૃત્યુ માટે કહે તેમાં યત્કિંચિત્ પણ અનુચિત નથી. એવી રીતે મહાત્મા સિદ્ધદત્તશર્માએ જ્યારે બહુ આગ્રહ કર્યો ત્યારે તે મનુષ્ય સ્વરૂપધારી કાલ નિચે પ્રમાણે કહેવા લાગ્યો:–હે મહાત્મન્! આપ મારૂં કહ્યું માનતા નથી; પરંતુ આપના મૃત્યુ સમ્બંધી જે હું કહીશ તે સાંભળવાથીઆપને બહુ દુઃખ લાગશે. અને આપને તેથી અતિ ખેદ થશે. પરંતુ જ્યારે તમારો અતિ આગ્રહ છે તો લ્યો સાંભળો! હે પવિત્ર બ્હેનો! એવી રીતે મહાત્મા સિદ્ધદત્ત શર્માના આગ્રહથી સાક્ષાત્ કાલ આપણા સિદ્ધદત્ત શર્માના મૃત્યુ સમ્બંધી જે કંઈ સ્પષ્ટિ-કરણ કરી કહેશે તે હું આપને આ શ્રી સ્ત્રીધર્મ ગીતાના દ્વિતીય ભાગમાં વિસ્તાર પૂર્વક વર્ણન કરી સંભળાવીશ. હાલ સમય બહુ થઈ જવાથી આજની કથા હું અપૂર્ણ રાખી વિશ્રાન્તી લઉં છું. એ પ્રમાણે મહા-યોગિની સુરેન્દ્રબાલાની વાણી શ્રવણ કરી સ્રીસમાજ તરફથી જયજય ધ્વની કરવામાં આવી. અને તેથી શ્રીમતી બ્રહ્મચારિણી સુરેન્દ્રબાલાએ પોતાના સદ્બોધની પૂર્ણાહુતી કરી.

“ जय जय श्री महादेवी सुरेन्द्रबाला. ”



# "શ્રી સ્ત્રીધર્મગીતા"ના અગાઉથી થયેલા ગ્રાહકોની નામાવલી.



| નામ. મુંબઇ | નકલ. |
|---|---|
| શ્રીમાન્ વિસનજીભાઈ માધવજી. | ૫૧ |
| શેઠ હરિરામ ધર્મસિંહ ખજુરવાળા | ૫૧ |
| શેઠ શિવજીભાઇ પ્રાગજી તરફથી | ૫૧ |
| ડાકટર આર૦ જે૦ વેદાન્ત તરફથી | ૨૫ |
| શેઠ ધારશી નાનજીની કું. હ૦ હીરજી ભાઇ મૂલજી આણંદજી ... ... | ૨૦ |
| શેઠ નારાયણદાસ કાનજી માલજી... | ૧૦ |
| શેઠ લવજીભાઇ મેઘજી... ... ... | ૧૦ |
| શેઠ વિઠ્ઠલદાસ સુન્દરદાસ ... ... | ૧૦ |
| શ્રીમતી બાઇશ્રી નાથીબાઇ તે શેઠ દામોદર ઠાકરશીની ધર્મપત્ની... | ૧૦ |
| સ્વર્ગવાસી શેઠ નથુભાઇ ગોવિંદજીના ધર્મપત્નીબાઇ પ્રેમાબાઇ નિમિત | ૧૦ |
| રા. રા. વિઠ્ઠલજીભાઇ કેશવજી ક.-મુ. | ૧૦ |
| શેઠ ગોવિંદજી માવજી તરફથીઃ ... | ૧૦ |
| શેઠ માવજી કાનજી કોચીનવાળા ત. | ૧૦ |
| શેઠ ધારસીં નાનજી ... ... ... | ૫ |
| જોશી લીલાધર વાલજી ઘોલી ... | ૫ |
| શેઠ વિસનજી કર્મસિંહ દામજી... | ૫ |
| શેઠ મોનજી કાનજી ભક્તરત્ન ... | ૫ |
| સોની જયરામ કરસન ( કરાચી ) | ૫ |
| શેઠ પ્રયાગજીભાઇ દયાળ હરિયાણી | ૫ |
| શેઠ મણિલાલ. મુલજીની કું.... ... | ૫ |
| શેઠ વેલજી માધવજીની કું.... ... | ૫ |
| શેઠ ગોવિંદજી પચાણ.... ... ... | ૫ |
| શેઠ પુરૂષોત્તમ ડોરાની કું. હસ્તે શેઠગંગારામ વાઘજી ... ... | ૫ |
| શેઠ કાનજી પુરૂષોત્તમ હ૦ દયાળભાઇ | ૫ |
| શેઠ કેશવજી દામજી હીરજી ... | ૫ |
| શેઠ ભાણજીભાઇ તુલસીદાસ રંગવાળા | ૫ |
| શેઠ ટોપણ દામજીની કું. ... .... | ૫ |
| શેઠ ગીરધરદાસ જેઠાભાઇ ... ... | ૫ |
| શેઠ મોરારજી સુંદરજી ... ... ... | ૫ |
| શેઠ રત્નસિંહ પુંજા તરફથી ... | ૪ |
| શેઠ આણંદજી દયાળ ઝવેરી ... | ૪ |
| સોની ડુંગરસી વિશ્રામ (ભોજાએ) | ૪ |

| નામ મુંબઇ | નકલ |
|---|---|
| શેઠ શામજી જીવણદાસ ... ... | ૧ |
| ,, કેશવજી મૂલજી ... ... ... | ૧ |
| ,, જેઠાભાઇ ભીમજી ( રાયચુર) | ૧ |
| શા. વિસનજી ... ... ... ... | ૧ |
| રા. રા છોટાલાલ ઇશ્વરલાલ મેતા | ૧ |
| ,, કિશનલાલ ગિરધારીલાલ (,,).. | ૧ |
| ,, રામસુખ જયગોપાલ (,, ),. | ૧ |
| ,, પ્રેમજી ખેરાજ... ... ... ... | ૧ |
| શેઠ લખમીદાસ પ્રાગજી ... ... | ૧ |
| ,, વીરજી લખમીદાસ ... ... | ૧ |
| ઠા. નથુભાઇ મેઘજી ... ... ... | ૨ |
| શેઠ પ્રેમજી હેમરાજની કું૦ ... | ૧ |
| શેઠ મોનજી વીરજી ( કલિકોટ )... | ૧ |
| કંસારા નાથાલાલ દેવજી ચરખાવાલા | ૧ |
| ઠા. રણછોડદાસ લધા ... ...... | ૨ |
| ઠા. દામજી રવજી... ... ... ... | ૨ |
| ઠા. ભવાનજી ભાણજી ... ... ... | ૧ |
| શેઠ દામજી લક્ષ્મીદાસ કચ્છગઢશીશા | ૧ |
| શેઠ પુરૂષોતમ ભવાનજી કચ્છગઢશીશા | ૧ |
| શેઠ લક્ષ્મીદાસ ફકીર ... ... ... | ૧ |
| શેઠ જમનાદાસ દલુભાઈ ... ... | ૨ |
| જોશી મેઘજી કુંવરજી (ગુલુ ગહારાજ) | ૧ |
| વેદાન્ત ખીમજીભાઇ નારાયણજી... | ૧ |
| વેદાન્ત હીરજીભાઇ વિશરામ ... | ૧ |
| જોશી માવજી કાનજી ... ... | ૧ |
| ઠા. રણછોડદાસ નેણસી ... ... | ૧ |
| શેઠ શિવજી કુંવરજી ... ... | ૨ |
| શેઠ જમનાદાસ ભીમજી ... ... | ૧ |
| રા. રા. મહેશ્વરપ્રસાદ હાથીરામ | ૧ |
| કચ્છભૂજ. ... ... ... ... | ૧ |
| મિ૦ વી૦ એસ૦ નાગર ... | ૫ |
| રાવબહાદુર કેશવજી નથુ | |
| માસ્ટર ખટાઉ રત્નસિંહ... ... | ૧ |
| ઠા. ખેરાજ દેવચંદ... ... ... | ૧ |
| | ૧ |

| નામ | નકલ. |
|---|---|
| ડાકટર દામોદર મુરારજી લદ્દા... | ૧ |
| ઠા. રામદાસ સુરજી તરફથી ... | ૨ |
| રા. રા. મણિલાલ નથુરામ અધ્વર્યુ | ૧ |
| શેઠ ગોવર્ધનદાસ કૃષ્ણદાસ શ્રોફ | ૧ |
| શેઠ ખીમજી ગાંગજી કચ્છી વરાડીઆ | ૧ |
| ઠા. સુન્દરજી લીલાધર કચ્છી નાગ્રેચા | ૧ |
| ઠા. પ્રાગજી ખેતસી... ... ... | ૧ |
| જોશી મહાશંકર લક્ષ્મીદાસ ... | ૧ |
| ઠા. દેવજી શિવદાસ ઝવેરી ... | ૧ |
| મહારાજ શ્રી મોહનલાલ લધુજી | ૧ |
| શેઠ જાનકુજી બાબાજી ઝોરે ... | ૧ |
| ભણશાળી રત્નસિંહ ત્રિરજી ... | ૧ |
| સોની વિઠ્ઠલદાસ દેવજી ... ... | ૧ |
| કોઠારી હરિરામ નરસી હસ્તે નારાણજી ... ... ... ... | ૧ |
| ઠા. વાઘજી હંસરાજ ... | ૧ |
| શેઠ ધનજીભાઇ લધા (પનવેલી) | ૧ |
| જેઠાભાઇ લધા (પનવેલી) ... | ૧ |
| ખત્રી પુરૂષોતમ જાદવજી પ્રધાન | ૧ |
| ઠા. પુરૂષોતમ કેશવજી... ... | ૧ |
| ઠા. ગોપાલજી લખમીદાસ ... | ૧ |
| ઠા. દયાળભાઇ નારાયણજી...... | ૧ |
| ઠા. શિવદાશ વેલજી... ... ... | ૧ |
| ઠા. મેઘજી લક્ષ્મીદાસ ... ... | ૧ |
| રા૦ રા૦ હાજીમહમદ અલ્લારખ્યા શિવજી ... ... ... ... | ૧ |
| રા૦ રા૦ ખીમજી કુંવરજી ... | ૧ |
| ઠા. આણંદજી વિશ્રામ દલાલ... | ૧ |
| શેઠ શામજી માધવજી ભૂજ ... | ૧ |
| ઠા. મથુરાદાસ નારાણજી ... | ૧ |
| પારેખ વિઠ્ઠલદાસ પ્રેમજી ... | ૧ |
| ઠા. માધવજી ભવાન... ... ... | ૧ |
| ઠા. પ્રેમજી મુરજી (વાઇઓર)... | ૧ |
| ઠા. ઉમરસી વેલજી (લખપત)... | ૧ |
| ઠા. ઓધવજી જેઠા (ખોંભડી)... | ૧ |
| વ્યાસ ઉમીયાશંકર લીલાધર ... | ૧ |

| નામ | નકલ. |
|---|---|
| ઠા. હીરજી અર્જુન કચરા ... | ૧ |
| જોશી હરિરામ ઉમરસી (અલપઇ) | ૧ |
| ઠા. ઐચરદાસ વિસનજી („) | ૧ |
| ઠા. પુરૂષોતમદાસ ગોવિંદજી... | ૧ |
| ઠા. રણછોડદાસ વિ. નાનજી ... | ૧ |
| ઠા. અર્જુન ગોવિંદજી ... ... | ૧ |
| „ કરસનદાસ રામદાસ ... ... | ૧ |
| ઠા. પુરૂષોતમ દેવજી ... ... | ૧ |
| રા. રા. રામજી ખીમજી ભાવસાર | ૧ |
| ઠા. લાલજી લધા ... ... ... | ૧ |
| શેઠ ગોપાલજી રામજી ડભજી | ૧ |
| „ રામજી જેરામ ખાંટ ... ... | ૧ |
| ખત્રી શિવજી લક્ષ્મીદાસ... ... | ૧ |
| ખત્રી વેલજી લાડક... ... ... | ૧ |
| ઠા. વાલજી માધવજી ... ... | ૧ |
| ઠા. મોનજી ભીમજી હરડાવાલા | ૧ |
| ઠા. માધવજી નારાણજી ... ... | ૧ |
| ખત્રી પુરૂષોતમ કાલીદાશ... ... | ૧ |
| ઠા. હરિરામ કુંવરજી દલાલ ... | ૧ |
| ઠા. ખેરાજ સુંદરજી ... ... | ૨ |
| ઠા. કરસનદાસ લાડક ... ... | ૧ |
| ઠા. લાલજી જેઠા... ... ... | ૧ |
| ઠા. ચના મેઘજી (પુના)... ... | ૧ |
| ઠા. જમનાદાસ નરસી ... ... | ૧ |
| ઠા. શિવજી નરસી ... ... ... | ૧ |
| ઠા. પુરૂષોતમ જેઠા... ... ... | ૧ |
| જોશી દામજી હરિરામ સૂરજી... | ૧ |
| ભટ્ટ જીવરાજ નારાણજી... ... | ૧ |
| જોશી ચાગપાર પ્રયાગજી લેર... | ૧ |
| શેઠ માવજી ગોપાલજી (જોડીઆ) | ૩ |
| શેઠ રામજી કેશવજી (જોડીયા) | ૧ |
| ઠા. પીતાંબર જાદવજી ... ... | ૧ |
| ઠા. પુરૂષોતમ ગાંગજી ... ... | ૧ |
| શેઠ દેવકરણ પારપેઆ ... ... | ૨ |
| શેઠ વલભજી રામજી ... ... | ૧ |
| ઠા. લખમીદાસ જીવરાજ... ... | ૧ |
| ઠા. ખેરાજ સુન્દરજી ... ... | ૧ |

| નામ | નકલ. |
|---|---|
| ઠા. વેલજી ઉકેડા ... ... ... | ૧ |
| ભણશાળી ત્રીકમજી ધનજી જખૌ | ૧ |
| જોશી મનજી મૂલજી ... ... | ૧ |
| ઠા. દામજી મનજી (કોટડી) ... | ૧ |
| રા૦ રા૦ ગોવિંદજી મૂલજી ઠક્કર | ૧ |
| જોશી અરજણ નથુ લખ્યા ... | ૧ |
| ઠા૦ મેઘજી રાઘવજી ... ... | ૧ |
| ઠા૦ ભાગચંદ વેલજી ... ... | ૧ |
| ઠા. દેવજી ખીમજી... ... ... | ૧ |
| ઠા. પ્રધાન લધા દાણાવાળા ... | ૧ |
| ઠા. લીલાધર પુરૂષોતમ... ... | ૧ |
| રા. રા. લાલજી જેષ્ટારામ મ્હેતા | ૧ |
| શેઠ ગોપાલજી મુલજી... ... | ૧ |
| ઠા. વલભદાસ રણછોડદાસ ... | ૧ |
| બ્રહ્મનિષ્ઠ જયેષ્ઠારામજી (કોટડા) | ૧ |
| શેઠ ધર્મસિંહ દેવચંદ ... ... | ૧ |
| શેઠ પ્રેમજી રાઘવજી (રંગુન)... | ૨ |
| શેઠ શિવજી ચંદા (રંગુન)... | ૨ |

**કચ્છ-મોથાલા.**

| | |
|---|---|
| ઠાકોરશ્રીજી ભીમજી આમરજી... | ૨ |
| શેઠ કાનજી ખેરાજ (મોથાલા)... | ૨ |
| શેઠ કાનજી પુરૂષોતમ માધવજી | ૧ |
| શેઠ રામજી વાલજી હસ્તે વિશ્રામ | ૧ |
| સોની માધવજી અરજણ સાગર | ૧ |
| ઠા. વેલજી લધા ... ... ... | ૧ |
| સોની આણંદજી અરજણ સાગર | ૧ |
| ઠા. જાદવજી રાઘવજી ... ... | ૧ |
| ઠા. કાલીદાસ પ્રેમજી હસ્તે લખમીદાસ (મોથાલા)... ... | ૧ |
| બાઇ કાનબાઇ તે શેઠ પદમસી ધનજીની વીધવા (મુંબઇ)... | ૨ |

**કચ્છ તેરા.**

| | |
|---|---|
| શેઠ ત્રિકમદાસ લાલજી તરફથી | ૧૦ |

**કચ્છ-કોટડી (મહાદેવપુરી.)**

| | |
|---|---|
| જાડેજા કેશરજી અલઇઆજી... | ૧ |
| જાડેજા રાયધરજી અલઇઆજી... | ૧ |

| નામ | નકલ. |
|---|---|
| ઠા. ખટાઉ તથા સુંદરજી કુંવરજી | ૧ |
| સોની જાદવજી ગોવિંદજી... ... | ૧ |
| સોની આણંદજી દામજી... ... | ૧ |
| શેઠ કરસનદાસ ધનજી ... ... | ૧ |

**કચ્છ-બિદડા.**

| | |
|---|---|
| રા. રા. મહિપતરામભાઇ અમરજી બી. એ. એલ. એલ. બી. (અબડાશા ન્યાયાધીશ) ... | ૧૦ |
| રા. રા. મોગીલાલભાઇ (અબડાસા ફોજદાર) ... ... ... | ૧ |
| રા. રા. શ્યામજી હરિહર શર્મા વકીલ | ૧ |
| રા. રા. જીવન દેવકર્ણ વકીલ ... | ૧ |
| પટેલ દામજી હીરજી... ... ... | ૧ |

**કચ્છ-સુમરીરોહા.**

| | |
|---|---|
| નામદાર ઠાકોર સાહેબશ્રી ૭ રાજર્ષિ વૈરીશાલજી બહાદુર ... | ૫ |
| રા. રા. કુંવરજી નારાણજી ... | ૧ |
| શેઠ તુલસીદાસ સુરજી ... ... | ૨ |
| શેઠ પ્રયાગજી સુરજી... ... ... | ૨ |
| રા. રા. દયાળજી અર્જુનવર્મા... | ૧ |

**કચ્છ-નાગ્રેચા.**

| | |
|---|---|
| બ્રહ્મચારી મહાત્માશ્રી રામદત્ત શર્મા... ... ... ... | ૧ |
| માતાજી શ્રીમમીબાઇ... ... ... | ૧ |
| માતાજી શ્રી ભાગબાઇ ... ... | ૧ |
| શેઠ રાઘવજી પ્રયાગજી ... ... | ૧ |
| ભક્ત ખેતસી ખાંટ ... ... | ૧ |

**કચ્છ-વિંજાણ.**

| | |
|---|---|
| ભક્તવર્ય શેઠ રામજી મૂલચંદ | ૧ |
| જોશી નારાણજી ઉકેરડા... ... | ૧ |

**કચ્છ—ધડશીશા.**

| | |
|---|---|
| રા. રા. દામોદર દેવજી સ્કુલ માસ્ટર તરફથી ... ... ... | ૫ |

**કચ્છ—વિરાણી.**

| | |
|---|---|
| પોલીસ પટેલ જીવરાજભાઇ તરફથી | ૫ |

બાકીના સંખ્યાબદ્ધ નામો, કચ્છ-ભુજ, ગુજરાત, તથા કાઠીઆવાડ માંથી બહુ મોડાં મળ્યાં, અને જગ્યાને અભાવે છાપી શકાયાં નથી.